શિક્ષકોને અતિ ઉપયોગી, નવીજ પદ્ધતિથી બનાવેલી

# પાંચમા ધોરણની

# સરળ નોટ.

---

( જેમાં પાઠ તથા કવિતાના અર્થ, ગણીત મુખગણીત, ભૂગોળ, ઇતીહાસ વ્યાકરણ, લેખ પદ્ધની વ્યુત્પત્તિ, શબ્દોના અઘરા અર્થ, પદાર્થ પાઠનો સાર. ડીકટેશન, ફાઇલ વગેરે વિષયોનો સમાવેશ કરેલો છે. )

---

છપાવી પ્રસિદ્ધ કરનાર
બુકસેલર
**સુખલાલ નાથાલાલ શાહ.**
રીચીરોડ—અમદાવાદ.



---

સને ૧૯૧૯ પ્રત ૨૦૦૦.

કીંમત રૂ. ૧-૦-૦.

---

શ્રી "સત્યનારાયણ" પ્રિ. પ્રેસમાં પટેલ મોતીલાલ કાળીદાસે છાપી. ઠે. સીવીલ ઇસ્પીતાલ સામે પાનાભાઇની વાડીમાં—અમદાવાદ.

# પાંચમી ચોપડી.

## પાઠના અર્થ.

### ભાગ ૧ લો.

મરદાઇ=(મરદ+આઇ) પુરુષાર્થ, બહાદુરી, મરદપણું

દૃઢ=મજબુત

સ્નાયુ=માંસના લોચા

દાબમાં=અંકુશમાં, કબજામાં

શરીરની કેળવણી=સંભાળથી કસરત કરીને અને નિયમ પ્રમાણે વર્તવાની ટેવ પાડીને શરીરને મજબુત બનાવવું તે

મનની કેળવણી=મનને દાબમાં રાખી દૃઢ બનાવવું તે

પહેલવાન=કુસ્તી કરનારા શરીરે બળવાન માણસ

ભેદ=તફાવત

પ્રયત્ન=(પ્ર+યત્ન) વધારે મહેનત

કુસ્તી=શરીરના અવયવોથી સામસામા લડવાની વિદ્યા

મલખમ=કસરત કરવા માટે ખોડેલું લાકડું.

આટાપાટા=આડા ઉભા લીટા દોરી રમવાની રમત

ક્રિકેટ=બેટબોલની રમત

કસાઇ=કેળવાઇ

ચરબી=લોહીના તૈલી પદાર્થ

કુટેવો=(કુ+ટેવો] નઠારી ટેવો

*બ્રહ્મચર્ય=કુંવારા રહી વિદ્યા પ્રાપ્ત કરવાનો સમય

જોમ=બળ

ખીલી નીકળવું=ખુબ વધવું

લાલચો=નવું નવું મેળવવાની ઇચ્છાઓ

રોદણાં રડવાં=પોતાનું દુઃખ બીજાઓને જણાવ્યા કરવું

સહન કરવું=વેઠવું, ખમવું

---

* અસલના લોકોએ જીંદગીના ચાર આશ્રમ ઠરાવ્યા હતા, બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, સંન્યસ્ત.

આફત=દુઃખ
દ્વેષ=અદેખાઇ, ઝેર
અઘટતો (અ+ઘટતો) ગેરવાજબી
બલકે=એટલુંજ નહિ પણ
અશક્ત=(અ+શક્તિ શક્તિવગરના
ખસુસ=જરૂર, નક્કી
નકલ કરવી=કોઇનું જોઇને તેવું કરવું
*અનીતિ=(અ+નીતિ) નીતિનહિતે
બેવકુફ=(બે+વકુફ) સમજ વગરના

## પાઠ ૨ જો.

સમય સૂચકતા=(સમય+સૂચકતા, વખત વિચારીને વર્તવું તે
અકસ્માત=એકાએકબનેલો બનાવ
અણધાર્યું=(અણ+ધાર્યું) ધાર્યા વગરનું
સાવધ=સાવચેત
ગરક=લીન
ફરસબંધી=પત્થર જડેલી જમીન
સ્વસ્થ=હતું તેમનું તેમ, ગભરાટ વગરનું. શાન્ત
× જાતિસ્વભાવ=જાતિ+સ્વભાવ જાતનો=મૂળનો—સ્વભાવ
આતુરતા=ઉંકંઠા
મુંગે મોઢે=બોલ્યા વગર
વેઠી લેવું=ખમી લેવું
દાનવ=રાક્ષસ દૈત્ય
વરદાન=(વર+દાન) ઇચ્છેલું આપવાનું વચન

## પાઠ ૩ જો.

શ્વાસવાટે=(શ્વાસ+વાટે),શ્વાસનેરસ્તે
કાર્બોનિક એસિડગ્યાસ=કાર્બન અને ઓક્સિજનનો બનેલો ઝેરી વાયુ.
નુકસાનકારક=( નુકસાન+કારક ) નુકસાન કરનાર.
નિરંતર=હમેશાં
હાનિ=નુકસાન
વાતાવરણ=(વાત+આવરણ)પૃથ્વીની ચોતરફ વીંટાએલો વાયુ.
વાત=વાયુ
આવરણ=ઢાંકણ
પ્રયોગ=(પ્ર+યોગ) અખતરો
પ્રાણવાયુ=(પ્રાણ+વાયુ) પ્રાણ એટલે જીવને આધાર આપનારો વાયુ, ઓક્સિજન
કુદરત=ઇશ્વર. સત્તા
પ્રમાણ=માપ
સોઇ=સવડ

× વાઘનો જાતિસ્વભાવ. લોહી ચુસવું તે.

પરમ કૃપાળુ=ઘણા દયાળુ
કમકમાટ=દુ:ખની લાગણી વખતે શરીરમાં આવતી ધ્રુજારી
બેભાન=(બે+ભાન) ભાન વગરના
ઠરાતું=ઉભા રહેવાતું
આરોગ્ય=તંદુરસ્ત, રોગ વગરનું
આવજા=(આવ+જા) આવવું નેજવું
ધુમાતો=ધુમાડો નીકળતો
બદબો=(બદ+બો) ખરાબ વાસ
સંભવ=બનવું તે

પાઠ ૪ થો.

જવાંમર્દ=જુવાન મરદ, ખરો બહાદુર પુરુષ
પરોપકારી=(પર+ઉપકારી) બીજા પર ઉપકાર કરનારો
જવલ્લેજ=ભાગ્યેજ.
સુકાન=દિશા બદલવાનું યંત્ર
સર્વશક્તિમાન=(સર્વ + શક્તિ +માન) બધી શક્તિવાળા
તુતક=વહાણ કે આગબોટના ઉપલા ભાગમાં પાટીઆં જડીને બનાવેલી બેઠક
સહીસલામત=જોખમ કે નુકસાન વગરનો
ઓથું=આડું આવેલું પડ
દુઆ=સારી આશીષ
પહેલવાન=મલ્લ, કુસ્તીબાજ
શ્રદ્ધા=આસ્થા, ભરોસો

પાઠ ૫ મો.

ગુરુભક્તિ=(ગુરુ+ભક્તિ) ગુરુ માટે માન ને પ્રેમ.
વિદ્યાર્થી=(વિદ્યા+અર્થી) વિદ્યા મેળવવાની મતલબવાળો
ભાગવત=હિંદુ ધર્મનું એક પુસ્તક
ગુરુપત્ની=(ગુરુ+પત્ની) ગુરુની સ્ત્રી
સરબતડી=વધારે ને જલદી કામ કોણ કરે છે એવો ઠરાવ કર્યો.
મુસળધાર=(મુસળ+ધાર) મુસળના જેવી જાડી ધારમાં પડયા કરતો
મુસળ=સાંબેલું
ગળગળા=દુ:ખથી હૈયું ભરાઈ આવ્યું હોય તેવા
છાતી સરસા=છાતી સાથે
ભાવ=પ્રેમ, પ્યાર
તાજી=ન ભુલાય તેવી
બોધ=ઉપદેશ, શિખામણ
એકનિષ્ઠ=(એક+નિષ્ઠા) શુદ્ધ [ભક્તિ.
ખીલવવા=વધારવા

અભિમાન=(અભિ+માન) હુંપદ
અમૂલ્ય=(અ+મૂલ્ય) કીંમત ન કરી શકાય તેવી
આચાર્ય=ઉપદેશ આપનાર, ગુરુ

## પાઠ ૬ ઠો.

મન મારવું=મનને કબજે રાખવું
સ્વચ્છંદી=(સ્વ+છંદી) પોતાની મરજી પ્રમાણે ચાલનાર
સંયમ=(સં+યમ) મન મારવું તે
ઢબ=રીતભાત
ગણકારતાં=લેખવતાં
નાસ્તો=થોડું ખાવાનું
પરવારી ગયો=કામ કરી લીધું, નવરો થઇ ગયો
ઓછું આવશે=ખોટું લાગશે
સુસ્ત=આળસથી ભરેલું
ચઢેલું=ગુસ્સાવાળું
કકડી ગએલો=ઠરી ગએલો
ઉંઘણસી=ઉંઘના દેખાવવાળો
ચીઢવવાનું=ખીજવવાનું
ખાટું=થએલું=ક્રોધે ભરાએલું
લાલચ=વધારે મેળવવાની ઇચ્છા
ડગી=ખસી, ફરી

## પાઠ ૮ મો.

નિભાવ=ટકાવ, ગુજરાન
પુષ્ટિ=બળ, જોર
પુષ્ટિકારક=(પુષ્ટિ+કારક)
સાજુંતાજું=મંદવાડ ને કસારા વગરનું (સાજું+તાજું)
સામર્થ્ય=બળ
ભવિષ્ય=હવે પછીની જીંદગી
લહેજત=મજા
પકવાન્ન=(પકવ+અન્ન) પકવેલું અનાજ લોટ, ગોળ ને ઘી નાખીને બનાવેલું ખાવાનું
મિઠાઇ=ખાંડ, સાકરવાળા પદાર્થો
મસાલાદાર=મસાલાવાળા
મસાલા=તજ, લવિંગ, મરચાં વગેરે પદાર્થો
ખીલવટ=વધવું તે
શોખ=પ્રીતિ
કારી=મુંદના ભુકાનો કાવો
જાગૃતિ=સુસ્તીનું ઉડવું તે
તાડી=તાડનો રસ
દારૂ=એક જાતનો કેફી પદાર્થ
મદ્યાર્ક=(મદ્ય+અર્ક) દારૂનું સત્વ
મદ્ય=દારૂ, ગાંડા બનાવનાર પદાર્થ

અર્ક=સત્વ, કસ
અભિપ્રાય=મત, વિચાર
અફીણ=( અહિ=સર્પ+ફીણ=ઝેર ) સર્પના ઝેર જેવો પદાર્થ તે એક જાતના છોડનાં ફળોનો રસ છે.
ભાંગ=તે એક જાતના છોડનાં પાંદડાં છે
ગાંજો=તે એક જાતના છોડનાં ( પાંદડાં છે
કોકેન=એક જાતનું નાશકારક ઝેર

પાઠ ૯ મો.

કોમો=જાતો
આર્ય=સુધરેલા મધ્ય એશિઆના મૂળ વતની
દ્રાવિડ=આર્ય લોકોની પહેલાં હિંદના ઈશાન કોણમાંથી આવેલા લોકો
શક=આર્યની પછી હિંદના વાયવ્ય કોણમાંથી આવેલા લોકો
વેદ=ઈશ્વરી જ્ઞાનનું પુસ્તક વેદ ચાર છે. ૠગ્વેદ, યજુર્વેદ, અથર્વવેદ ને સામવેદ
રામાયણ=( રામ+અયન ) રામના વનવાસ સંબંધીનું પુસ્તક
મહાભારત=( મહા+ભારત ) ભરત રાજાના વંશોનું મોટું પુસ્તક
પુરાણ=હિંદુધર્મના જુના ધર્મપુસ્તકો
ધર્મશાસ્ત્ર=ધર્મના પુસ્તક
વેદધર્મ=વેદમાં કહેલા ધર્મને માનનારા
પરમાત્મા=( પરમ+આત્મા ) મોટો આત્મા, પરમેશ્વર
શિવ=કલ્યાણ કરનાર દેવ
વિષ્ણુ=સર્વત્ર વ્યાપી રહેલો દેવ
માતા=જગત્‌ને ઉત્પન્ન કરનારીશક્તિ
ઉપાસના=ભક્તિ
ઈષ્ટ=પોતે ઈચ્છેલો
વ્રત=ધર્મને લગતાં કાર્યો
ઉપવાસ=( ઉપ+વાસ ) ભુખ્યા રહેવું તે (કરવી તે
યાત્રા=ધર્મને બહાને મુસાફરી
અવતાર=જન્મ
સંન્યાસી=સંસારને તજી દીધો હોય તેવો બ્રાહ્મણ
કબીરપંથી=કબીરના પંથવાળા
ગ્રંથ સાહેબ=શીખ ધર્મગુરુઓનાં વચનોનું પુસ્તક
મોક્ષ=મુક્તિ, જન્મમરણથી છુટવું તે
નારાજ=(ના+રાજ) નાખુશ
મહાવીરસ્વામી=જૈન ધર્મના ચોવીસમા તીર્થંકર

શ્વેતાંબર=( શ્વેત+અંબર ) મૂર્તિને ધોળાં વસ્ત્ર પહેરાવનાર

દિગંબર=( દિક્+અંબર ) મૂર્તિને દિશારૂપી લુગડાં પહેરાવનાર એટલે વસ્ત્ર નહિ પહેરાવનાર

તીર્થંકર=પવિત્ર પુરુષો

અહિંસા=( અ+હિંસા ) હિંસા ન કરવી તે

વૈરાગ્ય=સંસારના મોહને તજી દેવો તે

પેગંબર=( પેગામ=સંદેશો+બર=લાવનાર ) ઈશ્વરનો સંદેશો લાવનાર

કુરાન=મુસલમાનોનું ધર્મ પુસ્તક

દાન=ધર્મને માટે આપવું તે

ખડા=હાજર

પારસી=પર્શિયા-ઈરાનના રહેવાસી

શાખા=ટોળી

ચિન્હ=નિશાન

અવસ્તા=પારસી લોકોનું ધર્મપુસ્તક

બાઈબલ=ખ્રિસ્તી લોકોનું ધર્મપુસ્તક

અનાર્ય=( અન+આર્ય ) આર્ય નહિ તે હિંદના મૂળવતની

મેલાદેવ=માંસનો ભોગ લેનારા દેવ

મત=પંથ, ધર્મમાર્ગ

## પાઠ ૧૦ મો.

મેગેસ્થનીસ=સંદ્રગુપ્તના દરબારમાં [illegible] સેલ્યુકસનો એલચી

[illegible] ૬ [illegible] લેખ

શિલાલેખ=( શિલા+લેખ ) પત્થર

તામ્રપટ=( તામ્ર+પટ ) તાંબાની તખ્તી પર લખેલો લેખ

બાણુ=શેઠ, મુસદ્દી

સેલ્યુકસ=સિકંદરનો સરદાર, બાક્ત્રીઅન રાજા, હિંદની વાયવ્ય તરફના પ્રદેશનો અધિપતિ

એલચી=પ્રતિનિધિ, એક રાજ્ય બીજા રાજ્યમાં પોતાના તરફથી માણસ રાખે છે તે

ઉતારો=નકલ કરવી તે

કરકસરવાળા=જોઈએ તેટલુંજ ખર્ચ કરનારા

થાપણ=સાચવવા આપેલી રકમ દાગીના વગેરે

કોરટ=ઇન્સાફની કચેરી

સાહેદી=સાક્ષી

ગુલામ=વેચાતો લીધેલો નોકર

ન્યાયાસન=( ન્યાય+આસન ) ઇન્સાફની ગાદી

તહેનાતમાં=હજુરમાં
શ્રવણ=બૌદ્ધસાધુ
દર્ભ=દાભડો; એક જાતનું ઘાસ
મૃગચર્મ=હરણનું ચામડું
કરી=રોગ મટાડવાને પાળવાના નિયમ
ભરગચ્છી=ભરતકામ
જવાહીર=હીરા, માણેક વગેરે

### પાઠ ૧૧ મો.

લાંગરેલી=લંગર નાખેલી
લંગર=વહાણ કે આગબોટને સમતોલ રાખનારૂં વજન
ૠગ્વેદસંહિતા=ૠગ્વેદના મંત્રોનો [સંગ્રહ
વરૂણ=જળનો દેવ
દરીઆ પારના=દરીઆની પેલી [તરફના
નાવ=વહાણ
અશ્વિનીકુમાર=( અશ્વિની+કુમાર:) અશ્વિનીના પુત્રો, દેવોના વૈદ
નૌકા=મોટું વહાણ
હલેસાં=વહાણ ચલાવવાના હાથલા
સમુદ્રયાન=સમુદ્રની મુસાફરી
ભૃગુકચ્છ=ભૃગુ ઋષિની દરીઆ કિનારાંની ભૂમિ, ભરૂચ
પૂર્વજન્મ=પહેલાંનો જન્મ
સુમાત્રા=બ્રહ્મદેશની દક્ષિણે બેટ છે
જાવા=બ્રહ્મદેશની દક્ષિણે બેટ છે
ખંબોજ=કેમ્બોડિયા
નાવે=( ન+આવે ) આવે નહિ
રળી=કમાઈ
પરીઆ=પેઢી, છોકરાનાં છોકરાં

### પાઠ ૧૩ મો.

ડબો=રખડતાં ઢોરને પૂરવાની જગા
નિર્મળ=(નિર +મળ) મેલ વગરની સ્વચ્છ, અજવાળાવાળી.
વહોરોછો=માથે લો છો
રખવાળ=રક્ષણ કરનાર
અમૃત જેવાં=ઘણાંજ મીઠાં
સ્વર=રાગ
તાલ=માત્રા પ્રમાણેનું માપ
ગ્રામ=સૂર સંબંધી માપ
મૂર્ચ્છના=સૂરને એક વાર ચઢાવવા ને પાછા ઉતારવા તે
ડાંગ=મોટી લાકડી
દાઝ=ગુસ્સો, ક્રોધ
ખાણીઓ=વીંધવાળો પત્થર
કળવળી=દુઃખ નરમ પડયું
લહે=લહેજત, મઝા
મણિ=કીમતી પત્થર

### પાઠ ૧૪ મો.

મુલતવી રાખવું=થોડો વખત બંધ રાખવું
માઠાં ફળ=ખરાબ પરિણામ
અનુભવ=મહાવરાથી મળેલું જ્ઞાન
નિબંધ=કોઈપણ બાબત ઉપર સારૂ લખાણ લખવું તે
ભલામણ=ગુણ દર્શન વર્ણન
કુટેવ=(કુ+ટેવ) નઠારી ટેવ
વીમો=દર વરસે અમુક રકમ ભરી નુકશાન લાગેથી ઠરાવેલી રકમ લેવાનો ઠરાવ
ભોગ જોગે=દૈવયોગે, નસીબયોગે
નોટ=રૂપીઆને બદલે વપરાતો ચલણી કાગળ
હેવાલ=જીંદગીની હકીકત
અસરકારક=(અસર+કારક) અસર કરે તેવું
જડ=મૂળ

### પાઠ ૧૫ મો.

ઠગ=છેતરનાર
યમન=અરબસ્તાનમાં શહેર છે
શેખ=આરબ લોકોની મોટી ટોળીનો સરદાર
અખૂટ=ખૂટે નહિ તેટલો
ખુદા=પરમેશ્વર
ખુબ સુરત=ઘણો રૂપાળો
મગન=મચેલો, ખુશી
દાદ=અરજ
અદ્‌ભુત=નવાઈ ભરેલી
જવાંમર્દી=બહાદુરી
ગુજારવી=ગાળવી, કાઢવી
એકલ પંથી=સાથી વગરનો મુસાફર
પરદેશી=(પર+દેશી) બીજા દેશનો રહેવાસી
ડોળ=દેખાવ
ગપસપ=સાચી જુઠી વાતો
પ્રતાપ=વગ વસીલો
ફાંસો=ગાંઠવાળી દોરી
નિર્ધન=(નિર+ધન) ધન વગરના
સ્તબ્ધ=ચકિત, દિંગ, છક
અપકાર=(અપ+કાર) ઉલટું કરવું, તે, ભુંડું કરવું તે
જાનમાલ=(જાન+માલ) જીવ નેમાલ

### પાઠ ૧૬ મો.

ઉડાઉપણું=શક્તિ ઉપરાંત ખરચ કરવું તે
બકે છે=સમજયા વગરનું બોલે છે
જહાંપનાહ=(જહાં+પનાહ)દુનીયાનું રક્ષણ કરનાર, પાદશાહ

વિચિત્ર=નવાઇ જેવો
ખુલાસો=સમજણ વાળું વિવેચન
તવંગર=પૈસાદાર
જમેઉધાર=આવક જાવક
કમી=ઓછી
દેવું=કરજ
નામું=લેવડ દેવડનો હિસાબ
અટસટ્ટો=શુમાર, અટકળ
પગરણ=સારાં ટાણાં
અચાનક=એકાએક
ચિઢીઆ=સામાને ખોટું લાગે તેવો ચહેરાનો દેખાવ
સ્વતંત્ર=(સ્વ+તંત્ર) પોતાનેજ તાબે, કોઇનો તાબેદાર નહોય તેવો
પરતંત્ર=(પર+તંત્ર) બીજાને તાબે
લાચાર=શક્તિ વગરનો
ચેનબાજી=મોજ મઝા
મિથ્યાભિમાન=(મિથ્યા+અભિમાન) ખોટું અભિમાન, પતરાજી
પાયમાલ=છેક નાશ થયો હોય તેવું
વરો=જમણવાર
ફુલાવી=ખોટાં વખાણ કરી
ફુલણજી=એ નામનો એક તાલુકદાર હતો
જપ્ત થઈ=લેણું વસુલ કરવા સરકાર કબજે ગઇ
હાથ પહોંચતો હોય=શક્તિ હોય
ઘટતું=યોગ્ય, વાજબી
પેટે પાટા બાંધી=પેટમાં નહિ [ખાઇને

## પાઠ ૧૭ મો.

મમતા=પ્યાર, હેત
ખાતર=બરદાસ, ચાકરી
ઉપર નીચે થઈ રહી હતી=ઘણીજ ઉત્સુક બની હતી
વેઠ વૈતરું=પૈસા આપ્યા વગર મજુરી કરાવવી તે
અમસ્તી=પૈસા આપ્યા વગર
વર્તણુંક=વર્તન, રીતભાત
ધર્મિષ્ઠ=ધર્મ પ્રમાણે વર્તનાર
આવડ ત્રેવડવાળી=ગોઠવણ કરી જાણનારી
થાણદાર=થાણાનો ઉપરીઅમલદાર
સહવાસ=મેળાપ
કુટુંબપ્રીતિ=કુટુંબના જેવું હેત
રસભેર=રસથી
ચંદી=જોગાણ, ઘોડાને ખવરાવવાનું અનાજ

ગોરજ=(ગો+રજ) ગાયના પગથી ઉડેલી ધુળ
ઉઘરાણી કરવી=લેણું પૈસા માગવા તે
વેતરણ=ગોઠવણ
ધીરધાર=પૈસા નામે આપવા તે
નાણાવટી=પૈસા ધીરનાર
દેવાદાર=દેવું કરનાર, બીજાની પાસેથી પૈસા વ્યાજે લેનાર
ધીરનાર=પૈસા નામે આપનાર

## પાઠ ૧૮ મો.

ચાલ=રીવાજ
બ્રહ્મચર્ય પાળવું=કુંવારા રહી વિદ્યા ભણવી
બટવો=બટુક છોકરો
વિધિ=ક્રિયા
દેવસાખે=(દેવ+સાખ) દેવને સાક્ષી રાખીને
રસિક=રસ ઉત્પન્ન કરે તેવી
વિવાદ=(વિ+વાદ) ચર્ચા
બ્રાહ્મણ=બ્રહ્મ એટલે પરમાત્મા સંબંધી જ્ઞાન મેળવનાર
ક્ષત્રિય=ભયમાં રક્ષણ કરનાર
વૈશ્ય=ધંધો રોજગાર કરનાર
શુદ્ર=કહદા પ્રકારની સેવા ચાકરી કરનાર
ધર્મોપદેશ=(ધર્મ+ઉપદેશ) ધર્મનો બોધ
શસ્ત્ર=હથિયાર
પુરાવો=સાબિતી
પ્રાચીન=પૂર્વના, પહેલના
કાલિદાસ=ભોજ રાજાના સમયમાં એ મોટો કવિ થઇ ગયો. જે હિંદના પ્રાચીન કવિઓમાં તે મોટો કહેવાય છે

## પાઠ ૨૦ મો.

ગુફા=મોટી બખોલો
ચૈત્ય=બૌદ્ધ ધર્મનાં ડુંગરોમાં કોતરી કાઢેલાં દેવાલયો
દેવાલય=(દેવ+આલય) દેવનું ઠેકાણું
ચિતા=મુડદાને બાળવા માટે કરેલો લાકડાનો ઢગલો
પાઘડી પટે=પાઘડીના જેવું લાંબું વધારે ને પહોળું થોડું
દાગભ=ધાતુગર્ભ
ધાતુગર્ભ=ધાતુ રાખવાની જગા
ધાતુ=શરીરનો ભાગ
વિહાર=બૌદ્ધ સાધુઓને રહેવાના મઠો
રડયોખડયો=કોઇજ જઇ ચડેલો
ક્ષણભંગુર=ક્ષણવારમાં નાશ પામે તેવું (ક્ષણ+ભંગુર)
વૃત્તિઓ=ઇચ્છાઓ

મારી=કબજે રાખી
નિર્વાણ=મોક્ષ, મુક્તિ
કલ્પના=મનમાં ધારવું
ભિક્ષુ=ભીખ માગીને ખાનાર
દિનચર્યા=(દિન+ચર્યા—ચાલવું તે ) સાધુએ રોજ કેમ ચાલવું શું [ કરવું તે
સૂર્યોદય=(સૂર્ય+ઉદય)
શંકા=નહિ સમજાએલી બાબત

પાઠ ૨૧ મો.

મોલ=પાક
પુણ્ય=પ્રભુ રાજી થાય તેવું કામ
સામટું=એક સાથે આપેલું
નહેરો=નદીમાંથી ખોદેલી મોટી [નીકો
સમરાવી=સુધરાવી
કંપનીનું રાજ્ય=૧૮૫૮ સુધી હિંદમાં એ મંડળીનું રાજ્ય હતું
બળદેવજી=શ્રીકૃષ્ણનાં મોટા ભાઇ
મનોહર=(મનસ્+હર) મનને ખેંચે [તેવા સુંદર
પટ=નદીની પહોળાઇ
ઝુકી રહેલાં=આવી રહેલાં
લચી જતાં=નમી પડતાં
રસાળ=ફળ.૫, બહુ પેદાશી
ખાલસા કર્યું=પોતાના રાજ્ય સાથે મેળવી દીધું [ નામ

કોલેરૂન=કાવેરીનુંમુખ આગળનું નામ
સદી=સૈકો, સો વરસનો કાળ

પાઠ ૨૨ મો.

લોકપ્રિય=( લોક+પ્રિય ) લોકોના વહાલા
ગામઠી=ધુડી, જૂની પદ્ધતિ પ્રમાણે શિખવનારી
સ્વામીનારાયણ=નારાયણ પ્રભુને માનનારો પંથ તેના સ્થાપક સહજાનંદ સ્વામી હતા
સંપ્રદાય=ધર્મનો પંથ
શરાણ=ધાતુ વગેરેને ઘસીને ધાર કાઢવાનું યંત્ર
કાવ્યકળા=કવિતા કરવાનો હુન્નર
સમાગમ=( સમ+આગમ ) સાથે મળવું તે
ભાટચારણો=એ નામની નાતો છે
દંતકથા=મોઢાની વાત
હિતેચ્છુ=(હિત+ઇચ્છુ) હિત ઇચ્છનાર, ભલું ઇચ્છનાર
વર્નાક્યુલર=ચાલતી દેશી ભાષા
સોસાયટી=મંડળી
પાર પાડવો=પૂરો કરવો
ઠરેલ=શાન્ત, સમજીને કામ કરનાર

હુન્નરખાન=હુન્નરને ખાનનું રૂપ આપી લખેલી વાત
હિત=ભલું, કલ્યાણ
ઋતુવર્ણન=ઋતુઓના હકીકત
સી. આઈ. ઇ. હિંદના રાજ્યનો માનવંતો દોરલ
ખિતાબ=ઇલકાબ
માનવંતો=(માન+વંતો)માનવાળો
વર્ષાસન=વરસે મળતી રકમ
લક્ષ=ધ્યાન

**પાઠ ૨૩ મો.**

શ્રીમંત=(શ્રી=મંત) શોભાવાળો, લક્ષ્મીવાળો
ધાર્મિક=(ધર્મ+ઇક ) ધર્મ પ્રમાણે વર્તનારો
નિરાધાર=(નિર=આધાર) આધાર વગરનો
પંજો=ઝપાટો
સપડાઇ જઇ=પકડાઈ જઈ
નામુંઠામું=લેવડ દેવડનો હિસાબ
ગુમાસ્તાગીરી=(ગુમાસ્તા+ગીરી ગુમાસ્તાનું કામ મેળવતો
ખાતો પીતો=ગુજરાનનું સાધન
પીગળીગયું=નરમ થયું
ફુરસદ=નવરાશ
વાકેફ=જાણીતો
વિશ્વાસઘાતી=(વિશ્વાસ+ઘાતી) ભરોસો તોડનાર
સંપૂર્ણ=(સમ+પૂર્ણ ) સારી રીતે [પૂરો
અત્યંત=(અતિ+અંત) અંતની પેલે પાર, ઘણુંજ
ઉચાપત કરવા=છાનું માનું ઉપા- [ડી જવા
ખોટ=ખામી, ન્યુનતા
સીલક=તિજોરીમાંનું નાણું
સીલક મેળવવી=ચોપડામાં લખ્યા મુજબ તિજોરીમાંનું નાણું કરવું તે
સોદો=માલ
આંકો=હદ, છેડો
વ્યસની=(વ્યસન+ઇ)વ્યસનકરનારો
ઉડાઉ=હદ ઉપરાંત ખર્ચ કરનાર
આળ=તહોમત, વાંક
પાપનો ઘડો ફુટ્યા વિના રહેતો નથી=પાપ ખુલ્લું થયા વિના રહેતું નથી.
દગો કોઇનો સગો નહિ=દગો કોઇનો સગો થતો નથી એટલે દગો કરનારનું તે રક્ષણ કરતોનથી
ઢાંક્યું=ઢંકાએલું

[illegible]ને=ડર બતાવીને
[illegible] જોયો=તપાસ કરી
વિશ્વાસઘાત=ભરોસો તોડવો તે
અન્નદાતા=(અન્ન+દાતા) અન્ન આપનાર
દગો દેવો=કપટથી વર્તવું

પાઠ ૨૫ મો.

અડવો=એક માણસનું નામ છે
તોલે=બરોબરીમાં
સુખડું=પકવાન વગેરે ખાવાનું
ભાગોળ=દરવાજો
વાસો=રહેઠાણ
ખોડીબારૂં=ખેતરની વાડમાંથી જવા આવવાને રસ્તે જ્યાં છીંડું રાખેલું હોય ત્યાં એ પાંખાવાળું દાટેલું લાકડું
પહોરેક=લગભગ ૩ કલાક
કુપ્પાં=કુડલા, ચામડાના મોટાઘડા [જગા
બી=બીક, ડર
ઘેરૂં=ઝાડથી ખૂબ ઢંકાઈ રહેલી
હારે=સાથે
બુકાની=માથેથી દાઢી નીચે થઇ બાંધેલો લુગડાનો કકડો
ધોલ=પાઘડી પર મારેલી થપ્પડ
[illegible]=પડની પાટુ

હોવે=હારે
ઝાપટ=જોરથી લુગડું ખેંચી લેવું તે
પતીજ=વિશ્વાસ
પરખાવો=ઓળખાવો

પાઠ ૨૬ મો.

હસ્તિનાપુરમાં દુષ્યંત નામનો રાજા હતો તે એકવાર મૃગયા કરવા જતાં કણ્વ ઋષિના આશ્રમ નજીક જઇ ચડયો; તેથી ઋષિના દર્શન કરવા ગયો એ વખતે ઋષિ બહાર ગામ ગયા હતા ને અતિથિની સારવાર શકુંતલા કરતી હતી. શકુંતલા સુંદર ને યુવાન હતી તેને જોતાંજ દુષ્યંત રાજો મોહ પામ્યો ને તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા કરી પરંતુ બ્રાહ્મણની પુત્રીના લગ્ન ક્ષત્રિય સાથે થઇ શકે નહિ તેથી તે નિરાશ થતો હતો દરમ્યાન તેને માલમ પડયું કે તે ક્ષત્રિની પુત્રી છે. તે એવી રીતે કે વિશ્વામિત્ર તપ કરતા હતા તેના તપનો ભંગ કરવા ઇંદ્રે મેનકા નામની અપ્સરાને મોકલેલી તે સમયે મેનકાથી

વિશ્વામિત્રને એક પુત્રી થઇ મેનકાનું કામ પૂરું થયું એટલે તે પુત્રીને વિશ્વામિત્ર પાસે મૂકીને સ્વર્ગમાં ચાલી ગઇ. મેનકાના જતા રહેવાથી વિશ્વામિત્રને જ્ઞાન થયું કે 'મારા તપનો ભંગ થવા આ બધો પ્રપંચ થયો છે' તેથી તે પણ છોકરીને પડતી મૂકીને ફરીવાર તપ કરવા ચાલ્યા ગયા. એ વખત કણ્વ ઋષિ ફરતા ફરતા ત્યાંથી નીકળ્યા તેણે છોકરીને જોઇ. તેની આજુ બાજુ પક્ષી વીંટાએલાં હતાં માટે તેનું નામ શકુંતલા પાડયું ને પોતે ઉછેરીને મોટી કરી. વિશ્વામિત્ર ક્ષત્રિયની પુત્રી થાય.

રાજાએ આ હકીકત જાણી ત્યારે તે ઘણો રાજી થયો બીજી તરફ શકુંતલાની ઇચ્છા પણ દુષ્યંત સાથે લગ્ન કરવાની થઈ તેથી બંનેએ ગાંધર્વ વિવાહથી લગ્ન કર્યું. થોડા દિવસ ત્યાં રોકાયા બાદ દુષ્યંત રાજા પોતાને ઘેર ગયો લગ્નની નિશાનીમાં તે શકુંતલાને પોતાના નામની વીંટી આપતો ગયો હતો. દુષ્યંતના ગયા પછી શકુંતલા તેના વિયોગમાં ઊંડા વિચારમાં બેઠેલી હતી તે દરમ્યાન દુર્વાસા નામના ઋષિ આવ્યા તેનો શકુંતલા સત્કાર કરી શકી નહિ તેથી દુર્વાસા ગુસ્સે થયા ને તેને શ્રાપ આપ્યો કે 'જેને તું યાદ કરે છે તે તને ભૂલી જશે' એટલું બોલી તે ચાલ્યા ગયા શકુંતલાની પ્રિય સખીઓ પ્રિયવંદાને અનસૂયાએ તે સાંભળ્યુ એટલે પછવાડે જઇને ઋષિની બહુ પ્રાર્થના કરી છેવટ ઋષિએ શ્રાપનો અનુગ્રહ બતાવ્યો કે અભિજ્ઞાનના (ઓળખાણની નિશાની) દર્શન થતાંજ શ્રાપની અસર બંધ થશે.

હવે એવું બન્યું કે શ્રાપને લીધે દુષ્યંત શકુંતલાને ભૂલી ગયો એટલે તેને બોલાવવા માણસો મોકલ્યાં નહિ. આ તરફ કણ્વ ઋષિ ઘેર આવ્યા ત્યારે તેને શકુંતલાના લગ્નની ખબર પડી તેથી તે બહુ રાજી થયા. કેમકે શકુંતલાને યોગ્ય પતિ મળ્યો હતો

હવે તેણે વિચાર્યું કે શકુંતલાને સાસરે મોકલવી જોઇએ તેથી શકું-તલાને સાસરે વળાવી શકુંતલાને ગૌતમી નામની તાપસી તથા કશ્ય-પના બે શિષ્યો હસ્તિનાપુર ગયા. પણ રાજાએ કહ્યું કે મેં લગ્ન કર્યું જ નથી' વળી શકુંતલા ભા-રેવાઇ હતી તેથી પરસ્ત્રી તરીકે રાજાથી તેનો સ્વીકાર થઈ શકે નહિ એવું બહાનું બતાવ્યું. આ વખતે વીંટી બતાવવા શકુંતલાએ પોતાની આંગળી બહાર કાઢી પ-રંતુ વીંટી ન મળે! કેમકે તે રસ્તામાં એક પાણીના ઝરામાં પડી ગઇ હતી તેની શકુંતલાને ખબર રહી નહતી. આથી દુષ્યંતને લાગ્યું કે આ બધો ઢોંગ છે દુષ્યંતે તેનો સ્વીકાર કર્યો નહિ તેથી શકુંતલા બહુ દીલગીર થઇને પોકેપોકે મૂ-કીને રડવા લાગી. ગૌતમી વગેરે તેને ત્યાં મૂકીને ચાલ્યાં ગયાં આથી શકુંતલા છાની પોક રુદન કરવા લાગી તે વખતે મેનકા આકાશમાં જતી હતી તેણે પોતાની પુત્રીને રુદન કરતી સાંભળી એટલે નીચે આવી પોતાના ઝપાટામાં તેને લઇ આકાશ માર્ગે ઉડી ગઇ ને કશ્યપ ઋષિના આશ્રમમાં મૂકી આવી ત્યાં તેને પુત્ર અવતર્યો. તે નાન-પણથી બહુ જોરાવર હતો ને બ-ધાને દબાવતો તેથી તેનું નામ સર્વદમન પાડ્યું હતું.

શકુંતલાને ઉપાડી ગયા પછી થોડીવારે માછીમાર પાસેથી મળેલી વીંટીના દર્શન દુષ્યંતને થયાં જેવી વીંટી દીઠી તે તરતજ પોતે શકું-તલા સાથે કરેલા ગાંધર્વ લગ્નની વાત યાદ આવીને પોતે પોતાની પત્નીનું અપમાન કર્યું તેથી ભારે શોકમાં ડુબી ગયો પરંતુ શકુંત-લાનો પત્તો હવે મળે તેમ નહતું. વધારે શોકની વાત એ હતી કે રાજાને સંતાન હતું નહિ ને સંતાન થવાનું હતું તે પત્નીનો ત્યાગ કર્યો આમ શોકમાં ને શોકમાં ચાર પાંચ વરસ થઇ ગયાં દરમ્યાન ઇંદ્ર ને દૈત્યો સાથે યુદ્ધ થયું તે યુદ્ધમાં દુષ્યંત ઇંદ્રની મદદે ગયો

ને દૈત્યોને હરાવ્યા પાછા ફરતાં દુષ્યંત કશ્યપ ઋષિનાં દર્શન કરવા ગયો તે જાય છે ત્યાં સર્વ દમનને સિંહના બચ્ચા સાથે રમતો જુએ તે વખતની આ વાત છે એ પોતાનો પુત્ર છે એવું રાજા જાણતો નથી.

તાપસી=તપોવનમાં રહેતી ને તપ [કરતી સ્ત્રી
સતાવે છે=દુઃખ દે છે
તપોવન=(તપસ્+વન) તપ કરવાનું વન
સર્વદમન=( સર્વ+દમન ) બધાંને દબાવે તેવો
બાળચેષ્ટા=(બાળ+ચેષ્ટા) બાળક તરીકેના ચાળા
પેટનો દીકરો=પોતાનો પુત્ર
પ્રાતઃકાળ=પરોઢીઉં
ખીલેલા=ઉઘડેલા
કમળ=એ નામનું ફૂલ તે સૂર્ય હોય ત્યારે ખીલે છે ને આથમે ત્યારે બંધ થઈ જાય છે
ચક્રવર્તી=(ચક્ર+વર્તી) ચક્રની માફક જેની આણ નાનાં મોટાં ઘણાં રાજ્યો ઉપર ફરતી હોય તે, સાર્વભૌમ, મહારાજાધિરાજ
લક્ષણ=ચિહ્ન, નિશાન
મનાવ્યો=સમજાવ્યો

### કવિતા

દીસંતી=દેખાતી
દંત કળીઓ=દાડમની કળી જેવા [દાંત
વણનિમિત્ત=કારણ વગર
કાલીકાલી=સાંભળવી ગમે તેવી
તોતલી=સમજાય નહિ તેવી
અંક=ખોળામાં
તલપતા=ઈચ્છતા
પૂત=પુત્ર
ધન્ય=ભાગ્યશાળી
લેખીએ=ગણીએ

સમજુતી—કારણ વગર હસવાથી જેની જરા જરા દંતકળીઓ દેખાય છે જેની બોલી કાલી કાલી ને સમજાય નહિ તેવી તોતલી છે ને જે પિતાના ખોળામાં ચઢી બેસવાને બહુ તલપે છે એવા પુત્રને જે લીએ છે ને વળી ધુળથી જેનું શરીર મેલું થાય છે તેને ભાગ્યશાળી જાણવો.

ગણકારતો=લેખવતો
આશ્રમ=રહેવાનું ઠેકાણું

પુરૂવંશ=પુરૂ રાજાનું કુળ
ધર્મદારા=ધર્મ પ્રમાણે પરણેલી સ્ત્રી
ત્યાગ=તજી દેવું તે
પુછપરછ=તપાસ, તજવીજ
શકુંત=પક્ષી, મોર
શકુંત લાવી=મોર લાવી
શકુંતલા'વી=શકુંતલા આવી
માથેલો=માના વહાલ ઉપરથી ગાંડો [થએલો
ઠગાયો=છેતરાયો

પછીની વાત એવી છે કે સિંહના બચ્ચા સાથે રમતાં સર્વદમનનું છુટી ગએલું રક્ષાબંધનને દુષ્ટાંત રાજા ઉચકીને તપાસીને જોવા જાય છે ત્યારે તાપસી બહુજ આશ્ચર્ય પામે છે કેમકે તેમાં એવો ગુણ હતો કે તે રક્ષાબંધનને તેનાં માબાપ સિવાય બીજાં કોઇ ઉચકે તો સર્પ થઇને તેને ડસે દુષ્ટાંતે ઉચકેલા રક્ષાબંધનનો સર્પ થયો નહિ ત્યારે તાપસી એકદમ આશ્રમમાં દોડી ગઈ ને કસ્યપ ઋષિ, શકુંતલા વગેરેને એ ખપર કર્યાં.

બધાં મળ્યાં શકુંતલાનો ને તેના પુત્રનો દુષ્યંત સાથે મેળાપ થયો. ઋષિએ આશીર્વાદ દીધો બધાં હસ્તિનાપુર આવ્યાં પુત્રનું નામ **ભરત** પાડયું તે ઘણો પ્રતાપી થયો તેના નામપરથી ભરતખંડ નામ પડયું છે તેના વંશજો **ભારત** કહેવાયા. જેનું પુસ્તક મહાભારત કહેવાય છે.

### પાઠ ૨૭ મો.

કોલંબસ=ઇટલિના જીનોઆ શહેરનો રહીશ સ્પેનનો વહાણવટી
બોધદાયક=( બોધ+દાયક ) બોધ આપનાર
મથી રહ્યા હતા=પ્રયત્ન કરતા હતા
ઇરાદો=વિચાર
સ્પેન=યુરોપખંડમાં દેશ છે
કનેરી=યુરોપની પશ્ચિમે ટાપુ છે
ફોસલાવી=યુક્તિથી સમજાવી
કંટાળ્યા=થાકયા, નારાજ થયા
અશકય=(અ+શકય) નહિ બની શકે તેવું
આનંદ ભર્યાં=આનંદથી ભરેલા
પહો ફાટયો=મળસકું થયું
કનડ ગત=હેરાનગતિ,દુઃખ દેવું તે

વિધિ=ક્રિયા
દઢતા=મનની મજબુતી
સત્યવાદી=(સત્ય+વાદી) સત્ય બોલ-
યક્ષ=હોમ [નાર
દક્ષિણા=દાન તરીકે આપવું તે
કસોટી=પરીક્ષા
સર્વસ્વ=સઘળું
સ્થાનક=જગા, ઠેકાણું
અયોગ્ય=(અ+યોગ્ય) યોગ્ય નહિતે
કંટકવન=કંટક+વન) કાંટાવાળું વન
ક્ષત્રિયાણી=ક્ષત્રિયની પત્ની
બોલ=વચન
સાચવવાખાત્તર=સાચવવા માટે
અર્ધાંકાયા=સ્ત્રી
સ્તબ્ધ=સ્થિર, ઠરી ગયેલો
પાલવ=સાડીનો છેડો
ચંડાળ=ભંગીઓ
આચકો ખાય છે=ખંચાય છે
જાળું=કાંટાવાળા છોડનું ઝુંડ
અનાથ=(અ+નાથ)ધણી વગરની
મસાણ સ્મશાન, મુડદાં બાળવાની
કર=વેરો [જગા
ચિતા=મુડદાને બાળવાને કરેલો
સુદ્ધાં=સહિત [લાકડાનો ઢગલો

વરદાન=ઇચ્છેલું માગવાનું વચન
ધર્મરાજા=વેરેલાંનો ન્યાય કરનાર દેવ

પાઠ ૨૯ મો.

સુરપાણ=એ નામનો નર્મદાનો ધોધ
પનાઇ=સઢવાળી હોડી
બાહુ=હાથ
છાછરાં=થોડાં ઉંડાં
વેગ=ઝડપ, ગતિ
પટ=પહોળાઈ
હરણફાળ=હરણ ફાળ મારીને જઇ
શકે તેવી જગા
ધેરૂં=પાણી પાઉં
જળધોધવારિ=જળધોધનું પાણી
જોખમકારક=જોખમ કરનાર
ઘુઘવાટ=ઘુઘુ કરતો અવાજ
પાત્ર=બે કાંઠા વચ્ચેનું તળીઉં
ભાસ=દેખાવ
અપંત=( અન્+અંત ) પાર વગરની
શૂલપાણીશ્વર=( શૂલપાણિ+ઇશ્વર )
શૂલપાણિ નામનાં શંકર
શૂલપાણિ=( શૂલ+પાણિ + હાથ )
હાથમાં શૂલ છે તે શંકર
રણછોડજી=( રણ+છોડ ) રણ-દેવું
છોડાવનાર

પરકંમાવાસી=(પરકંમા=પ્રદક્ષિણા +વાસી) પ્રદક્ષિણા કરનારા
પરકંમા=ચોતરફ ફરવું તે,પ્રદક્ષિણા
સદાવ્રત=(સદા+વ્રત) હંમેશનો નિયમ, ગરીબ મુસાફરોને હંમેશાં ધર્માદા સીધું આપવું તે

### પાઠ ૩૧ મો.

કનકમૃગ=(કનક+મૃગ) સોનાનુંહરણ
પંચવટી=પાંચ વડના જૂથવાળી જગા
નેત્રને ઠારે છે=આંખને ખુશ કરે છે.
અલૌકિક=(અ+લૌકિક) આલોકમાં ન હોય તેવો, દિવ્ય
નિર્ભય=(નિર+ભય) ભય વિનાનો
ભુટ્ટી=ગોળ ટીબકી
રત્ન=કીમતી જવાહીર
દીપી=શોભી
આર્યપુત્ર=(આર્ય+પુત્ર) આર્યના પુત્ર. (સ્ત્રી પતિને બોલાવતી વખતે એ શબ્દ વાપરે છે.)
છક=દિંગ
રખેને=કદાચ, વખતે
જાનકી=જનક રાજાની પુત્રી
ચર્મ=ચામડું [નનો રાક્ષસ
મારીચ=રાવણનો મામો દંડકવ-
હરીજવી=છાની માની લઇ જવી
કારમી=ભયાનક
ફાળ=ધ્રાસકો, ઉંડી ધીકર
કઠોર=સખત, દુઃખલાગે તેવા
પર્ણકુટી=પાંદડાંની બનાવેલી ઝુંપડી
હરિઆળી=લિલોતરીવાળી
અલખ=અલક્ષ, પરમાત્મા
અતિથિ=(અ+તિથિ) હંમેશાં નહિ આવનાર, મહેમાન, ભિક્ષા લેવા આવેલો માણસ
ભયાનક=ભય ઉપજાવે તેવું
પોત પ્રકાશવું=ખરૂં રૂપ બતાવવું

### પાઠ ૩૨ મો.

કંજુસ=ઘણોજ લોભી, કૃપણ
વિદ્યાર્થીના આશીર્વાદ=અગાઉ ગુરુને ઘેર રહેતા વિદ્યાર્થીઓ ભીખ માગીને ખાતા તેથી માગવા જતા ત્યારે એ શબ્દ બોલતા પછીથી વિદ્યાર્થી સિવાયના પણ એમ બોલવા લાગ્યા
છતે=હતા તોપણ
દળદર=ગરીબાઇ
જીવલઇ નાખે=ઘણુંજ વઢે
વારસો=પછીનો હક

શીકું=વાસણ વટકાવવાનું દોરડાનું સાધન
સંકલ્પ=ઠરાવની નિશાની માટે હાથમાં પાણી લઇ જમીન પર મૂકવું તે
અવસ્થા=હાલત, સ્થિતિ
સારવાર=ચાકરી
કૃપણ=કંજુસ
કૃપણનું ધન કાંકરા બરોબર છે, જેમ કાંકરા કંઇ કામના નથી તેમ કૃપણનું ધન કંઇ કામનું નથી

પાઠ ૩૩ મો.

નાસ્તિકપણું=ઇશ્વર નથી એમ માનવું તે
આસ્તિકપણું=ઇશ્વર છે એમ માનવું તે
નાસ્તિક=ઇશ્વરને નહિ માનનાર
આસ્તિક=ઇશ્વરને માનનાર
અસાધારણ=સાધારણ નહિ તે, ઘણીજ
કોમળપણું=નાજુકાઇ
મેદ=શરીરનો એક ધાતુ
સંરક્ષણ=(સમ્+રક્ષણ) સારૂં રક્ષણ
જતન કરે છે=સંભાળ રાખે છે
છિદ્રવાટે=છિદ્રને રસ્તે
બ્રહ્માંડ=( બ્રહ્મા+અંડ ) બ્રહ્માએ બનાવેલો ગોળો
બ્રહ્મા=સૃષ્ટિ ઉત્પન્ન કરનાર દેવ
કળા=હુન્નર યુક્તિ
ગરજ સારે છે=તંગી મટાડે છે
જ્ઞાનશક્તિ=જ્ઞાનની શક્તિ
સ્પષ્ટ=ખુલ્લું
ખુબી=નવાઇજેવી વાત
શ્રદ્ધા=ભરોસો, આસ્થા
વિસારે મૂકવું=ભૂલી જવું

પાઠ ૩૪ મો.

નિરાશ=( નિર+આશા ) આશા વગરની
એદીપણું=આળસ
ભૂસ્તરવિદ્યા=પૃથ્વીના પડ સંબંધી વિદ્યા
મુનીમ=મુખ્ય નોકર
ગુમાસ્તો=દુકાનનો નોકર
તલાટી=ગામડાની વસુલાત ઉઘરાવનાર અમલદાર
સ્વાશ્રય=( સ્વ+આશ્રય ) પોતાની જાતની મદદ
પારકી આશ સદા નિરાશ=બીજાની આશા રાખવાથી હંમેશાં કામમાં નિરાશ થવું પડે છે

ધર્માદા=ધર્મને માટે આપેલું
કર્મ=નસીબ
મર્દા=મરદ, પુરુષ
ખુદા=પરમાત્મા
હિંમતે મર્દા તો મદદે ખુદા=જે પુરુષ હિંમત રાખે છે તેને પરમેશ્વર મદદ કરે છે
ધારો=કાયદો, રિવાજ
આપ=પોતે
પૂરં=પૂરેપૂરો
પ્રતાપ=બળ, વગ, શક્તિ
કવિતાની સમજુતી=ઉદ્યમ પોતે સૌથી વધારે છે; નસીબ બિચારૂં બાપડું છે,ઉદ્યમની પૂરેપૂરી શક્તિછે

**પાઠ ૩૬ મો.**

વાસ્કોડાગામા=એ નામનો પોર્ટુગલનો વહાણવટી
ધનાઢ્ય=(ધન+આઢ્ય=ઢગલો) ધનના ઢગલાવાળો
માઇનર=નાનો. લઘુ
સમુદ્રમાર્ગ=સમુદ્રનો રસ્તો
ડાયઝ=પોર્ટુગલનો વહાણવટી
કેપ=ભૂશિર
ઓવ=ની
ગુડ=સારી
હોપ=આશા
નાતાલ=ખ્રિસ્તી લોકોની દિવાળી
પોર્ટ=બંદર
મોઝાંબિક=આફ્રિકામાં એ નામનું બંદર છે
ભોમીઓ=રસ્તો જાણનાર
મોંબાસા=આફ્રિકામાં એ નામનું બંદર છે.
મરી=તીખાં
મોલ્યુકા=એશિઆની પૂર્વે એ નામના ટાપુ છે.
તેજાના=તજ, લવિંગ, મરી વગેરે
પરવાનગી=રજા
સમૃદ્ધિ=દોલત
નજરાણું=ભેટ
પ્રવેશ=દાખલ થયો

**પાઠ ૩૭ મો.**

માર્કિસ=ઉમરાવનો એક દરજ્જો
ઓવ=નો
વુર્સ્ટર=એ નામનું ઇંગ્લાંડમાં પરગણું છે.
ઉમરાવ=અમીર
પ્રયોગ=અખતરો
સ્કોટલાંડ=ઇંગ્લાંડની ઉત્તરે દેશ છે
અવલોકન=બારીક તપાસ

ગ્લાસગો=સ્કોટલાંડમાં શહેર છે
નમુનો=નાનો ઘાટ
ઓગણીશમી સદી=૧૮૦૧ થી ૧૯૦૦ સુધીનો વખત
કલાઈડ=સ્કોટલાંડમાં નદી છે
ધૂમકેતુ=પૂછડીઓ તારો
અમેરિકન=અમેરિકાનો વતની
આટ્લાંટિક=એ નામનો મહાસાગર છે
જાતબુદ્ધ=પોતાની બુદ્ધિ
અપૂર્વ=( અ+પૂર્વ ) પૂર્વે નહિ હતી તેવી
રેલવે=( રેલ=લોઢાના પાટા+વે= રસ્તો ) લોઢાના પાટાનો રસ્તો
ફતેહમંદી=ફતેહ, જીત
હવાઇ=હવામાં ઉડે એવું એક જાતનું દારૂખાનું
જાહોજલાલી=ભપકો તથા શોભા

પાઠ ૩૯ મો.

મહાકવિ=(મહા+કવિ) મોટા કવિ
મતભેદ=(મત+ભેદ) વિચારમાં તફાવત
પુરાવો=શાબિતી
પણ=પ્રતિજ્ઞા
નિશ્ચય=નક્કી કરેલો વિચાર
આખ્યાન=ધર્મ પુસ્તકમાંની ટુકી વાતો
નાટકો=જુદાં જુદાં પાત્રોથી ભજવી શકાય તેવી વાતો
કથા=ધર્મની વાર્તા
રાજગુરુ=રાજાના ગુરુ
શીઘ્ર=તરતને તરત કરેલી
ઓખાહરણ=ઓખાને લઇજવી તે ઓખા શોણિતપુરના રાજા બાણાસુરની પુત્રી હતી તે કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નના પુત્ર અનિરુદ્ધને સ્વપ્નમાં વરી હતી તેની સખી ચિત્રલેખા તેને દ્વારિકાથી લઇ આવી હતી વગેરે વાત તેમાં
નળાખ્યાન=નળરાજાની વાત
સુભદ્રાહરણ=સુભદ્રાના હરણની વાત સુભદ્રા કૃષ્ણની બેન તેનું હરણ અર્જુને કર્યું હતું
નરસિંહ મહેતાની હુંડી=નરસિંહ મહેતાએ દ્વારીકાપુરીમાં દામોદરશેઠ નામધારી વિષ્ણુ પ્રભુ ઉપર લખેલી હુંડી ને તેનો સ્વીકાર
મામેરું=નરસિંહ મહેતાની દીકરી કુંવરબાઇના સીમંત વખતે પ્રભુએ કરેલી મદદ વગેરે વાત
સુધન્વાખ્યાન=સુધન્વા રાજાની વા-

નકલ=એકના જેવું બીજું કરવું તે
કવિત્વશક્તિ=કવિપણાનું બળ
માઠું=ખોટું
ખુશામદ=સારૂં લગાડવા હદ ઉપ-
રાંતનાં વખાણ કરવાં તે
પાત્ર=વિષય

પાઠ ૪૦ મો.

હારુન અલ રસીદ=ડાહ્યો હારુન
રહેણી=રીતભાત, વર્તન
ધડો=દાખલો
એ રાશિદીન=ધાર્મિક
ખલીફા=મહંમદ પેગંબર પછી થ-
એલા ધાર્મિક પુરૂષો
પીતરાઇ=કાકાના વંશજો
વંશ પરંપરા=પેઢી દરપેઢી
પ્રપૌત્ર=દીકરાના દીકરાનો દીકરો
ખિલાફત=ખલીફાની ગાદી
મુરબ્બી=આશરો આપનાર
નામાંકિત=પ્રખ્યાત, નામીચો
રાજનીતિ=રાજકારભારની કળા
દીનાર=એ નામનો લગભગ રાા
રૂા.ની કીમતનો રૂપાનો સિક્કો
હરણ કર્યું=ખેંચ્યું
તાજુબી=નવાઈ

ખજાનચી=(ખજાનો+ચી) ખજાનો
દૃષ્ટિ=નજર [રાખનાર
ખુદાવિંદ=મોટા માલિક
જનાનખાનું=રાણીવાસ
સૂધ=ભાન, સમજ
હવાલે કરવા=સોંપવા [ઉપરી
ધર્માધ્યક્ષ=(ધર્મ+અધ્યક્ષ) ધર્મનો

પાઠ ૪૧ મો.

દેશાટન=(દેશ+અટન) દેશમાં ફ-
આપવડાઇ=પોતાની મોટાઈ [રવું તે
દેશાવર=(દેશ+અવર) બીજો દેશ
સગુંવહાલું=સગું ને વહાલું
પુસ્તકાલયો=(પુસ્તક+આલયો)
પુસ્તકો રાખવાનાં ઠેકાણાં
સંગ્રહસ્થાનો=સંગ્રહનાં ઠેકાણાં
વેનિસ=ઇટલિનું બંદર, જૂના સ-
મયનું લંડન
ઝરણાં=જમીનમાંથી ટપકતાં પાણી
નિહાળવું=ધ્યાનથી જોવું

પાઠ ૪૨ મો.

ખારીલાપણું=અંતઃકરણનો ઉંડો દ્વેષ
અવગુણ=ગુણથી ઉલટું તે
દ્વેષી=ખારીલો
દ્વેષ=ખાર, ઝેર
ધુરકતો=ધુરધુર કરતો

ક્રૂરપણું=ઘાતકીપણું
ઘોળાવું=વારંવાર આવવું
લુણો=ઇંટ, મટોડી વગેરે પર જામતો ખાર
ચીમળાયા=બળતરાથી મરડાયા
પ્રફુલ્લતા=આનંદથી ખીલવું તે
સ્વપ્ન=ઉંઘમાં આવતો વિચાર
સ્વાર્થ=(સ્વ+અર્થ) પોતાની ગતલબ
સાધવામાં=પાર પાડવામાં
દુશ્મનાવટ=વેર
તબેલો=ઘોડાં બાંધવાની જગા
વાંસળી=વાંસની ભૂંગળી
થાકયોપાકયો=થાકેલો
ક્ષમા=માફ કરવું તે
ભૂષણ=ઘરેણું, શણગાર

### પાઠ ૪૩ મો.

શાંતિભરી=શાંતિવાળી
કરિયાણું=ગાંધીની દુકાને વેચાતાં ઓસડ મસાલા વગેરે
વખાર=વધારાનો માલ ભરવાનીજગા
ધાસકો=એકદમ પડેલી ઉંડી ને ભારે ફીકર [ભાગ
જ્યોત=દીવાનો સળગતો દેખાતો
મોગરો=દીવાની સળગતી ચીણગારી

### પાઠ ૪૫ મો.

આશ્વિન=આસો માસ
માવત=હાથીને હાંકનાર
ઘરાક=માલ લેનાર
આશ્ચર્યકારક=નવાઇજેવું
રમણિક=સુંદર
સાથીઆ=સુંદર આકારો
સ્પર્ધા=હરિફાઇ
ઉત્સવ=આનંદ
મહાલતી=આનંદથી ફરતી
ઉભરાઇજતો=બહાર દેખાતો
ઉમેદ=આશા
વકરો=વેચાણ
રાજપાટિકા=રાજમહેલ
સ્ફટિક=એક જાતનો પત્થર
અષ્ટખુણ=આઠ ખૂણવાળા
બુરજ=કિલ્લાનું રક્ષણ કરવા બાંધેલા બહાર પડતા ભાગ
કીર્તિસ્તંભ=યાદગારિ માટે બાંધેલો થાંભલો
નકશી=કોતરણી
કૃષ્ણનોરાસ=કૃષ્ણ ને ગોપીઓ નજમાં રમેલા તેનો દેખાવ
તકતા=મઢેલી છબીઓ

ચોઘડીઆં=ચાર ચાર ઘડીએ વાગતાં નગારાં
શંખનાદ=શંખનો અવાજ
નોબત=મોટું નગારૂં
ઇષ્ટદેવ=પોતે ઈચ્છેલો દેવ

### પાઠ ૪૬ મો.

વાલ્મીકિ=એ નામના ઋષિ એમણે એટલું બધું તપ કર્યું હતું કે મસ્તક પર રાફડો (વાલ્મિક) થઈ ગયો હતો તેથી તેનું નામ વાલ્મીકી પડયું
પારધી=શિકારી
લાગણી=અસર
સુગ્રીવ=કિસ્કંધા નગરીના વાનર રાજા વાળીનો ભાઇ
હનુમાન=સુગ્રીવનો પ્રધાન
અંગદ=વાળીનો પુત્ર
જાંબુવાન=રીંછનો રાજા
અનાર્યો=(અન+આર્ય)આર્ય નહિ તે
પત્તો=ખબર
અશોકવન=રાવણનો બગીચો
અનુચરો=(અનુ+ચર) પાછળ ચાલનાર સેવક
એંધાણી=નિશાની (હનુમાન નિશાની તરીકે રામની અંગુઠી લઇ ગયા હતા
વિષ્ટિ=સલાહનું કહેણ
સમાધાન કરવું=કજીઓ મટાડવો
મંદોદરી=(મનોહરી) રાવણની પટરાણી
વિભીષણ=રાવણનો ભાઇ તે વિષ્ણુનો ભક્ત હતો
કુંભકર્ણ=રાવણનો ભાઇ તેના કાન ઘડા જેવા હતા. તે પહાડ જેવડો ઉંચો હતો. તેણે ઈંદ્રાસન મેળવવા ભારે તપ કર્યું હતું પરંતુ ઈંદ્રાસનને બદલે નિદ્રાસન મંગાઇ ગયું તેથી રાત દહાડો ઉંઘ્યાજ કરતો.
ઈંદ્રજીત=રાવણનો વડો પુત્ર તેણે ઇંદ્રને જીત્યો હતો, તેનું બીજું નામ મેઘનાદ હતું તેને એવું વરદાન હતું કે જેણે ચૌદ વરસ બ્રહ્મચર્ય પાળ્યું હોય ને ઉંઘ તથા અનાજ તજ્યાં હોય તેજ તેને મારી શકે તેનું મોત લક્ષ્મણને હાથે થયું.
ગર્ભવંતાં=ગર્ભવાળાં
જોડકા=સાથે જન્મેલા બે
અશ્વમેધ યજ્ઞ=ઘણા રાજાઓ ઉપર જીત મેળવ્યા પછી કરાતો યજ્ઞ

તેમાં ઘોડા (અશ્વ) હોમવામાં આવે છે,

પાઠ ૪૬ મો. ભાગ ૨ જો.

ભરતકુળ=ભરત રાજાનો વંશ

ધ્રુતરાષ્ટ્ર=કૌરવના પિતા (ધ્રુત+રાષ્ટ્ર) જેણે રાજ્ય પકડી રાખ્યું છે તે,

યુધિષ્ઠિર=(યુધિ+સ્થિર) યુદ્ધમાં ડગે નહિ તેવા, તે ધર્મરાજાના વરદાનથી જનમ્યા હતા તેથી ધર્મ પુત્ર કહેવાય છે,

ભીમ=તે વાયુદેવના વરદાનથી જન્મ્યા માટે વાયુપુત્ર કહેવાય છે.

અર્જુન=તે ઇંદ્રપુત્ર કહેવાય છે

ગદાયુદ્ધ=ગદાથી થતું યુદ્ધ

ગદા=એક જાતનું પત્થરનું હથિયાર

બાણાવળી=(બાણ+આવળી) બાણની હાર બનાવી દે તેવો

કૌરવ=કુરુ કુળમાં ઉત્પન્ન થએલા ધૃતરાષ્ટ્રના પુત્રો

અદેખો=બીજાનું સારૂં દેખીને મનમાં બળે તે

સ્વયંવર=(સ્વયં=પોતાની મેળે+વર) પોતાની મેળે વર પસંદ કરવો તે

સ્વાર્થી=પોતાની મતલબવાળો

નિષ્ફળ=(નિષ્+ફળ) ફળવગરની

દ્રૌપદી= પંચાળ દેશના [ નકામી રાજા દ્રુપદની પુત્રી, પાંચાલી.

મચ્છવેધ=ઉંચે ટાંગેલા માછલાને બાણ મારીને વીંધવું તે

ઇંદ્રપ્રસ્થ=હાલનું દિલ્હી

રાજસૂય યજ્ઞ=ચક્રવર્તી રાજાએ કરવાનો યજ્ઞ આ યજ્ઞનાં દરેક કાર્યો રાજાઓ પાસે કરાવાય છે પાંડવો પછી એવો યજ્ઞ કનોજના રાજા જયચંદ્ર કર્યો હતો.

છીનવીલેવું=કપટથી લઈ લેવું

શકુનિ=દુર્યોધનનો મામો ને કંદહારનો રાજા

સુદ્ધાં=સહિત

અપમાન=માનથી ઉલટું તે

દ્રોણાચાર્ય=પાંડવકૌરવના ગુરુ

ભીષ્મપિતામહ=પાંડવકૌરવના મોટા દાદા શંતનુ રાજાના પુત્ર તેનું મૂળનામ દેવવ્રત હતું

અર્જુનનો પૌત્ર=અર્જુનના પુત્ર અભિમન્યુનો પુત્ર પરિક્ષિત

વર્ણાશ્રમ=(વર્ણ+આશ્રમ)ચાર વર્ણ ને ચાર આશ્રમ

સ્વરૂપ=ખરૂ રૂપ

## પાઠ ૪૭ મો.

અંગકસરત=શરીરના દરેક અવ-
યવોને માફકસર કેળવણીને મહે-
નત આપવી તે
જાતે નર્યાં=શરીરે રોગવગરના
સાધીએ=મેળવીએ
માફકસર=જોઇએ તેટલો
જ્ઞાનતંતુ=ખબર લઇ જનાર ને
લાવનાર તાંતણા
હલન ચલન=હીલચાલ
કુંતાઇજાય=નબળા થઈ જાય
લકવો=એક જાતનો રોગ
શખ્સો=માણસો
બોજારૂપ=ભારરૂપ
મહાવરો=અનુભવ, ટેવ
શ્વાસોચ્છ્વાસ=( શ્વાસ+ઉચ્છ્વાસ )
દમ લેવો ને દમ કાઢવો તે
હલકું ફુલ=ફુલ જેવું હલકું
કલેજુ=કાળજું, પેટનું જમણી
બાજુનું પિત્ત ઉત્પન્ન કરનારૂં અંગ
બરોળ=પેટનું ડાબી બાજુનું અંગ
ગુરદા=મૂત્રપિંડા, પેઢુમાં રહેલી પિ-
શાબની ગાંઠો \થઇ
પચીજઇ=લોહીમાં મળવાલાયકથઈ
દસ્ત=ઝાડો, મળ
ખુલાસે=મહેનત વગર
અપચો=ખોરાકનું નહિ પચવું તે
કબજિઆત=ઝાડો નહિ ઉતરવો તે
નિરર્થક=નકામા
તરનું તર=તાજું ને તાજું [વગરના
નિરુદ્યમી=(નિર+ઉદ્યમી) ઉદ્યમ
વીતે છે=વેઠવું પડે છે
લાલી=ચહેરાની રતાશ
વદન=મોઢું [ ઝાંખું
નિસ્તેજ=(નિસ+તેજ) તેજ વગરનું
પથારીવશ=પથારીમાં પડી રહેલા
તાલીમબાજ=ઘણી કસરત જાણનાર
મગદળ=ધોકાજેવાં લાકડાં
બનેટી=બંને છેડે ગાંડાવાળી કસરત
કરવાની લાકડી [ કરવી
દંડ પીલવા=પાવડી પર કસરત
કસે=કેળવે
હદ=સીમા

## પાઠ ૪૮ મો.

પુણ્ય=સામાને ઉપકાર કરવો તે
પાપ=સામાને પીડા કરવી તે
ભાવ=વિચાર

બેહદ=(બે+હદ) હદ વગરનો ઘણોજ
વિદ્યાલય=(વિદ્યા+આલય) વિદ્યાનું ઠેકાણું, શાળા
અગણિત=(અ+ગણિત) ગણાય નહિ તેટલાં, ઘણાં
લોકોપકાર=(લોક+ઉપકાર) લોકોનું ભલું કરવું તે
વૃત્તિ=ઇચ્છા
ગજું=શક્તિ
ગજાવું=પોતાની શક્તિ વાપરવી
અહિત=(અ+હિત) હિત નહિ તે, ભુંડું કરવું તે
સૃષ્ટિ થઈ=જગત થયું

પાઠ ૫૦ મો.

આત્રેયી=વાલ્મીકિના આશ્રમની એક તાપસી
વન દેવતા=વનની દેવી દંડક વનની દેવીનું નામ વાસંતી હતું
સમાગમ=મેળાપ
ભગવતી=પવિત્ર માનવંતી સ્ત્રી
દંડકારણ્ય= દંડક+અરણ્ય દંડક વન
અગસ્ત્ય=દંડક વનના એક ઋષિ
વિઘ્ન=હરકત
અદ્ભુત=નવાઇ જેવા
કાળજાં ઠરે છે=દીલ ખુશ થાય છે
સંસ્કાર=(સમ+કાર) સારી રીતે કરવાની ક્રિયા.

હરિણી.

જડ=થોડી બુદ્ધિવાળો ઠોઠ
ગ્રહણ કરવું=પકડી રાખવું
ફળ=પરિણામ
વિમળ=વિ+મળ) "મેલ વગરનું, સ્વચ્છ, ચોકખું"
સુબિંબ=(સુ+બિંબ)સારૂંપ્રતિબિંબ

સમજુતી:–ગુણી અને જડ બંનેને ગુરુજી એકજ રીતે શીખવે છે, પણ શીખવેલાને પકડી રાખવાની શક્તિ દેતા નથી કે ઓછી કરતા નથી તોપણ પરિણામમાં મોટો ફેર નજરે પડે છે કારણ કે સ્વચ્છ મણિ જેવું સારૂં પતિબંબ ઝીલી શકે છે તેવું ઠીંકરી ઝીલતી નથી

નિવાસ=રહેઠાણ
દૈવ=નસીબ
વજ્રપાત=(વજ્ર+પાત)વજ્રનું પડવું તે, ઘણું દુઃખ આવવું તે
અરુંધતી=વસિષ્ઠની સ્ત્રી
રઘુકુળ=રઘુરાજાનો વંશ

ઋષ્યસ્રંગ=દશરથની પુત્રી શાંતાનો
સ્રુની=ખાલી [વર

### શ્લોક.

પુષ્પ=ફૂલ
મહાત્મા=( મહા+આત્મા ) મોટો આત્મા જેનો છે તે

સમજુતીઃ–અરે વજ્રથી પણ ઘણાં કઠ્ઠણ ને ફૂલથી પણ નાજુક એવાં એ મહાત્માનાં (રામ) મનને કોણ ખરેખરા જાણી શકે? (સીતાજી જેવાં સતીને વનમાં મોકલ્યાં તેથી મન વજ્ર કરતાં કઠ્ઠણ; વળી સીતાજીની મૂર્તિ બનાવી પાસે બેસાડી તેથી મન ઘણુંજ નરમ.)

ઉત્તર રામચરિત=ઉત્તર પછીનું ક-રામ+ ચરિત=હેવાલ) રામચન્દ્રજીનો અયોધ્યા આવ્યા પછીનો હવાલ

### પાઠ ૫૧ મો.

પંચાંગ=(પંચ+અંક) જેમાં જુદી જુદી સાલોના પાંચ આંકડા છે તે
વિક્રમ=બહાદુરી, એ નામનો ઉજ્જનનો પ્રતાપી રાજા
શાલિવાહન=એ નામનો પૈઠણનો શક રાજા
મહા પરાક્રમી=ઘણોજ બળવાન
માલવ સંવત=માળવામાં ગણાતાં
સવંત=સંવત્સર, વર્ષ [વર્ષ
શેષનાગ=એક મોટો નાગ, વિષ્ણુ ક્ષીર સાગર મધ્યે જેનાપર શયન કરીને રહ્યા છે તે
વેતાળ=ભૂતની એક જાત
અભિષેક=ગાદીપર બેસાડવાની
શક=વર્ષ, શાલિવાહનનું વર્ષ [ક્રિયા
ઇસુખ્રિસ્ત=ખ્રિસ્તી ધર્મના પેગંબર
કાવતરૂં=કપટવાળી યુક્તિ
હિજરત=છોડીને જતા રહેવું તે
મહોરમ=મુસલમાની પહેલો મહીનો

### પાઠ ૫૨ મો.

મતભેદ=(મત+ભેદ)વિચારમાંતફાવત
રસ્યું=રસ ચઢાવ્યો
પાસું=પડખું, બાજુ
ચોતરો=ચોરા ગામના લોકોને બેસવાની જાહેર જગા [ચડયો
અફીણ ચઢી ગયું=અફીણનો કેફ
અફીણબફીણ=અફીણ કે એવુંબીજું કંઈ
લહેર=ખુમારી, લહેજત, કેફ
ભંગડ=ભાંગ પિનાર

ઝાંઝ=ગુસ્સો, ક્રોધ
નાદાની=(ના+દાની) મૂર્ખાઈ
ભાસે છે=દેખાય છે
તરછોડી=તુચ્છકારી, ધિક્કારી

પાઠ ૫૩ મો.

પસાયતું=ઇનામમાં આપેલી જમીન
ઊર્મિ=ઇચ્છા
રીઝવવા=રાજી કરવા
રાવણ મંદોદરી સંવાદ=રામ લંકામાં ગયા તે વખતે રાવણ ને મંદોદરી વચ્ચે થએલું ભાષણ
ઉદ્યમ કર્મ સંવાદ=ઉદ્યમ ને નસીબ વચ્ચે થએલું ભાષણ
સમોવડ=સરખો, જેવો
પાટીદાર=કણબી જાગીરદાર
લેઉઆ=કણબીમાં લેઉઆ ને કડવા એવા બે વર્ગ છે તેમાંનો એક વર્ગ

દોહરો.

શિક્ષા=બોધ, શિખામણ
કહે=કહે

સમજુતી—જેની કવિતાની ભાષા સાદી, કડી સાદી, વાત સાદી ને વિવેકી અને જે સાદામાં બોધ કહે તેજ કવિ કહેવાય

રંજન=ખુશ
સમસ્યા=ઉત્તર મેળવવાને સંકેતવાળી ભાષામાં કહેવું તે
પરદુઃખભંજન=બીજાનું દુઃખ ભાંગનાર
ખુબી=ચતુરાઇવાળી યુક્તિ
છપ્પા=છ ચરણની કવિતા
મમતાળું=મમતાવાળું
સાંખતા=ખમતા

પાઠ ૫૫ મો.

પ્રતિષ્ઠા=માન, આબરૂ
ગોખ્યો=યાદકરવા ઘણીવાર બોલ્યો
મહાજન=મોટામાણસો, લોકનુંટોળું
ડાઘુ=મુડદાનેબાળવાને સ્મશાનજતા માણસો
રાજદ્વાર=રાજદરબાર
ભાંડુ=ભાઈ
સંભાષણ=સારી વાતચીત
વિવાદ=ચર્ચા
લપસ્યા=ભીની જમીનપર રાખેલા પગ ખસી ગયા તેથી પડ્યા
સતપુરુષ=સારો પુરુષ
પડતું નાંખ્યું=એકદમ પાણીમાં પડી
દીર્ઘસૂત્રી=(દીર્ઘ+સૂત્રી)
(૧) કામમાં ઢીલ કરનાર,
(૨)લાંબાતાંતણાવાળીસૂતરફેણી

વાંકવાળી=(૧) ગુણમાં આડી
(૨) આકારમાં વાંકી
છિદ્ર=(૧) કાણાં, (૨) કલંક, ડાઘ
આચમન લેવું=જમણી હથેલીમાં
થોડું પાણી લઈને પી જવું તે
ભણ્યા પણ ગણ્યા નહિ=વિદ્યા
મેળવી પણ તેને ક્યાં કેવો ઉપ-
યોગ કરવો તે સમજ્યા નહિ

## પાંચમી ચોપડી—ભાગ ૨.

### પાઠ ૫૧ મો.

ઇસ્લામ=મુસલમાની ધર્મ
મૂર્તિપૂજક=(મૂર્તિ+પૂજક) મૂર્તિને [પૂજનાર
પ્રસિદ્ધ=પ્રખ્યાત,નામીચા
પાલન=પાળીને ઉછેરવું તે
આસ્થા=ભરોસો, વિશ્વાસ
પ્રેમાળ=(પ્રેમ+આળ) પ્રેમવાળો
પુનર્લગ્ન=(પુનર્+લગ્ન) ફરીથી લગ્ન કરવું તે
ધર્મમાર્ગ=(ધર્મ+માર્ગ) ધર્મનો [રસ્તો
કાષ્ઠ=લાકડું
નિયંતા=નિયમમાં રાખનાર
અનાદિ=(અન+આદિ—આરંભ) જેનો આરંભ નથી તે મૂળનો
પરિપક્વ=(પરિ+પક્વ) ચારે તરફથી પાકેલા
વહી=ઈશ્વરી ફરેસ્તા ખુદાની તરફથી જે સંદેશા લાવેલા તે
અનુયાયી=(અનુ+યાયી—જનાર) પાછળ જનાર, સેવક વગેરે
લાંચ=ફરજ નહિ બજાવવા માટે આપવાની રકમ
સહનશીલતા=દુઃખ ખમવાનો ગુણ
ઉલટભેર=ઉમંગ સહિત
સદુપદેશ=(સત+ઉપદેશ)સારો ઉપદેશ
વજનદાર=આબરૂદાર, પ્રતિષ્ઠિત
પ્રાસાદિક=કૃપા ભરેલી
નિષ્કામ=(નિષ+કામ—ઇચ્છા)ઈચ્છા વગરનો, સ્વાર્થ વગરનો
ઠાર મારવું=જીવથી મારવું
ઘાટ ઘડયો=વિચાર ગોઠવ્યો
પરોગત=(પરોણા+આગત) પરો-ણાની મહેમાનની ચાકરી કરવી તે
નિરૂપાયે=(નિર+ઉપાય)ઉપાય વિના

ધરવાં પડ્યાં=પકડવાં પડ્યાં
પર્યંત=સુધી
સર કર્યું=તાબે કર્યું
પ્રસાર=ફેલાવો
ધર્મોપદેશક=(ધર્મ+ઉપદેશક)ધર્મનો ઉપદેશ કરનાર
બાળહત્યા=(બાળ+હત્યા) બાળકને મારી નાખવું તે
સુરાપાન=(સુરા+પાન)દારૂ પીવો તે
સામાજિક=(સમાજ+ઇક)
સમાજ=મંડળીને લગતા
મીસર=આફ્રિકામાં દેશ છે
ઇસ્તંબુલ=હાલનું કોન્સ્ટાન્ટીનોપલ
જાહોજલાલી=ભપકો ને શોભા
ક્ષણભંગુર=(ક્ષણ+ભંગુર) ક્ષણમાં ભાંગી જાય તેવો

## પાઠ ૫૭ મો

ગ્રહણ કરવું=સ્વીકારવું
ફરજ પાડી=જરૂર પાડી
અહુરમઝ્દ=પારસી ધર્મમાં કહેલા પૃથ્વીના પેદા કરનારને પાલન કરનારનું નામ
પાંચ તત્ત્વોનાં નામ=પૃથ્વી, પાણી, વાયુ, તેજ ને આકાશ
તત્ત્વ=મૂળ પદાર્થો જેમાંથી બીજું બધું થાય છે તે
કસ્તી=પારસી સ્ત્રી પુરુષો જનોઇ જેવું કેડે બાંધે છે તે
સદરો=ટુંકી બાંયનું પહેરણ
ધુપ=સુગંધીદાર ધુમાડો
અર્પણ કરવું=આપવું
લગ્નવિધિ=(લગ્ન+વિધિ)લગ્નવખતે કરવાની ક્રિયા
અગિઆરી=પારસી લોકોનું પવિત્ર અગ્નિને રાખવાનું સ્થળ
અગ્નિ=આતશ
કતલ કર્યા=કાપી નાખ્યા
તીર્થ જાત્રાનું સ્થળ

## પાઠ ૫૮ મો.

પરાજય=(પરા+જય) જયથી ઉલટું તે, હરાવવું તે
ટક્કર લેવી=સામે લડવાને ઉભા રહેવું
ઉર્ફે=અથવા
ભંગાણ પડ્યું=નાસવા માંડયા
મિટ્ટી દાણાદાણ કરી=તદ્દન પાયમાલી કરી
ખટક્યા કરતી=દુઃખ કર્યાં કરતી
એશઆરામ=મોજમઝા

સામંતો=શુરા સરદારો
બે દીલ=(બે+દીલ) દીલ વગરના [નાખુશ
જંગ=યુદ્ધ, લડાઈ
ગફલત=બેકાળજી, ભૂલ
વીખરાયા=છુટા પડયા
બખતર=લડાઇને વખતે શરીરનું રક્ષણ કરવા માટે લોઢાના તારનું જાળીવાળું આચ્છાદન
ટકી=સામે ઉભી રહી
ઇતિહાસકાર=(ઇતિહાસ+કાર) ઇતિહાસ કરનાર
ઘાત=મારી નાખવું તે
આશ્રિત=આસરે રહેલો
પૃથ્વી રાજરાસો=પૃથ્વીરાજની હકીકતનુ પુસ્તક
શબ્દવેધ=(શબ્દ+વેધ) શબ્દ કયાથી આવે છે તે પારખી નિશાન તાકીને છોડવામાં આવે છે તે

પાઠ ૫૯ મો.

જડ=ઊંડું મુળ
દિલ્હીની ગાદી પર થએલા અફગાનવંશો=ગુલામ, ખીલજી, તઘલખ સૈયદ, લોદી, ને સૂર વાળાં
યશસ્વી=(યશસ+વી)યશવાળાં,કીર્તિ-
બેશક=(બે+શક) શક વિના નક્કી
તેજસ્વી=(તેજસ+વી) તેજવાળાં
હેરાનગતિ=કનડગત, દુઃખ દેવું તે
તગાવી=ખેડુત લોકોને ખેતીના સાધનો માટે નામે આપેલી રકમ
વજીર=મુખ્ય પ્રધાન
માંડી વાળ્યું=લેવાનું બંધ કર્યું
દસ્તાવેજ=લેખ
દિવાનખાના=બેઠકના ઓરડા
મદ્રેસા=ઉર્દુ ભાષા શિખવનારી
સરા=ધર્મશાળાઓ [શાળાઓ
લોકોપયોગી=(લોક+ઉપયોગી) લોકના ઉપયોગનાં
બીનરોજગારી=( બીન+રોજગારી) રોજગાર વગરના
કનડતો=દુઃખદેતો
કામેલ=ઘણોજ પહોંચેલો, ભૂલ ન કરે તેવો

પાઠ ૬૦ મો.

બંડ=તાબેદારનું ઉપરીની સામે થવુંતે
ખુનરેજી=કાપાકાપી, કતલ
અસ્તવ્યસ્ત=(અસ્ત+વ્યસ્ત) છિન્ન ભિન્ન, ભાંગી પડેલ
ધાડું=મોટું ટોળું

પાર=કાંઠો [નાખ્યા
વાઢી નાખ્યા=ઘાસની પેઠે કાપી
અતિશય ચોકતી=(અતિશય=વધારે +ઉક્તિ–બોલવું તે)હોય તે કરતાં વધારે કહેવું તે
પદવી=ઓદ્દો, અધિકાર
કુચકરવી=ચાલી નીકળવું
સલાટ=પત્થર પર કોતરણી કરનાર
અરાજ્ય અ+રાજ્ય) રાજ્ય જેવું નહિ તે
નામનો પાદશાહ=જેની કંઇ સત્તા ન હોય માત્ર પાદશાહ કહેવાતો હોય તે

**પાઠ ૬૧ મો.**

બેદીલી=(બે+દીલી)મન નહોવું તે, નામરજી
રાજ્યાધિકારી=(રાજ્ય+અધિકારી) રાજ્યનો અધિકાર ભોગવનાર
કીર્તિવંત=(કીર્તિ+વંત)કીર્તિ–આબરૂ–વાળું
ત્વરા=ઝડપ
સુરંગ ફોડવી=જમીનમાં ભોંયરા જેવું કરી તેમાં દારૂ ભરીને સળગાવીને કિલ્લા વગેરે તોડવા
પ્રવીણ=હોશિયાર
સન્માન=(સન+માન)સારૂ માન
દીર્ઘદષ્ટિ=(દીર્ઘ+દષ્ટિ)લાંબી નજર, લાંબો વિચાર
ઝનુની=જુસ્સાવાળો
જજીયા વેરો=મુસલમાની અમલ વખતે મુસલમાની ધર્મનહિ પાળનારપાસેથી લેવાતો એ નામનો
રદકર્યો=બંધ કર્યો [કર
કાયસ્થ=હિંદુની એક જાત
અબુલફઝલ=અકબરનો મુખ્યપ્રધાન
આઇન અકબરી=અકબરના કાયદાનું પુસ્તક
મીર અદલ=મુખ્ય ન્યાયાધીશ
કાજી=કુરાન પ્રમાણે ન્યાય કરનાર
બળાત્કાળ=જોરજુલમ
વધ=મારવું તે, નાશ
અનુપમ=(અન+ઉપમા)જેને બીજાની ઉપમા આપી નશકાય તેવો, ઉત્તમ, શ્રેષ્ઠ

**પાઠ ૬૨ મો.**

નાકું=ઘાટમાં પેસવાની પ્રથમની [જગી
આંબેર=જયપુર
અલગ=જુદા, અળગા

નાળ=સાંકડો રસ્તો
ભેટા=મેળાપ
દેહરક્ષકો=(દેહ+રક્ષક)શરીરનું રક્ષણ કરનારા
હોદ્દો=અંબાડી
ઉન્મત્ત=છકી ગએલો, ગાંડા જેવા થએલો
મચીરહી=થઈરહી
વ્હારે=મદદે,સહાયે
જંગ=યુદ્ધ
પાછી પાની કરી નહિ=પાછો હઠયો નહિ
મારો=માર
અણીની વખત=ખરેખરો મુશ્કેલીનો વખત
પદભ્રષ્ટ=(પદ+ભ્રષ્ટ) ગાદીપરથી ઉ- કાઢી મુકેલો
પરોણો=મહેમાન
મેમાનગીરી=મહેમાનની સરભરા કરવી તે
સુનું=ખાલી
વંશજો=(વંશ+જ) વંશમાં જન્મેલા

## પાઠ ૬૩ મો.

જહાંગીર=(જહાં=દુનિયા+ગીર=જીતનાર) દુનિયા જીતનાર, અકબરનો વડો પુત્ર સલીમ
કોલકરાર=બોલીના ઠરાવ
આગતાસ્વાગતા=(આગતા=આવેલા +સુ = ભલે + આગતા) = ભલે આવ્યા એમ ગણી સરભરા કરવી તે
ગેરવ્યવસ્થા=(ગેર+વ્યવસ્થા) વ્યવસ્થા નહિ તે
માનમરતબો=માન ને ઇજ્જત
પ્રતિનિધિ=તરફનો માણસ
ઇજારે આપતા=અમુક ઠરાવેલી રકમ લઇ ઉપજ ઉઘરાવવાની સત્તા બીજાને આપતા
જાહેર પ્રસંગો=બધા લોકો આવેલા હોય તેવા સમય
ખાનગીમુલાકાત=જ્યાં માત્ર અમુક માણસોજ મળીશકે તેવી મુલાકાત
ઠઠ્ઠામશ્કરી=મોટેથી હાસ્ય કરી મશ્કરી કરવી તે
રત્નજડિત=(રત્ન+જડિત) રત્ન જડેલા
જામ=પ્યાલા
દાદ=અરજ
તુલા=તોળવું તે, એક બાજુ પુરુષ બેસે ને બીજી બાજુએ બીજો મૂકી તોલ કરવામાં આવે તે ક્રિયા
કનાતો=કપડાની બનાવેલી દિવાલ જેવી આડચ

### પાઠ ૬૪ મો.

શાહજહાં=(શાહ+જહાં) દુનિયાનો બાદશાહ
મયૂરાસન=(મયૂર+આસન) [illegible] મોર બેસાડેલ આસન
[illegible]=પુષ્કળ દોલત
જાહોજલાલી=ભપકો ને શોભા
ટેવર્નિઅર=એ નામનો ફ્રાંસનો [ઝવેરી
ભવ્ય=મોટાને દેખાવડાં
તખ્ત=ગાદી
ભરગચ્છી=ભરતકામ
રાજ્યચિહ્ન=રાજ્યનું નિશાન
દિવાની કામ=લેણદેણની ફરિઆદો
ફોજદારી કામ=મારામારીની ફરિઆદો
તખ્તેતાઉસ=(તખ્ત=આસન, ગાદી તાઉસ=મયૂર ) મયુરાસન
ચોફુલીઆં=ચાર ફૂલ જેવો આકાર
ભાથા=તીર રાખવાની કોથળીઓ
કલગી=મોરના માથાપર જે પીછાંનો દેખાવ હોય છે તે
ઝાલર=ઝુલતી કિનારી

### પાઠ ૬૫ મો.

વિષમ=ઉલટાં, અઘરાં
કુમક=મદદ
કિલ્લેદાર=કિલ્લો સાચવનાર
હજ=મક્કાની યાત્રા
બાબુલમકા=મક્કાનો દરવાજો
ચુસ્ત=ધર્મ તરફ તીવ્ર લાગણી
જાગીરદાર=જાગીરવાળો [વાળો
હિસ્સો=ભાગ
ધર્માંધ=(ધર્મ+અંધ) ધર્મવડે આંધળા જેવો, પોતાનાજ ધર્મને જોનારો, બીજાના ધર્મપર તિરસ્કાર રાખનારો
નજરકેદ=(નજર+કેદ) એવી રીતે કેદ રાખવો કે નજરની બહાર જઇ શકે નહિ
છટકી ગયો=છાનોમાનો નાસીગયો
કટ્ટો=સખત, ભારે, મોટા
ભોળવવા=સમજાવીને છેતરવા
રણસંગ્રામ=લડાઇનું મેદાન
અણવિશ્વાસ=(અણ+વિશ્વાસ) વિશ્વાસ નહિ તે
ફોડતો=પોતાના પક્ષમાં લેતો
નિષ્ઠા=ભરોસો, વિશ્વાસ

### પાઠ ૬૬ મો.

સૂર્યમાળા=સૂર્ય, ગ્રહો, ઉપગ્રહો,

ખરતા તારા, ધુમકેતુ વગેરે મ-
ળીને થએલું મંડળ
ગ્રહો=સૂર્યની આસપાસ ફરતા નાના મોટા ગોળા
ઉપગ્રહો=(ઉપ=નાના+ગ્રહો) નાના ગ્રહો, ગ્રહોની આસપાસ ફરનારા ગોળા; ચંદ્રો
ધૂમકેતુ=પૂછડીઆ તારા
ઘન=નક્કર
દુરબીન=છેટેની વસ્તુઓ નજીક જોવાનું યંત્ર
નરી આંખ=ખુલ્લી આંખ, દુરબીન વગરની આંખ
ધરી=જે કલ્પિત દાંડી ઉપર આકાશી ગોળા ફરતા દેખાય છે તે
કક્ષા=ગ્રહોનો સૂર્યની આજુબાજુ ફરવાનો માર્ગ
પ્રદક્ષિણા=ચારેતરફ ફરવું તે
ખરતા તારા=પોતાની કક્ષામાંથી ખસી જતા પૃથ્વીપર કે બીજા ગ્રહમાં પડતા તારા

### પાઠ ૬૭ મો.

નક્ષત્ર=તારાનાં ઝુમખાંના કલ્પિત નામો એવાં ઝુમખાં ૧૦૮ છે પણ સૂર્યના દેખાઇતા માર્ગમાં ૨૭ આવે છે માટે નક્ષત્ર ૨૭ ગણાય છે.
ક્ષિતિજ=આપણી આસપાસ ગોળ મર્યાદા દેખાઇને આકાશ જમીનને અડકેલું દેખાય છે તે ગોળ મર્યાદાને ક્ષિતિજ કહે છે
ધ્રુવનો તારો=પૃથ્વીના ધરીના બંને છેડાની બરાબર સામે આવેલા તારા તે ફરતા દેખાતા નથી
કલ્પી=ધારી, માની
સપ્તર્ષિ=(સપ્ત+ઋષિ) સાત ઋષિ
ગોળાર્ધ=(ગોળ+અર્દ્ધ)અર્ધો ગોળ
બૃહત્ લુબ્ધ=મોટો કુતરો, એ નામનું નક્ષત્ર
બારીક=ઝીણું
આકાશ ગંગા=આકાશમાં રાતે પ્રકાશની ધોળી પટી દેખાયછેતે
ખિચોખાચ=પાસે પાસે

### પાઠ ૬૮ મો.

અક્ષાંશ=પૃથ્વીના પૃષ્ટના ઉત્તર દક્ષિણ કરેલા ભાગો
રેખાંશ=પૃથ્વીના પૃષ્ટના પૂર્વપશ્ચિમ કરેલા ભાગો

નકલ=એક ઉપરથી બીજું કરવું
પ્રત=નકલ
શુમાર=આશરો, અટકળ
વિષુવવૃત્ત=પૃથ્વીના ગોળાપર બંને ધ્રુવથી સરખે અંતરે દોરેલું મહદ્વૃત્ત
ઉત્તરધ્રુવ=પૃથ્વીની કલ્પિત ધરીનો ઉત્તર તરફનો છેડો
દક્ષિણધ્રુવ=પૃથ્વીની કલ્પિત ધરીનો દક્ષિણ તરફનો છેડો
અક્ષાંશવૃત્ત=અક્ષાંશ દર્શાવવા પૃથ્વીના પૃષ્ટપર પૂર્વપશ્ચિમ દોરેલાં વર્તુલો
અક્ષાંશના પ્રકાર=ઉત્તર અક્ષાંશને દક્ષિણ અક્ષાંસ
કલ્પના=ધારણા, અટકળ
રેખાંશવૃત્ત=રેખાંશ બતાવવા અમુક મુકરર કરેલા વર્તુળથી સરખે અંતરે બીજાં ઘણાં વર્તુલો ભૂગોળપર ઉત્તર દક્ષિણ દોરેલા હોયછે તે
રેખાંશનાપ્રકાર=પૂર્વ રેખાંશ ને પશ્ચિમ રેખાંશ

પાઠ ૬૯ મો.

નિયમિત=નિયમસર આવતો
ખારો પવન=ખારા પાણીપરથી આવતો વા
વ્યાપારવાયુ=વ્યાપારને અનુકુળ વા
મોન્શુન=મોસમનો વા, વર્ષાઋતુનો વા
આંધી=જેનાથી આકાશ ધુળવડે છવાઈ જાય છે તે પવન
વંટોળીઓ=ભમરાની પેઠે કુંડાળાં કરતો જોરમાં છૂટેલો પવન
અનિયમિત=નિયમસર નહિઆવતો
નિયમિત પવનનાં નામ=દરિઆઇ લહેર, જમીનની લહેર, વ્યાપાર વાયુ, મોન્સુન વગેરે
અનિયમિત પવનનાં નામ=તાવાઝોડું, આંધી, વંટોળીઓ, વગેરે

પાઠ ૭૦ મો.

રંદો=લાકડું લીસું કરવાનું ઓજાર
કાતર=મોટા ચારા
હદ=વિસ્તાર, જગા રોકવી તે
મુરમ=પત્થરની ગાંગડી
સહ્યાદ્રિ=એ નામનો પર્વત ( સહ્ય=મુસ્કેલીથી ઓળંગી શકાય તેવો +આદ્રિ=પર્વત)

બખોલો=મોટા ને ઉંડા ખાડા
ગેરસપ્પા=કાનડા જિલ્લામાં શિરાવતી નદીમાં એ ધોધ છે
મોજાં=પવનને લીધે પાણીમાં થતી લહેરીઓ
પેટું=માંહેનો ભાગ
સારાંશ=મતલબ, સાર

## પાઠ ૭૧ મો.

ભૂતળરચના=(ભૂ+તળ+રચના) પૃથ્વીના તળીઆની રચના
નદ=ઘણી મોટી ને પહોળી નદીને નદ કહે છે.
કન્યાકુમારી=એ નામની ભૂશિર છે. (ત્યાંની જમીન ખેડયા વગરની હતી તેથી તે કુમારી કન્યા કહેવાય)
હવામાન=હવાની ગરમીનું માપ
હવામાનમાં ફેરફાર કરનારાં કારણો=(૧) વિષુવવૃત્તથી અંતર, (૨) દરીઆની સપાટીથી ઉંચાઈ (૩) દરીઆ કિનારાથી અંતર, (૪) વરસાદનું પડવું
સમશીતોષ્ણ=મધ્યમસર
મધ્યમ કદના=સાધારણ માપના
સાહસિક=સાહસ કરનારા
કદાવર=જબરા કદના
કસરીઆ=જોઇતું ખર્ચ કરનારા
કસ=સત્વ, વનસ્પતિનો ખોરાક
કમજોર=(કમ+જોર) ઓછા જોરવાળા
અગાસી=માળનો ખુલ્લો ભાગ
નળિએરી=નળિઆંવાળાં

## પાઠ ૭૨ મો.

વહેવાર=લેવડદેવડ, આવવું જવું તે
રેલવે=(રેલ+વે) લોઢાના પાટાનો રસ્તો
કોરા=વરસાદ વગરના
જામતો=સત્તાવાળો થતો, બળવાન થતો
ગવર્નર જનરલ=મુખ્ય ગવર્નર
ઓદ્ધો=અધિકાર, દરજ્જો
સસ્તેદરે=સોંઘે ભાવે
મેઘના=બ્રહ્મપુત્રાના એક ફાંટાનું મુખ આગળનું નામ
ઉપલાણે=જે તરફથી પાણી આવતું હોય તે તરફના ભાગમાં

## પાઠ ૭૩ મો.

પરમસ્નેહી=ઘણાજ વ્હાલા મિત્ર
સફર=મુસાફરી
જહાજો=મોટાં વહાણો

ડક્કો=માલ ચડાવવા ઉતારવાને બાંધેલો લાકડાનો ઘાટ
રા. રા.=રાજમાન રાજેશ્રી
મુ=મુકામ
લિ=લિખીતંગ
નમસ્કાર=(નમસ્+કાર) નમવું તે
વિશેષ=વધારે કહેવાની વાત
વિલાયતી=વિલાયતમાં બનેલો
ઇમારતી=ઘર બાંધવામાં વપરાતો
નિકાસ=માલનું પરદેશ જવું તે
આયાત=પરદેશથી માલનું આવવું તે
ઉથલપાથલ=હેરફેર, આપવું લેવું તે
ખાડી=પહોળું થઇ ગએલું નદીનું મુખ
અનુકૂળ=માફક આવે તેવું [મુખ
રમણીય=સુંદર
દેશાવર=(દેશ+અવર) બીજો દેશ
નાગરેલ બંદર=લંગર નાખીને વહાણો ઉભાં રહી શકે તેવું બંદર
લંગર=વહાણોને સ્થિર રાખવા દરીઆમાં નાખવાનું વજન

પાઠ ૭૪ મો.

સિંકોના=એ નામનું ઝાડ, તેની છાલમાંથી ક્વિનીન નીકળે છે.
તેજી=માલની ઘણી આવજા
કમાવેલાં=કેળવેલાં, વાપરવા લાયક કરેલાં [રેતીના થર
ભાઠાં=નદીના પાત્રમાં જામેલા
ઇમારતી કાટ=ઇમારત બાંધવામાં વપરાતું લાકડું
ખનીજતેલ=જમીનમાંથી નીકળતું તેલ જેમકે કેરોસીન

પાઠ ૭૫ મો.

ખાસ અમલ=સીધી દેખરેખ, પોતાનીજ સત્તા
બ્રિટિશ હિંદુસ્તાન=નામદાર શહેનશાહની માલિકીનો હિંદુસ્તાનનો મુલક
ક્ષેત્રફળ=સપાટીનું માપ
સંયુક્ત=જોડાએલા
વાઇસરોય=શહેનશાહનો પ્રતિનિધિ
સભાસદ=(સભા+સદ) સભામાં બેસનાર
મહેસુલ=રાજ્યની જમીનની ઉપજ
પરરાજ્યો=(પર+રાજ્યો) બીજાં રાજ્યો
સેક્રેટરિ=કારભારી [રાજ્યો
ગવર્નર=સુબો
લફ્ટેનંટ=મુખ્ય અધિકારીની ગેરહાજરીમાં કામ કરનાર અધિકારી

ચીફ કમિશનર=મુખ્ય વસુલાતી અમલદાર
હાઇકોર્ટ=મોટી ઈન્સાફની કચેરી
જડજ=ન્યાયાધીશ
ઈંડીઆઓફીસ=હિંદની કચેરી

## પાંચમી ચોપડી ભાગ ૩ જો

### પાઠ ૭૬ મો.

વા=પવન, ગતિવાળી હવા
વાતાવરણ=(વાત+આવરણ) વાનું ઢાંકણુ [આવે
ગળે નહિ ઉતરે=માનવામાં નહિ
પરપોટા=પાણીના પડવાળો વાયુના
અવકાશ=ખાલી ભાગ [પોટા
વાયુશોષક=( વાયુ+શોષક ) વાયુને ચુસનાર [સાગર
મહાસાગર=( મહા+સાગર ) મોટા
ટન=૫૬ મણનું વજન
દળ=જગા રોકતી તે, વિસ્તાર
પ્રાણવાયુ=( પ્રાણ+વાયુ ) પ્રાણને જરૂરનો વાયુ
શ્વાસ=દમ
પોષે છે=પોષણ આપે છે. કાર્બોનિક એસિડ ગ્યાસ=કાર્બનને ઓક્સિજનના સંયોગથી બનેલો ઝેરીવાયુ [વાયુ
કોલગ્યાસ=કોલસામાંથી નીકળતો

### પાઠ ૭૭ મો.

પડઘો=પ્રતિધ્વનિ, સામો અવાજ, અવાજનું પાછું ફરવું તે
જડ=જીવ વગરની.
અનુકુળ=મૂળને પૂરે પૂરો મળતો, આબેહુબ
ભૂપ=રાજા
ખૂંદીવળ્યો=ચારે તરફ ફરી વળ્યો
ઘોષ=અવાજ
ધ્વનિ=અવાજ,હવામાંચાલતમોજાં
મોજાં=લહેરો
પડઘમ=એક જાતનું નગારાજેવું વગાડવાનું
ધડો=દાખલો
સભ્યતા=વિવેક
અદબ=માનથી વર્તવું તે

### પાઠ ૭૮ મો.

ગ્યાસ=વાયુ
ગોદી=વહાણ લાંગરવાની જગા, બાંધેલી ખાડી
ઝગઝગતા=બહુજ તેજસ્વી લાગતા
તરેહવાર=જાતજાતના

ડામર=કોલસામાંથી નીકળતો પ્ર-
વાહી કાળો પદાર્થ
ટાર=ડામર
ગુંથાઈ રહ્યું=તેમાંજ રોકાઇ રહ્યું
દૈત્ય=રાક્ષસ
તરંગો=વિચારો
ગાઢ નિદ્રા=ભારે ઉંઘ
સ્વપ્નું=ઉંઘમાં આવેલો વિચાર
વિચિત્ર=નવાઈ જેવી
×યુગ=જમાનો, સમય
સુશોભિત=(સુ+શોભિત) ઘણોજ
સુંદર
તોયે=તોપણ
કાળાન્તરે=(કાળ=અંતરે) ઘણા
કાળ પછી [ળતું તે
રેલ=જમીનપર પાણીનું ફરી વ-
વીતતો=જતો
જથાબંધ=એક સાથે ઘણુંજ
વિશેષે કરીને=ઘણું કરીને
છાંદી લઇ=બંધ કરીને
ફર્ન=નેતરના જેવો ભીની જગા-
માં ઉગતો રોપો, હંસરાજ

પાઠ ૭૯ મો.

ફુવારો=પાણીની સેર ઉંચે ઉડતી
હોય તેની યુક્તિ [ધારીને
ટગરટગર=એકી નજરે, ધારી
ચકલી=સકાવો, પેચ
પરોઢ=મળસકું
જોત=દિવાનો પ્રકાશિત ભાગ

પાઠ ૮૦ મો.

ગરમીઆપક=(ગરમી+માપક) ગર-
મીને માપનાર
ધાતુ=જેના તાર ને પતરાં થાય છે
ને જે ટીપી શકાય છે તે
ખાસ=તેના પોતાના
ઘન=નક્કર
વિસ્તાર=ફેલાવો, વધારો
થર્મોમિટર=(થર્મો=ગરમી+મિટર=
માપનાર) ગરમી માપનાર
ઉષ્ણતા=ગરમી
સ્થિર=કાયમ, ખસે નહિ તેવું
હિમબિંદુ=હિમ=બરફ+બિંદુ (પા-
ણીનું બરફ થઈ જાય તે સ્થળ)
અંશ=ભાગ

× યુગ ૪ છે. સત્ય, ત્રેતા, દ્વાપર ને કળિ. હાલ કળિયુગ ચાલે છે.

વપરરાશ=ઉપયોગ, ખપ
દરમિઆન=વખતમાં
માપ=માપી જોવું તે

પાઠ ૮૧ મો.

બંઓ=નીચી જગામાંથી પ્રવાહી પદાર્થને ઉંચે ચઢાવવાનું યંત્ર
પ્રયોગ=અખતરો
શોષું છું=ચૂસું છું
રચના=બનાવટ
યુક્તિ=કળા, રચના

પાઠ ૮૨ મો.

વાયુ ભારમાપક=(વાયુ+ભાર+માપક) વાયુનો ભાર કેટલો છે તે [માપનાર
બેશ=સરસ, ઉત્તમ
સ્તંભ=કાચની નળીમાંની પારાની ઉભી દાંડી
ઇતિહાસ=મૂળથી આજ સુધીની વિગતવાર હકીકત
કોશીશ=મહેનત, પ્રયત્ન
ગૂઢ=ન સમજી શકાય તેવો
પ્રવીણ=ઘણોજ હોશિયાર
સંભવ=બનતું તે
અનુમાન=વિચારકરીનેકરેલીઅટકળ
ચેતવણી=સૂચના, અગાઉથી આપવાના ખબર

પાઠ ૮૩ મો.

એકદળ=જેનાં બીમાં બે દાળ નહિ હોતાંમાત્ર એકજબીજપત્રહોયછેતે
દ્વિદળ=(દ્વિ+દળ)જેનાંબીમાં બે દાળ [હોય છે તે
વર્ગ=ભાગ, પ્રકાર
હંસરાજ=ફર્ન
અંગો=ઇંદ્રિયો, અવયવો
અવલોકન=બારીક તપાસ
માંડી=શરૂ કરી
રેસા=તાંતણા
વિભાગ=(વિ+ભાગ) વધારે ભાગ
આડકતરાં=સીધાં નહિ તે
ચીમળાઈ=વળી જઇને
વજ્રપત્ર=વજ્રના પેટા ભાગો
ફૂલમણિ=ફૂલનો દેખાતો કીમતી ભાગ, પાંખડીઓનો જત્થો
પુંકેસર=(પું+કેસર) પુરુષ જાતિના તાંતણા
બીજાશય=(બીજ+આશય) બી બંધાવાનું ઠેકાણું

પાઠ ૮૪ મો.

પુષ્પકોશ=પાંખડીવાળો ભાગ

તંતુ=તાંતણો
સમાન્તર=(સમ+અંતર) સરખું છે અંતર જેમાં તે
પરિપકવ=(પરિ+પકવ)ચારેતરફથી
અગ્ર=આગળનો ભાગ [પાકેલું
પકવ=પાકેલાં
જંતુઓ=જીવડાં
સુગંધ=(સુ+ગંધ) સારી વાસ
આતુરતા=ઈંતેજારી, ઘણી હોંસ
રજકણ=(રજ+કણ) રજ જેવી ઝીણી કણીઓ
સંયોગ=(સં+યોગ) સારો મેળાપ

**પાઠ ૮૫ મો.**

અપુષ્પ=(અ+પુષ્પ) જેને ફૂલ થતાં નથી તે
સપુષ્પ=(સ+પુષ્પ) જેને ફૂલ થાય
મિશ્ર=સંયુક્ત [બાઝે છે તે
ફૂગ=રોટલા વગેરેપર ભિનાશનેલીધે
વૃદ્ધિ=વધારોથવો તે
ફણગો=કોંટા, ઉગતી વનસ્પતિ
જળાશયો=(જળ+આશય) જળનાં
ઉત્પત્તિ=પેદા થવું તે [ઠેકાણાં
વિચિત્ર=નવાઈ જેવી
પિંડ=ગોળી
ગાભો=પુષ્કળ રેસાવાળો ભાગ
પંક્તિ=વર્ગ, જાત
સૂક્ષ્મદર્શક યંત્ર=(સૂક્ષ્મ+દર્શક+યંત્ર) ઝીણી વસ્તુને મોટી દેખાડનારૂં યંત્ર
ઉગ્ર=ગંધ, નઠારી વાસ
ગેરૂ=ઘઉંની ઉંબીમાં થતી અપુષ્પ વનસ્પતિ (ગેરૂ નામની માટી જેવો તેનો રંગ હોય છે)
આગીઓ=જુવારના ડુંડામાં થતી કાળા ભુકાવાળી અપુષ્પ વનસ્પતિ
બેકિટરિઆ=લોહીમાંજંતુનારૂપમાં માલમ પડતી અપુષ્પ વનસ્પતિ

**પાઠ ૮૬ મો.**

મંજરી=લૂમ, ફૂલનો પોટો
ફળે છે=ફળ આપે છે
મોભ=કરાની ટોચપર રાખવાનું મુખ્ય લાકડું
ભારવટીઆ=મોભનો ભાર ઝીલનાર આડાં લાકડાં
કુંભીઓ=થાભલાની નીચે ને ઉપર રાખવાના લાકડાના કકડા
પરનાળો=પાણી વહેવાના ધોરીઆ
છાજ=છાપરાપરનું ઢાંકણ
પતરી=પાંદડાના કાંઠા

કાથો=નાળિએરના રેસા
દામણાં=પશુને પગે બાંધવાનાં દોરડાં
સીકાં=વસ્તુઓને ઉંચે લટકાવવાને દોરડાંનું બનાવેલું સાધન
કાથીઆં=પગ લુછવાને કાથાનાં બનાવેલાં સાધન
ડોયો=હોકાનો હેઠલો ભાગ
પુરણપોળી=ગળી રોટલી, વેડમી
તાડી=નાળીએરીનો રસ
કલ્પવૃક્ષ=(કલ્પ+વૃક્ષ) ઇચ્છેલું આપે તેવું સ્વર્ગનું ઝાડ
ખૂબસુરત=(ખૂબ+સુરત) ઘણું સુંદર
પરડા=બાવળની શીંગો
સાધારણ=બધે માલમ પડતું
ઝરે=ટપકે [જરથી
ગીરી=ખીલ્યા વગરનાં પાંદડાંનો

## પાઠ ૮૭ મો.

હિંદી શહેનશાહત=હિંદી સામ્રાજ્ય, બ્રિટીશ સત્તા નીચેનો હિંદ
પાલાં=ટટ્ટીઓ
કોઠાર=દાણા ભરવાની વખાર
અસ્તર=માંહેનું પડ
ચટાપટા=લીટા
વિજયનગર=તુંગભદ્રાને તીરે સોળમા સૈકામાં ઘણું મોટું નગર હતું.
દેવાલય=(દેવ+આલય) દેવ રાખવાનું સ્થળ, દેવળ
અણીશુદ્ધ=(અણી+શુદ્ધ) અણી સહિત, હતું તેવું ને તેવું
અદ્યાપિ=(અદ્ય+અપિ) આજપણ
રોગાન=ચીકણું ને ઘાડું તેલ
ઉધઇ=એક જાતનાં જીવડાં
સળવું=અંદર જીવ પડવા
કોહવું=પાણીથી સડી જવું
દેવસ્થાન=(દેવ+સ્થાન) દેવ રાખવાનું ઠેકાણું, દેવળ
હોમ=નાનો યજ્ઞ [કડીઓ
સમિધ=અગ્નિને સળગાવવાની લાકડીઓ
કબીરવડ=કબીર ભક્તે વાવેલો નર્મદાના બેટમાંનો વડ

## પાઠ ૮૮ મો.

અણસમજુ=(અણ+સમજુ) સમજુ નહિ તે મૂર્ખ [પૂરેપૂરી
સંપૂર્ણ=(સં+પૂર્ણ) સારી રીતે પૂરી,
સતેજ=(સ+તેજ) તેજવાળી, જાગૃત, તીવ્ર
સંસારી જંજાળ=સંસારની ખટપટ, ગૃહકાર્ય વગેરે.

અંકુર=ફણગો
પારિજાતક=સ્વર્ગ લોકમાં થતું એક જાતનું દેવતાઈ ઝાડ!
કલમલેવી=ઝાડની પાતળી ડાળી કલમના આકારમાં છરથી કાપીને જમીનમાં રોપવી તે

**પાઠ ૮૯ મો.**

રૂપાન્તર=( રૂપ+અન્તર ) રૂપમાં ફેરફાર
ખોળીઆં=શરીરનાં ઉપલાં પડ
અનુસરીને=મળતા થઇને
પુષ્ટ=મજબુત, જોરાવર
ખાલ=ઉપલું પડ
કોશેટો=સંબગોળ દડી
સોહામણાં=સુંદર, શોભીતાં
એકંદર=બધી મળીને ભેગી
બેડોળ=( બે+ડોળ ) ડોળ વગરનું, ખરાબ આકારનું
પરિપૂર્ણ=( પરિ+પૂર્ણ ) ચારે તરફથી પૂર્ણ, પૂરેપૂરૂં

**પાઠ ૯૦ મો.**

શાહમૃગ=આફ્રિકામાં થતું એ નામનું મોટું પક્ષી
શાખા=ડાળા
કોટલું=ઉપલું ઢાંકણ
પારદર્શક=( પાર+દર્શક ) આરપાર દેખાય તેવું
પૌષ્ટિક=શક્તિ આપનારો
અપારદર્શક=પારદર્શક નહિ તે
સફેદી=સફેદ પદાર્થ
જરદી=પિળાશ પડતો પદાર્થ
સમતોલ=( સમ+તોલ) સરખા વજનવાળો
ગર્ભ=જેમાંથી બચ્ચું થાય છે તે ઇંડાંનો કીંમતી ભાગ
સેવે છે=ઉપર બેસીને ગરમી આપે છે
શોષણ=ચૂસાઇ જવું તે
અદૃશ્ય=( અ+દૃશ્ય=દેખાય તેવું ) નહિ દેખાય તેવું, અલોપ

**પાઠ ૯૧ મો.**

લંગુર=લાંબી પૂછડીવાળાં વાંદરાં
સમુળગી=બીલકુલ, મુદલ
નીલ=આખું શરીર કાળું હોય તેવાં વાંદરાં
માંકડાં=રાતા મોનાં વાંદરાં
સપાટાબંધ=ઝપાટાબંધ ઝડપથી

અટકચાળાં=જાત જાતના ચાળા કરનારાં [ખારીલો, દ્વેષી
બળિએલ=મનમાં બળ્યા કરે તેવો,
ક્રૂર=ઘાતકી [જંગલનું માણસ
ઉરાંગ ઉટાંગ=એક જાતનો કપિ,
કપિ=મોટા વાંદરા
કબીલો=સ્ત્રી, છોકરાં વગેરે
એકાંતવાસ=(એકાંત+વાસ) એકાંતમાં રહેવું તે [પાંજરૂં
હાડપિંજર=(હાડ+પિંજર) હાડકાંનું
ખીલેલાં=વધેલાં
અનુમાન=વિચારીને કરેલી અટકળ

## પાઠ ૯૨ મો.

છેક=તદ્દન, બીલકુલ
પ્રાચીન કાળ=જુનો સમય
કાચલાવાળાં=મજબુત ઢાંકણુવાળાં
ડોળ=આકાર, ઘાટ
કલેઢાં=તાવડી
ભાગ્યેજ=ક્વચિતજ
ઓપેલાં=ઘસીને ચળકતાં કરેલાં
હેળવ્યાં=પાસે રહેતાં કર્યાં
શિલ્પશાસ્ત્ર=(શિલ્પ+શાસ્ત્ર) કોતરકામનું પુસ્તક

## પાઠ ૯૩ મો.

નાજુક=કોમળ, દુઃખ ખમી શકે
ત્વચા=પાતળી ચામડી [નહિ તેવું
તાલકું=માથાનો ઉપલો ભાગ
સમતોલપણું=સરખાઇ,સરખું વજન
ચલનવલન=(ચલન+વલન) હીલચાલ
પૃષ્ઠ=પડ, ભાગ
જોડ=એનો જત્થો
કરોડરજ્જુ=(કરોડ+રજ્જુ) બરડાની કરોડમાં રહેલું જ્ઞાનતંતુના
રજ્જુ=દોરડું [સમૂહનું દોરડું
મજ્જાતંતુ=કરોડરજ્જુને મગજ સાથે જોડનારો તાંતણો
શાખા=ફાંટા (ખેપીઓ
કાસદ=ખબર લઇજનાર લાવનાર

## પાઠ ૯૪ મો.

શ્વાસોચ્છ્વાસ=(શ્વાસ+ઉચ્છ્વાસ) દમલેવો ને કાઢવો તે
અસ્વચ્છ=(અ+સ્વચ્છ) સ્વચ્છ નહિ તે, મેલું, કાળું
પડખું=છાતીની બાજુ
સ્થિતિસ્થાપક=(સ્થિતિ+સ્થાપક) પોતાની અસલ સ્થિતિ રાખનાર
શ્વાસનળી=(શ્વાસ+નળી) જે નળીમાં

થઇને ફેફસાંમાં શ્વાસ આવજા કરે છે તે
નિરંતર=(નિર+અંતર)હંમેશાં
પેસનીકળ=(પેસ+નીકળ) પેસવું ને નીકળવું તે

## પાઠ ૯૫ મો.

કસુંબી=એક જાતનો રંગ
માચી=ખાટલી
ગદલ=કસુંબી રંગના પાણીવાળો ધાડો ભાગ
કાંજી=લાહી, ખેળ
સુરખી=રતાશ પડતી લાલી, તેજ
ભપકે=શોભા [તે જગા
છીપવાડ=છીપા લોકો રહેતા હોય
છીપા=લાકડાંના બીબાંથી કપડાં છાપનારા
મથોડાપુર=માથા જેટલાં ઉંડાં
ભાલ્લા=ટાંકીઓ, ખાડા
બો=નઠારી ગંધ
ઠરતાં=ઉભા રહેતાં
અવારનવાર=જાત જાતનાં
પાસવાળાં=અસરવાળાં
ભાવસાર=કપડાં રંગનારા
એલીઝરીન=એ નામનો કોલસાના ટારમાંથી નીકળતો રંગ
ભાવ પૂછતું નથી=કીંમત પૂછતું નથી
ગવન=એક જાતનું કપડું
સાળુ=એક જાતનું કપડું

## પાઠ ૯૬ મો.

કળા=હુન્નર
મુલાયમ=ઘણીજનરમ
આરપાર=સોસરૂં [લાકડું
પુઠીઉં=ચાકનું વચ્ચેનું ગોળ ચપટ
ચાકેચઢાવ્યો=ખૂબ ચક્કર ચક્કરફેરવ્યો
એકચિત્ત=એકધ્યાન, એકનજર
સંખ્યાબંધ=ઘણુંજ
ટપેરે છે=ટપલાથી ટીપે છે
મોગરી=ચપટું ટપલું
હદવાળે છે=કંઇ ખામી રહેવાદેતા નથી, ભારે કારીગરી કરે છે
કાચકો=કાચકીનું ફળ
ઓપે છે=ઘસીને ચળકતાં કરે છે

## પાઠ ૯૭ મો.

ઉચ્ચાલન=જેમાં ટેકો, બળ ને વજન હોય એવું યંત્ર
મનસુબો=વિચાર
યંત્ર=જે સાધન કે યુક્તિથી બળમાં લાભ કે સહેલાઇ થાય તે સાધન કે યુક્તિ

ગુધું=થોડો જાડો ને લાંબો લાકડાનો કકડો

પાઠ ૯૮ મો.

ગરગડી=ગોળ ફરતું પહેલા પ્રકારનુ સંયુક્ત ઉચ્ચાલન

રેંટ=બે જુદા જુદા વ્યાસની સંયુક્ત ગરગડીવાળું યંત્ર

નિહાળો=ધ્યાનથી જુઓ [લાકડાં

આરા=પૈડાંમાંનાં લાંબાં ઉભાં

લપેટી=વીંટી

ચીપો=પાતળી પટીઓ

# કવિતાના અર્થ.

## પાઠ ૭ મો.

ઋષિ=શુકદેવજી

નરપતિ=(નર+પતિ) રાજા

દ્વારામતી=દ્વારિકા

કનકકોટ=(કનક+કોટ)સોનાનોકોટ

મણિમય=મણિવાળાં

રત્ન=કીમતી પદાર્થો

કાંગરા=કિલ્લાની ટોચો

દુર્ગે=કિલ્લાપર

દુંદુભી=મોટાં નગારાં

ગોમતી સંગમ=ગોમતીના મેળાપ

ચારેવર્ણ=બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્યને શૂદ્ર

ભગવાન=શક્તિવાળા પુરુષ

પળે=જાય

વ્રત=ધર્મમાંકહેલાનિયમો પાળવા તે

તપ=ધર્મ પાળવાને દેહકષ્ટ કરવું તે

હાઉ=બાધડો,બિહામણો પુરુષ

* શ્રીકૃષ્ણનો પરમ મિત્ર સુદામો ઋષિ પોરબંદરનો રહીશ હતો. તેની હાલત પૈસે ટકે સારી નહતી. તેથી તેની સ્ત્રીના બહુ આગ્રહને લીધે સુદામાજી દ્વારિકાં જાદવરાય (શ્રીકૃષ્ણ)પાસે યાચના માટે જાયછે તે દ્વારિકા પહોંચેલ છે તે વખતની આ વાત છે.

ચેષ્ટા=ચાળા, મશ્કરી
ભાખે=બોલે
વજાડે ગાલ=ખુશાલીને વખતે બચ્ચાં બંને ગાલને હાથવતી વગાડે છે
સાધુ=સત્પુરૂષ, પવિત્ર પુરુષ
કૃપાનાથ=(કૃપા+નાથ) દયાના દેવ, ઘણા દયાળુ પતિ
પ્રતિઉત્તર=( પ્રતિ+ઉત્તર ) સામો જવાબ
કૃષ્ણદર્શન=(કૃષ્ણ+દર્શન ) કૃષ્ણને જોવા તે
મન=ઈચ્છા
જાદવ=યદુરાજાના વંશજ
રાજદ્વાર=રાજમહેલનો દરવાજો
ઋષિરાય=રાજા જેવા ઋષિ
જડિત=જડેલા
ઝાકઝમાળ=ઝગઝગાટ મારતા
મિનાકારી=(મિનો=કાચના જેવો પદાર્થ+કારી=કારીગરીવાળું) મિનાની કારીગરીવાળું
અમરાપુરી=( અમર=દેવ+પુરી ) દેવની નગરી, અલકાપુરી
ઓવારી નાંખું=વિસારી દઉં
સ્ફટિકમણિ=એક જાતનો પત્થર
નાટારંભ=(નાટ+આરંભ) નૃત્યનો આરંભ
મૃદંગ=પખાજ
ઉપંગ=એક જાતનું વાજિંત્ર
ગુણીજન=ભાટ ચારણ વગેરે
રસાળ=રસવાળાં, સુંદર
હેમતણા=સોનાના
અછોડા=દોરડી, રાસ, સાંકળ
મદ=હાથીના માથામાંથી જે પરસેવાનાં ઝરણ છુટે છે તે
મદગળતા=(મદ+ગળતા) મદ ગળે છે તેવા, મસ્તીમાં આવેલા
માતંગ=હાથી, ગજ
પ્રતિહાર=ચોકીદાર, દ્વારપાળ
શામળીઆ=શ્રીકૃષ્ણ ( કેમકે તેનો વર્ણ શામળો હતો)
સંકલ્પ વિકલ્પ=તર્ક, વિચાર
ગહન=સમજી શકાય નહિ તેવી
ગોકુળ=મથુરા પાસેનું નાનું ગામડું
સિંહાસન=(સિંહ+આસન)સિંહના આકારની બેઠક, રાજગાદી

આ વાત શુકદેવ મુની રાજા પરિક્ષિતને કહેછે શ્રીમદ્‌ભાગવતમાં આ વાત છે.

"ઋષિ (શુકદેવજી) કહે, હે રાજા, (પરિક્ષિત) સાંભળ, સુદામા ઋષિએ દ્વારિકા નગરી જોઇ તેનો સોનાનો કોટ ચળકારા કરતો હતો ને તેના કાંગરા પર મણિવાળાં રત્નો જડયાં હતાં. કિલ્લા પર ઘણી ધજા ફરકતી હતી ને ત્યાં દુંદુભી, ઢોલ વગેરે ગડગડતાં હતાં. ત્યાં ગોમતી નદીનો દરીઆ સાથે મેળાપ થતો હતો ને ચારે વર્ણ ત્યાં આવીને નહાતા હતા. ૧.

સુદામાજી ગોમતીમાં નાહ્યા પછી ભગવાન જેવા ઋષિ શહેરમાં પેઠા. તેનું રૂપ (ચીથરીઓ વેશ) જોઇને બધાં જોવા મળ્યાં, બાળકો બીજવવા લાગ્યાં ને પાછળ જવા માંડયું; જાદવની સ્ત્રીઓ એક બીજાના હાથમાં તાળી દઇને હસવા લાગી અને બોલી કે જે નગરમાં આવો પુરુષ રહે છે. તેને ધન્ય છે વળી જે સ્ત્રીએ ઘણાં વ્રત ને તપ કર્યાં હશે તે આ પતિ પામી હશે. ૨.

કોઇ બોલી કે, વિકરાળ હાઉ આવ્યો જે બાળકો રોતાં હોય તેને તે દખાડો એટલે છાનાં રહેશે. એમ પછવાડે ઘણી મશ્કરી થતી હતી. તે સાંભળીને હસતા હસતા સુદામાજી આગળ જતા હતા. બાળકો પછવાડેથી કાંકરા ફેંકતા હતા. છતાં ઋષિજી મોઢેથી 'હરિહરિ' બોલતા હતા. થોડીવારમાં તો તાળી પાડતાં ને ગાલ વગાડતાં ઘણાં નાનાં બાળકો ઋષિની વાંસે ફરી વળ્યાં.

કોઈ વૃદ્ધ જાદવે સુદામાજીને જોયા. તેણે એ પવિત્ર માણસની નજર ઓળખી. તેણે બધાં બાળકોને દૂર કર્યાં અને ઋષિને ઉભા રાખી સમાચાર પૂછ્યા. હે દયાના દેવ, તમે કયાંથી આવ્યા? ને શહેર પર કેમ મહેરબાની કરી?

સુદામાજીએ પ્રત્યુત્તર આપ્યો કે 'મને શ્રીકૃષ્ણના દર્શનની ઇચ્છા છે.' ૪

તે જાદવે ઉપકાર કર્યો ને રાજમહેલનો દરવાજો દેખાડ્યો. ઋષિજી કૃષ્ણના મહેલ પાસે આવ્યા, ને રસ્તામાં ચલાય નહિ તેવી ભીડ હોવાથી ઉભા રહ્યા. ત્યાં દુકાનો, બજારો, ચોક, છજાં, ઝરૂખા, બારી, ગોખ, અટારી, જાળી, મેડી, માળ, વગેરે શોભતાં હતાં ને જડેલા કઠેરા ઝગઝગાટ મારતા હતા. ૫

ત્યાં દેવની નગરીને પણ વિસારી દે એવું મિનાકારી કામ ચળકતું હતું. સભામાં સ્ફટિક માણુના થાંભલા શોભતા હતા ને નાટકનો આરંભ થઈ રહ્યો હતો મૃદંગ ને ઉપંગમાંથી મધુરા તાલ નીકળતા હતા ને ગુણીજનો રસ પડે તેવાં ગીતો ગાતા હતા. ત્યાં ઘુઘરી રમકઝમક થતી હતી તે સુદામાજી જોતા હતા. ૬

ત્યાં સોનાની સાંકળે બાંધેલા ઘોડા આમતેમ ફરતા હતા, મસ્તીમાં આવેલા હાથીઓ ડોલતા હતા ને હાથીખાનાની શોભા નવીનજ હતી. ત્યાં ઘણા યોદ્ધા ચોકીદાર તરીકે ઉભા હતા ને શામળીઆનું દ્વાર સાચવતા હતા આ ઠેકાણે સુદામાજી આંટા મારવા લાગ્યા ને મનમાં તર્ક કરવા લાગ્યા કે, ૭

'નસીબની ગતિ કળાય નહિ તેવી છે. અમે બંને એક ગુરુના (સાંદીપનિના) વિદ્યાર્થી હતા છતાં તે પૃથ્વીપતિ થઇ ગયો છે ને મારા ઘરમાં રજ જેટલું પણ ખાવાનું નથી. જે ગોકુળમાં માંકડાં રમાડતો ને ગુરૂને ઘેર લાકડાં લાવતો તે આજે સિંહાસન પર ચડી બેઠો છે ને મારી પાસે તો ફક્ત આ તુંબી ને લાકડીજ છે.* ૮

## પાઠ ૧૨ મો.

બકરી કેરૂં=બકરીનું
વિખુટું=જૂદું પડેલું
શૃંગ=શિખર, ટોચ
સંગ=સાથે
ઉજળું=ધોળું
સમ=જેવું
સોહાય=શોભે
શ્યામ=કાળા
કરુણ=દયા ઉપજાવે તેવો
રવ=સાદ, અવાજ
વીસરી=ભુલી જઈ
સહજ=કુદરતી, જન્મથી મળેલો
નિજ=પોતાનો
પડઘા=પ્રતિધ્વનિ, સામા અવાજ
ભૂલમાંહી ભમાય=છેતરાઈ જાય
અધિક=વધારે
નાદ=અવાજ
ધરતુંમાડીકેરી યાદ=માને યાદ કરતું

* પછીની વાત એવી છે કે—શ્રીકૃષ્ણને સુદામાના આગમનના ખબર મળે છે કે તુરત શ્રીકૃષ્ણ તેમને મળવા દોડે છે. શ્રીકૃષ્ણ તેમનું ઉતમ સ્વાગત કરે છે તે જોઇને બધાં બહુજ ચકિત થાય છે. કેટલાક દિવસ સુદામાજી ત્યાં રહે છે તે દરમ્યાન સુદામાજી ન જાણે તેમ કેટલીક સમૃદ્ધિ શ્રીકૃષ્ણ સુદામાપુરી પહોંચાડી દે છે. સુદામાજી ઘેર જવા રવાના થાય છે ત્યારે શ્રીકૃષ્ણની સમૃદ્ધિમાંથી પોતે કંઇ મેળવવાની ઇચ્છા રાખે છે પણ મિત્ર પાસે માગતાં અચકાય છે. શ્રીકૃષ્ણ આપ્યા વગર પાછા ફરે છે તેથી સુદામાજી નિરાશ થતા થતા ઘેર જાય છે. પણ ઘેર જતાંજ પોતાની ઝૂંપડી વગેરેને ઠેકાણે મોટા મહેલ જોતાં દિંગ થઇ જાય છે. છેવટ તેને શ્રીકૃષ્ણનો પ્રભાવ સમજાય છે ત્યાર પછી તેની સ્થિતિ પૈસેટકે સુખી થાય છે ને ઇશ્વર ભક્તિમાં આયુષ્ય પૂરૂં કરે છે. સુદામાના નામ પરથી પોરબંદર સુદામાપુરી કહેવાય છે. આજપણ ત્યાં સુદામાનું મંદિર છે.

# પાંચમા ધોરણની નોટ.

ગાઢ=ઘાડી
ઘોર=ભયંકર
શોર=અવાજ
શું=કેવું
પાસું=પડખું
લપાય=ભરાઇ જાય
ધર=રાખ
સે'લ=સહેલાઇથી
ગોદમાં=બાથમાં
અજબાળ=(અજ+બાળ) બકરીનું

ચુંબન=બચ્ચી [બચ્ચું
પર્વતવાટ=(પર્વત+વાટ) પર્વતનો રસ્તો
અજશાવ=(અજ+શાવ) બકરીનું
ભાવ=હેત [બચ્ચું
તૃપ્ત થાતાં=ધરાતાં
શિશુ=બાળક
ઉછરંગ=ઉમંગ
હૃદય=મન

(ડુંગરની ટોચ પર ઉભેલા બકરીના બચ્ચાને જોઇને કવિ આ કવિતા બોલે છે) પેલું બકરીનું બચ્ચું આ વખતે તેની માથી છૂટું પડી ગએલું છે. તે ઉંચા પર્વતના શિખર પર ઉભું છે ને એની સાથે કોઇ નથી. ૧

તે બરફના જેવું ધોળું (બકરીનું બચ્ચું રંગે ધોળું છે,) શોભે છે તેની પાછળ કાળા પત્થર જણાય છે. ને પોતાનો કુદરતી આનંદ ભૂલી જઇને દયા ઉપજાવે તેવો ધીમો અવાજ કરે છે. (મેંમેંમેં)૨

તેના પોતાના અવાજના પર્વતમાં પડઘા થાય છે તે સાંભળીને બચ્ચું છેતરાય છે કે 'જાણે મારી મા બોલી' પણ તેને દેખાતું નથી તેથી વધારે અકળાય છે. ૩

તે વધારે મોટો અવાજ કરવા લાગ્યું ને માને સંભારવા માંડ્યું. તે બચ્ચું ચારે તરફ જોતું જાય છે ને તેની વાંકી ધોળી ડોક શોભે છે. ૪

પર્વતની નીચે ભયંકર ઘાડી ઝાડી છે ને તેની માંહે સિંહની

ગર્જના થાય છે તે સાંભળીને બાળ કેવું ગભરાય છે! પણ તેની માના પડખામાં કયાંથી ભરાઇ જાય? ૫

હે વહાલા બાળક, તું ધીરજ રાખ. હું તરતજ આવું છું. એમ બોલીને તે વખતેજ ટેકરીની ટોચ પર સહેલાઇથી જઇને મેં તે બકરીના બચ્ચાને બાથમાં લીધું ને દસબાર ચુંબન કર્યા પછી પ- ર્વતનો કઠણ રસ્તો ઉતરીને જયાં તેની મા હતી ત્યાં તે બચ્ચાને મૂકયું. ૬—૭

મારૂં વહાલું બકરીનું બચ્ચું તરત ધાવવા લાગ્યું. જુઓ, ન- દીમાં બકરીનું બચ્ચું તેની માને કેવું હેતથી ધાવે છે! ૮

તે ધરાઇ રહ્યું કે તરત છૂટું પડયું તેનું ધોળું શરીર ઘણું શોભવા લાગ્યું. પછી બાળક ઉમંગથી નાચ્યું તે સાથે મારૂં હૃદય પણ નાચ્યું ૯

## પાઠ ૧૯ મો.

*કસ્યપ=પ્રજાપતિના પુત્ર, મરિચી ઋષિ, દેવને દાનવના પિતા

હિરણ્યાક્ષ, હિરણ્યાકસ્યપ } એ બંને દિતિના પુત્ર હતાપૂર્વ જન્મમાં તે વિષ્ણુના જય ને વિજય નામના પોળીઆ હતા પણ સનકાદિકઋષિનાશ્રાપથીમૃત્યુ લોકમાં દૈત્ય રૂપે અવતર્યા હતા તેમને મારવા વિષ્ણુને અવતાર લેવા પડયા હતા. હિરણ્યાક્ષને મારવા ત્રીજો વરાહ અવતાર લેવો પડયો હતો ને હિરણ્ય કસ્યપને મારવાને ચોથો નૃસિંહઅવતાર લેવોપડયો હતો.

ક્રૂરરૂપ=ઘાતકી સ્વરૂપ[

નીરધાર=નક્કી

અનુમાન=આશરે

* કસ્યપ ઋષિને બે પત્ની હતી દિતિ ને અદિતિ. દિતિના તે દૈત્ય ને અદિતિના તે દેવ. દેવને દૈત્ય વચ્ચે કાયમ અણબનાવ રહેતો.

સાહી લાવે=પકડી લાવે
વિમાન=આકાશમાં ચાલતું વાહન
કર ધરે=હાથમાં પકડે
નીરખતાં=જોતાં
દિગ્પાલ=દિશાને સાચવનારા દેવતા (દિક્+પાલ)
ડોલે=ધ્રૂજવા માંડે
પર્વતશૃંગ=(પર્વત+શૃંગ) પર્વતનાં શિખર
ખળભળતા=ભયથી વ્યાકુળ થતા
ખંડ=પૃથ્વીના ભાગ
મહી=પૃથ્વી
દાનવ=દૈત્ય, રાક્ષસ
મોટા=જબરા, મોટા
થરથરે=ભયથી ધ્રૂજે
બ્રહ્માંડ=(બ્રહ્મા+અંડ) બ્રહ્માએ બનાવેલું ઈંડું, સૃષ્ટિઓ જે ગોળામાં છે તે ગોળો
×પાતાળ=પૃથ્વીની નીચેનો ભાગ
પરવરે=જાય
દ્વેષ=ઝેર, વેર
પન્નગ=સાપ, નાગ
શેષ=એ નામનો નાગ. તેના પર ક્ષીર સાગરમાં વિષ્ણુ સુતા છે
વરુણ=જળનો દેવ
અધોર=ઉંચે
નીરકેરા=પાણીના
અસુર=(અ+સુર=દેવ) દેવ નહિ તે
ભોગ=બળિદાન,ખાવા માટે ધરવું તે
અમર=(અ+મર) મરે નહિ તેવા દેવ, સુર
આથડે=લડવા તૈયાર થાય
સબળો=ભારે, ઘણો
જગન=યજ્ઞ, હોમ
પ્રબોધ=( પ્ર+બોધ ) ઘણો બોધ, ભારે ઉપદેશ
અદાવત=વેર, દુશ્મનાવટ
ઇંદ્ર=સ્વર્ગનો રાજા
સુરસું=સુરની સાથે, દેવની સાથે
ચૌદ ભુવન=ચાદ લોક
ગદા=એક જાતનું પત્થરનું હથિઆર
ગ્રહીને=પકડીને

× પાતાળ સાત છે તેનાં નામ—અતલ, વિતલ, સુતલ, મહાતલ રસાતલ, તલાતલ ને પાતાલ.

કોપવાન=(કોપ+વાન) કોપવાળા, ગુસ્સાવાળા
કુબેરશું=કુબેર સાથે, કુબેર ઉપર
કુબેર=દેવતાનો ભંડારી
રોક=રોકડાં
વાજ આણ્યું=હેરાન કર્યું; ત્રાહે ત્રાહે પોકરાવી; કોઈ બચાવો, કોઈ બચાવો એવા પોકાર કરાવરાવ્યો
બાહું=નાખું, આપ્યું
ત્રાહે ત્રાહુ=રક્ષણ કરો, રક્ષણ કરો
ત્રૈલોક=ત્રણ લોક (સ્વર્ગ, મૃત્યુને પાતાળ)
દિગ્પાલ કેરા=દિગ્પાલોના
ગજકેરા=હાથીના
સહામ=પકડે
સાહીને=પકડીને
વારી=રોકી, અટકાવી
ક્રીડા=રમત, ખેલ
સિંધુ=દરીઓ, સાગર
લાતોલાત=સામસામી પગની પાટુ
ભેળાવે=એકઠા કરે
ભેળા=સાથે
ઉલટે=થાય
ઉત્પાત=ભારે તોફાન, ભારે ગરબડ
દુર્મતિ=(દુર+મતિ) નઠારી બુદ્ધિવાળા
મહાદુષ્ટ=(મહા+દુષ્ટ) ભારે ખરાબ
વાધ્યા=વધ્યા, મોટા થયા
પ્રૌઢા=મોટા, જબરા
પુષ્ટ=જોરાવર
અચલ=(અ+ચલ) ચાલે નહિ તેવા, પર્વત
ચોખુંટ=ચોતરફ, ચારેબાજુ
જીભશું=જીભથી
ધરે=રાખે
વીષે=વિષે
અલેખ=પુષ્કળ
આપ=પોતાને
પરહરીને=તજીને
આચરે=કરે

તે (જયવિજય) કશ્યપઋષિને ઘેર રાક્ષસના રૂપમાં કુમાર તરીકે અવતર્યા (તે બહુ બળવાન હતા ટેક) તેનાં હિરણ્યાક્ષ ને હરિણ્યકશ્યપ નામ પાડ્યાં. (૧) તે લગભગ એક વર્ષના થયા ત્યાં તો આંગણામાં આવીને પીડવા લાગ્યા ને આકાશમાંથી સુરજને વિમાન સાથે પકડી લાવવા માંડ્યા. (૨) તે ઉડીને ગગનને વળગવા માંડ્યા

ને તારાને દુઃખ દેવા માંડયું. ચંદ્રમાને હાથમાં પકડીને ઉંચા આકાશમાં ફરવા માંડયો. (૩)

તેને જોઇને દિગ્પાલો ધ્રુજવા લાગ્યા, કેમકે તેઓ પર્વતોનાં શિખરોને પણ તોડી નાખતા હતા. જમીન પર તેના ભાર લાગવા માંડયો ને નવે ખંડ ભયથી વ્યાકુળ બન્યા. (૪) બાળપણમાં તેનું બળ એવું હતું કે પૃથ્વીએપણ પોતાની મોટાઇ મૂકી દીધી એવા બળવાળા તે મોટા થયા ત્યારે તો આખું બ્રહ્માંડ ધ્રૂજવા લાગ્યું, (૫) તેઓ પાતાળમાં પણ જવા માંડયા ને તે રાક્ષસોએ વેર વધારવા માંડયું. પાતાળમાં જઇને શેષ નાગનું પૂછડું તાણીને તેને પણ જગાડવા માંડયો. (૬)

તે રાક્ષસો પાણી ઉંચું ઉરાડીને જળના દેવ વરુણ સાથે લડવાનું ઇચ્છવા લાગ્યા. (૭)

દેવતા સાથે લડવા તૈયાર થાય ને ભારે ક્રોધ કરે, તેમની પાસેથી યજ્ઞમાં ભાગ માગે ને ઘણો ક્રોધ કરે (વિષ્ણુને બદલે અમને પૂજો વગેરે ) (૮)

ઇંદ્રની સાથે દુસ્મનાવટ કરે ને દેવતાની સાથે વેર રાખે, વળી હાથમાં ગદા પકડીને તેને ચૌદે લોકમાં ચારે તરફ ફેરવવા માંડયા.

કુબેર ઉપર ક્રોધે ભરાઇને રોકડાં રત્નો માગે, એમ આખા જગતને હેરાન કર્યું તેથી ત્રણે લોક 'રક્ષણ કરો, રક્ષણ કરો' એમ પોકાર કરવા લાગ્યા. (૧૦)

દિગ્પાલના હાથી પાસે જઇને તેના દંતૂશળ પકડીને તેને પકડે પછી સૂંઢ ઝાલીને તેને ફેરવે પણ તેને કોઇ અટકાવી શકે નહિ. ૧૧

સમુદ્રમાં જઇને રમત કરે, સામસામી પાટુ મારી રમત રમે, પછી સાત સમુદ્રને સાથે મેળવે એથી ઘણી ગરબડ થાય, (૧૨)

નઠારી બુદ્ધિવાળા ને મોટા દુષ્ટ તે રાક્ષસો ઋષિ લોકો સાથે વેર રાખવા માંડયા, તે બ્રહ્માંડ સુધી વધ્યા ને જબરા તથા જોરાવર થયા. (૧૩)

તે મોટા પર્વત ઉંચા કરીને તેને ચારે તરફ ચલાવે, વળી જેમ ઉંટ ઝાડને વળગે તેમ તેઓ જીભથી આકાશને ચાટે (૧૪)

મનમાં કોઇની બીક રાખે નહિ ને પોતાનાં પુષ્કળ વખાણ કરે વળી પુણ્યના રસ્તા તજીને પોતેજ પાપ કરે. (૧૫)

## પાઠ ૨૪ મો. આબુનું વર્ણન.

દેખતાં=જોતાં
ભાવ્યો=ગમ્યો
વીજ=વીજળી
ગિરિરાજ=(ગિરિ+રાજ) પર્વતનો રાજા, મોટો પર્વત
ટાણે=વખતે
સોમ=ચંદ્ર
દીપે=શોભે
દેવહાથી=દેવનો હાથી
આંખ ફાડી=ધ્યાન દઇ
ઝુંડ=જત્થો
ઝાડી=જંગલ
મિષ્ટ=મીઠાં
માગ્યો=મનમાં ઇચ્છેલો, જોઇતો, ગમતો
ઝરે=ટપકે
હર્ણાં=હરણ
નિર્મળ=(નિર+મળ) મેલ વગરનાં, સ્વચ્છ
ઝર્ણાં=ફાટમાંથી ટપકતાં પાણી
વહે=વાય
ફુલી=ખીલી
વાવ=પગથીઆંવાળો કુવો
વાસ વસે=રહેઠાણ કરે
કુંડ=યજ્ઞના બાંધેલા ખાડા, પાણી ભરી રાખવાના બાંધેલા ખાડા
રોજગારી=વેપારી
રોજગાર=વેપાર. ધંધો
તણે=ને
તહાં=ત્યાં
પ્રસેવો=પરસેવો, શરીરમાંથી નીક-

| | |
|---|---|
| ળતું મેલવાળું વધારાનું પાણી | ધુણી=ધુમાડાવાળો દેવતા |
| પરાં=દૂરનાં | અતિ ખ્યાત=ઘણી વખણાએલી |
| જુક્તિ=મઝા | અણુંદા=અંબામાત |
| જણાવે=દેખાડે | જેગ કામે=માટે |
| ટેવો=ધારો, માનો | રચ્યા છે=બનાવ્યા છે |
| જતાંવેંત=જઇએ કે તરત | છંદ=કવિતાની કડી |

છેટેથી જોતાં આબુ પર્વત મનને સારો ગમ્યો જાણે આકાશમાં મેહ ચઢી આવ્યો હોયની! તેના પરના કુંડનો દેવતા વીજળી જેવો દેખાતો હતો, એવો પર્વતનો રાજા આબુ આ આજ જોયો. ( ૧ )

પુનમને દિવસે શોભિતા સૂર્ય ને ચંદ્ર જાણે બે ઘંટ બન્યા હોયને! કોઇતો કહે છે કે દેવોનો હાથી કેવો શોભે છે! એવો૦ ( ૨ )

( આબુને હાથીની, તેના પરના દહેરાને અંબાડીની ને સૂર્ય ચંદ્રને સ્વારીમાં નીકળેલા હાથીની બંને બાજુ પર વાગતા ઘંટની ઉપમા છે.)

કોઇ દિવસ ઉપર જઇને ધ્યાન દઇને જોશો તો ત્યાં ઝાડના જત્થાની ઘણી ઝાડી નમી રહેલી દેખાશે ત્યાં ભારે સ્વાદવાળો મીઠો મેવો જોઇએ તેવો મળેછે. એવો૦ ( ૩ )

ત્યાં (તે ઝાડીમાં) વાઘ, વાંદરાં, સિંહ* ને હરણ રહે છે; ત્યાં ચોકખાં પાણીનાં ઝરણ હમેશાં ટપકે છે; ત્યાં ઠંડો ને સુગંધી વાયુ વાય છે. એવો૦ ( ૪ )

ત્યાં સારાં ફુલોની ફુલવાડીઓ ખીલી રહી છે, ત્યાં કુવા વાવ ને

* આ કવિતા દલપતરામ કવિએ ઘણાં વરસ પહેલાં બનાવી છે તે વખતે ત્યાં સિંહ રહેતા હશે પણ હવે આબુની ઝાડીમાં સિંહ નથી હિંદમાં ફક્ત ગીરના જંગલમાંજ સિંહ છે.

કુંડ શોભી રહ્યા છે. મોટાં દેરાંઓમાં દેવનું રહેઠાણ છે, (જૈનોનાં દેવળ ને તેમાં તીર્થંકરોની પ્રતિમાઓ) એવો પર્વતનો ૦ (૫)

ત્યાં બંગલા (હવા ખાવા માટેના) ને બજારો બન્યા છે અને સારા વેપારીઓ વેપાર કરે છે, તેથી લેનારને જેવો માલ લેવો હોય તેવો ત્યાં મળે છે, એવો૦ (૬)

ત્યાં તેર ગાઉના ઘેરાવાવાળું તળાવ છે તેમાં અગિઆર ગામના લોક પાણી પીવા આવે છે, જ્યાં (આબુ ઉપર) જેઠ માસમાં પણ પરસેવો દેખાતો નથી, એવો૦ (૭)

અષાડ મહિનામાં આવેનાં વાદળાં નજીક આવે છે ને ઉપર જઈએ કે તરત ઝવાની મઝા દેખાડે છે તમે તેને ધુણીના ધુમાડા જેવાં ધારો, એવો૦ (૮)

તેમાં જૈનનાં ને હિંદુનાં જુનાં દેવમંદિરો છે. તેમાં ઘણી પ્ર. સિદ્ધ અર્બુદા દેવી છે, આ વાત જાણવા માટે કહી છે, આ સારા છંદ દલપતરામ કવિએ બનાવ્યા છે.

## પાઠ ૩૭ મો. સપુત વિષે.

સપુત=(સુ+પુત્ર) સારો પુત્ર
છપ્પો=છ ચરણનો છંદ
અધર્મ=(અ+ધર્મ) ધર્મ નહિ તે
સ્વજન=(સ્વ+જન)પોતાનાં માણસો
અરચીયા=ભજ્યા પૂજ્યા
પરમારથ=(પરમ+અર્થ) મોટી મતલબ, પુણ્ય મેળવવાનો હેતુ
જોડે=મેળવે, પ્રાપ્ત કરે, એકઠો કરે
ગર્થ=પૈસો, ધન
હરિઅર્થ=પ્રભુને માટે, પ્રભુને નામે
ચાડી=વગર કહે કોઈના દોષનું કોઈની પાસે વર્ણન કરવું તે
અપજશ=(અપ+જશ) યશથી ઉલટું, ગેરઆબરૂ
સદ્‌ગુણ=(સદ્+ગુણ) સારા ગુણ
અવનિ=પૃથ્વી

અવતાર=જીંદગી
સમસ્યા=ઉત્તર મેળવવાને સંકેતવાળી ભાષામાં કહેવું તે
ગોરી=સ્ત્રી
નદીકરે=નદીને
નીરે=નીરમ. પાણીમાં
ખડીઆં=મળી ગયાં
ગબડી ગબડીને=દડી દડીને
કામની=સ્ત્રી
કરમાં=હાથમાં
છત=સીલકમાં
ચંપકવન=ચંપાનાં ઝાડોનું જંગલ
ભાવ્યાં=ગમ્યાં
શા=કેવા?
સાક્ષી=સાબીતી, પુરાવો

જે સીધે રસ્તે (ન્યાયને માર્ગે) ચાલે તે સપુત કહેવાય, જે અધર્મને મટાડે તે સપુત કહેવાય; જે પોતાનાં માણસોને સુખ આપે તે સપુત કહેવાય, જે ગરીબનાં દુઃખ કાપે તે સપુત કહેવાય;

વળી જેણે પ્રભુને હેતથી ભજ્યા તેનું નામ સપુત કહેવાય છે, શામળ કવિ કહે છે કે જેણે પરમાર્થમાં પૈસા વાપર્યા તે સપુત નર છે. (૧)

જે વેપાર કરીને પૈસા એકઠા કરે તે સપુત કહેવાય, જે પ્રભુને માટે પુણ્ય કરે તે સપુત કહેવાય, જે ચોરી કે ચાડી ન કરે તે સપુત કહેવાય, જે ગેર આબરૂથી બીતો રહે તે સપૂત કહેવાય, ઘણા સદ્ગુણ જોતાં સપુતને સ્વર્ગમાં પણ સુખ છે, શામળ કવિ કહે છે, કે આ દુનિયામાં તે પુરુષના અવતારને ધન્ય છે.

## ગણિત સમસ્યા.

પ્રશ્ન—નદી કાંઠેના મહેલના ઝરૂખામાં એક સ્ત્રી બેઠી હતી,

તેની નીચે નદીનું પાણી વહેતું હતું. તે સ્ત્રીનો મોતીનો હાર તૂટ્યો ને નદીને કાંઠે જઇ પડયો હારનાં અર્ધાં મોતી તરત પાણીમાં પડી ગયાં, બાકીનાં અર્ધામાંથી કુલ મોતીના ચોથા ભાગથી સવાયાં (એટલે $\frac{5}{16}$ ભાગનાં ) કચરામાં જઇ મળ્યાં, વળી છઠ્ઠા ભાગનાં હડીહડીને સેવાળમાં ગયાં અને તે સ્ત્રીના હાથમાં ફક્ત બેજ મોતી રહ્યાં; ત્યારે કહો જોઇએ કુલ મોતી કેટલાં હશે!

ઉત્તર—સીલીકમાં ૯૬ મોતી હતાં તેના ચોથા ભાગનાં સવાયાં એટલે ૩૦, તેને છટ્ટે ભાગે ૧૬ થાય ને હાથમાંના ૨ એટલે ૪૮ તે અર્ધાં (બીજાં અર્ધાં એટલે ૪૮ પાણીમાં ગયાં એટલે કુલ થયાં ૯૬)

**પ્રશ્ન**—પક્ષીઓનાં બે ટોળાં આકાશમાં ઉડીને ચંપકવનમાં આવ્યાં, ત્યાં તેઓ એક બીજાંને ઘણાં ગમ્યાં. ત્યાં એક ટોળું બોલ્યું કે જો તમારામાંથી એક પક્ષી અમારામાં આવે તો આપણે બંને ટોળાં સરખાં થઇએ ને સૌને મન સારાં લાગીએ. ત્યારે બીજું ટોળું બોલ્યું, કે " જો તમે અમને એક પક્ષી આપો તો અમે બમણાં થઇએ " હવે અમે પૂછીએ છીએ કે ગણીને કહો કે દરેક ટોળામાં કેટલાં પક્ષી હતાં?

ઉત્તર—એમાં તે વહેમ કેવો ! ગણિત શાસ્ત્રજ ખરી સાબીતી આપે છે. બધાં મળીને ૧૨ પક્ષી હતાં, પહેલા ટોળામાં પાંચ ને બીજા ટોળામાં સાત.

## પાઠ ૩૪ મો. ઇશ્વર સ્તુતિ.

ઇશ્વરસ્તુતિ=ઇશ્વરનાં વખાણ
અવિનાશી=( અ+વિનાશી ) નાશ વગરના, પરમેશ્વર
નિરાશ=(નિર+આશ) આશાભંગ, નાઉમેદ
ક્યાશ=ખામી

શુભમતિ=સારી બુદ્ધિ
સમાસ=મેળાપ
નિર્મળ=ચોકખાં, સ્વચ્છ, પવિત્ર
નિશદિન=( નિશા+દિન ) રાતદહાડો
પસારે=ફેલાવે
સુવાસ=( સુ+વાસ ) સારી આબરૂ
ઉજાસ=પ્રકાશ
આપતણો=આપનો
હાશ=શાંતિ, નિરાંત
કુધારો=(કુ+ધારો) નઠારો રિવાજ
દયાનિધિ=( દયા+નિધિ ) દયાનો ભંડાર, પરમેશ્વર
અશરણશરણ=( અશરણ=જેને કોઈનું શરણ નથી તે+શરણ= આશરો ) જેને કોઇનો આશરો નથી તેનો આશરો, નિરાધારનો આધાર
વા'ર કર=સંભાળ લે
લીલા=કૃતિ, કાર્ય, કામ
અકળ=( અ+કળ ) કળાય નહિ તેવી, સમજાય નહિ તેવી
જરલોભ=(જર+લોભ) પૈસાનો લોભ
વિકળતા=મુંઝવણ, ગભરામણ
વિખ વિષય=( વીખ=ઝેર+વિષય= બાબતો ) ઝેર જેવી બાબતો— મોહ, મદ, મત્સર વગેરે
વાર=રોક, અટકાવ
બાનું=નામ, નિમિત્ત
પત=ઇજ્જત, ટેક
પતિતોદ્ધાર=( પતિત+ઉદ્ધાર ) પાપીઓને તારનાર, પ્રભુ
અભય=( અ+ભય ) ભય વગરનું
અચળ=( અ+ચળ ) ખસે નહિ તેવું
પદ=શરણ, આશરો
માગ્યું=માગું
છતે=છો તોપણ
તારી=ડુબતો બચાવી
પાર=કિનારે
કા'ન=કહાન કવિ
લહું=મેળવું
વિસ્તાર=આત્માનું વિશાળપણું, મોક્ષ
પરેશા=(પર+ઇશા) વિશ્વના સ્વામી
અકલિત=(અ+કલિત) કળાય નહિ તેવી
કૃતિ=કાર્ય, કામ
જનસુખહિતાર્થે=(જન+સુખ+હિત +અર્થે ) માણસોના સુખ ને કલ્યાણ માટે
જગપતિ=(જગ+પતિ) દુનિયાનો ધણી

ભારી=મોટી
દૂર ખસે છે=આઘાં ખસી જાય છે
મથી મથી=પ્રયત્ન કરી કરીને
જનમતિ=માણસોની બુદ્ધિ
શો=કેવો
જળનિધિ=(જળ+નિધિ) પાણીનો ભંડાર, મહાસાગર
મહા નૃત્ય=ભારે નાચ
તરંગો=મોજાં
ઉછાળી=પછાડી
સૂર=રાગ
આલપતો=ગાતો
ઝુકી=નમી
સે'રે=સપાટાથી
શું=કેવી
ફરી ફરી=વારે વારે
ફૂલે=પ્રફુલ્લિત બને
રમણું=સુંદર
દર્શાવે=દેખાડે
કળા=ખુબી, કાર્ય
મણા=ખામી, કચાશ
ગરજન=ગર્જના, મોટો અવાજ
ઘોર=ભયંકર
ભયભીત=બિહામણા
સમી સાંજે=દીવા વખતે
અગણિત=( અ+ગણિત ) ગણાય નહિ તેટલાં
વિરાજિત=ચારે સુંદર
ઝગે=ઝગારા મારે
તરુવર=(તરુ+વર) મોટું ઝાડ
શું=કેવું
મઢી=ઉપર જડી
કે'=કહે
શી=કેવી
વડી=મોટી

હે અવિનાશી, અમારી અરજ સાંભળો, હે અવિનાશી, અમારી અરજ સાંભળો. ટેક.

આપ દયાવાળા છો ને અમે બધાં બાળક છીએ, અમારી એક આશા છે હે અવિનાશી,૦

બાળકતો બહુએ વાંક કરે તેથી જરા પણ દીલગીર થશો નહિ હે અવિનાશી,૦

અમે બધાં ભણતર ભણવા માટે ભેળાં થઇએ છીએ, અમને આશાભંગ કરશો નહિ હે અવિનાશી૦

એવું કરો કે અમે બધાં સમજીને સારા ગુણ લઇએ ને અમારામાં જરાપણ ખામી ન રહે. હે અવિનાશી૦

અમને સારા ગુણની સાથે સારી બુદ્ધિ આપો જેથી બધામાં અમારો મેળાપ થાય, હે અવિનાશી૦

અમે રાતદહાડો મનમાં પવિત્ર રહીએ કે જેથી અમારી આબરૂ ફેલાય, હે અવિનાશી૦

અમે મોઢેથી એવું માગીએ છીએ કે અમારા મનમાં જ્ઞાનનો પ્રકાશ થાય. હે અવિનાશી૦

આપનો આધાર મળ્યાથી અમારા મનમાં નિરાંત છે. હે અવિનાશી

તું એવું કર કે અમારામાં કદીપણ જરા જેટલો નઠારો રિવાજ રહે નહિ ને અમારા સુખનો નાશ ન થાય. હે અવિનાશી,૦

હે દયાનિધિ, તું મારો આધાર છો, હે દયાનિધિ, તું મારો આધાર છો. ટેક૦

નિરાધારનો આધાર એવું તારૂં સારૂં નામ છે, તું મારી સંભાળ લે. હે દયાનિધિ૦

જ્યાં જોઉંછું ત્યાં તારી પારવગરની કૃતિ નજરે પડે છે, તારી ગતિ ને તારો આકાર કળી શકાય નહિ તેવાં છે. હે દયાનિધિ૦

આ દુનિયાનાં માણસોનું હેત રૂપમાં, રંગમાં કે પૈસાના લોભમાં છે. હે દયાનિધિ૦

અમારી બધી મુંઝવણ મટાડી દઇને ઝેર જેવી બાબતોથી તું અમને અટકાવ. હે દયાનિધિ૦

હે પાપીઓને પણ તારનાર પ્રભુ, તું હેતથી તારા નામની ઈજ્જત રાખ હે દયાનિધિ૦

તારૂં ભય વગરનું ને કદી ખસે નહિ તેવું સારૂં શરણ હું વારંવાર માગું છું. હે દયાનિધિ૦ (પ્રભુના સ્વરૂપમાં મળી જવાની પ્રાર્થના છે.)

તું ન્યાયી છો તો પણ માફ કરીને અમને આ સંસાર રૂપી સાગરમાંથી તારીને કિનારે ઉતાર હે દયાનિધિ૦ (તારા ધામમાં લઇ જા) કહાન કવિ કહે છે કે તને ગમે તેવાં કામ કરીને હું મોક્ષ મેળવું. (તારા ધામમાં આવું) હે દયાનિધિ૦

હે મોટા ઇશ્વર. દુનિયાના સ્વામી, તારાં કામ ને તારી ગતિ કળાય નહિ તેવાં છે. હે દુનિયાના ધણી, તેં આ બધું માણસોના સુખ ને કલ્યાણ માટે બનાવ્યું છે. તારાં મોટાં કામો જોઇને માણસો પ્રયત્ન કરી કરીને દૂર ખસે છે. તારા ગુણો ગાવાને માણસોની બુદ્ધિ જરાપણ ચાલતી નથી. ૧

આ પાણીનો ભંડાર મહાસાગર કેવો ભારે નાચ કરતો દેખાય છે! મોજાં પછાડીને જાણે મીઠા રાગ (પ્રભુના ગુણ) ગાતો હોયને! બગીચા ને વાડીમાં ફળફૂલથી ઘણી નમી રહેલી ડાળીઓ પવનના સપાટાથી હાલે છે તેથી જાણે પ્રભુને નમન કરતી હોય ને! ૨

સુંદર પક્ષીઓ વારે વારે મધુરૂં ગાયન કરીને પ્રફુલ્લિત બને છે, તેઓ પ્રભુની અકળિત કળામાં કંઇ ખામી નથી એવું દેખાડે છે. વળી વનમાં વાઘ ને સિંહ ઘોર ગર્જના કરીને ફરે છે, નજીકના પહાડો ફરીને બિહામણા શબ્દો કરે છે. (સિંહોની ગર્જનાનો પહાડોમાં પડઘો સંભળાય છે તે) ૩

દીવા વખતે જોતાં ગણાય નહિ તેટલાં સુંદર ઝીણાં જીવડાં ઝાડ ઉપર ઉડતાં ને દીવા જેવાં ચળકતાં દેખાય છે, તેઓ જગારા મારે છે તેથી જાણે મોટું ઝાડ હીરાથી મઢી લીધું હોય ને ! આ બધું જોઇને માણસો પોકારીને કહે છે કે ' અહા ! પ્રભુનાં કામો કેવાં મોટાં છે '।

## પાઠ ૩૯ મો. પંચવટી

પંચવટી=નાશક પાસે ગોદાવરીના કાંઠાપર પાંચ વડનું જૂથ છે. જ્યાં રામ લક્ષ્મણ ને સીતાજી ઝુંપડી બાંધીને રહ્યાં હતા તે જગા
રઘુવીર=રામચંદ્રજી
વિરાજતા=શોભતા
લીલા=કૃતિ, કાર્ય, કામ
નૌતમરંગ=નવી નવી જાતની
નિર્મળ=(નિર્+મળ) સ્વચ્છ
મઠ=ઋષિના આશ્રમ
છાઇ રહ્યા=બાંધીને રહ્યા
મુનિ=જંગલમાં રહી તપ કરનારા [તપસ્વી
ધીર=ધીરજવાળા
શ્રી=શોભાયમાન
વૃંદ=જથ્થો, જૂથ
ગુંજે=ગું ગું કરે
ખટપદ=(ખટ+પદ) ૭ પગવાળો [ભમરો
મધુ=મીઠો
મકરંદ=ફૂલનો રસ
ચંપક=ચંપાનું ઝાડ
કદળી=કેળ
લચકે=લટકે
નારિકેળ=નાળિએરી
ફોફલી=સોપારીનું ઝાડ
મસમસનો=મહેક મહેક થતો, સુવાસ ફેલાવતો
મેંકે=મહેક મહેક થાય
સોહામણા=સુંદર
બક=બગલા
પારાવત=કબુતર
ભૃંગ=ભમરો
કારંડવ=બતક
કોકિલા=કોયલ
કપોત=હોલા
આદે=વગેરે
લલિત=સુંદર

વિહંગ=(વિહં+ગ) આકાશમાં ફરનાર પક્ષી
વિહમ્=આકાશ
કળા કરવી=પીછાં ઉંચાં ચડાવવાં
ખગ=(ખ=આકાશ+ગ=જનાર) આકાશમાં ચાલનાર
બગ=બગલું
સારસ=એ નામનું પક્ષી
ભાવે=હેતથી
જૂથ=ટોળાં
જનકસુતા=(જનક+સુતા) જનક રાજાની દીકરી, સીતાજી
ચકિત=દિંગ
સૌમિત્ર=સુમિત્રાના પુત્ર, લક્ષ્મણ
આરોગાવીને=ખવડાવીને
વળતાં=પછી
ગ્રાસકરે=ખાય

પંચવટીમાં શ્રી રામચંદ્રજી શોભતા હતા, તેમની સાથેનાં સીતાજી ને લક્ષ્મણજી તેમની સેવા કરતાં હતાં, તેઓ સર્વે પોતાના કુળનો ધર્મ બરાબર પાળતાં હતાં અને હંમેશાં નવી નવી જાતની લીલા કરતાં હતાં તેમની પર્ણકુટી પાસે ગોદાવરીનું સ્વચ્છ જળ વહેતું હતું ને પાસેના વનમાં ઠેકાણે ઠેકાણે ધીરજવાળા મુનીઓ આશ્રમ બાંધીને રહ્યા હતા પંચવટીમાં શ્રી રામચંદ્રજી શોભતા હતા. ૧.

ઝુંપડી પાસે સીતાજીએ વાડી કરી હતી; તેમાં તુળસીનાં જૂથ વાવ્યાં હતાં; વળી તેમાં જાઈ, જુઈ, મકંદ, મરવો ને મોગરો વાવ્યાં હતા; તેમાંના ફૂલોનો રસ લેતા ભમરા ત્યાં ગું ગું કરી રહ્યા હતા. ૨.

તેમાં ગુલાબ, ચંપો, ડમરો, ચંપેલી માલતી, વગેરે હતાં, ત્યાં કરેણુ ને આગાસાખ હિંડોળા ખાતી હતી; વળી ત્યાં જામફળી, દાડમી, નારંગી, કેળ વગેરે હતાં અને માંડવા ઉપર દ્રાક્ષની લૂમો લટકતી હતી, ૩.

ત્યાં નાળિએરી, જંબીર ફણસ, સોપારણુ, સીતાફળી, શતપત્રી, કુંદ, કલ્હાર વગેરે હતાં; ચારે બાજુ સુવાસ ફેલાવતો કેવડો બહેક

બહેક થઇ રહ્યો હતો અને જાતજાતનાં ઘણાં ફૂલ ફુલ્યાં હતાં. ૪.

ઝાડ ઉપર પંખીઓ સુંદર શબ્દ કરતાં હતાં સીતાજીની વાડીમાં બગલાં, કબુતર, ચકવા ચકવી, *ભમરા હંસ, બતક ચકોર, ચાતક કોયલ, હોલા, ખંજર વગેરે સુંદર પક્ષી હતાં. ૫.

ભૂમિ ઉપર મોર કળા કરીને નાચતા હતા, મેના ને પોપટ 'જય રામ, જય રામ' એમ બોલતા હતાં; સારસ શોભિતા સુંદર શબ્દ કરતાં હતાં એવા પક્ષી તથા હરણને જોઇને સીતાજી મનમાં મનમાં સુખ પામતાં હતાં. ૬.

પંચવટીમાં રામચંદ્રજી રહ્યા હતા, ત્યાં તેમના દિવસ આનંદમાં જતા હતા લક્ષ્મણ ને સીતાજી હેતથી રામચંદ્રજીની સેવા કરતાં હતાં. ભીલડીઓનાં ટોળાં મળીને સીતાજીને જોવાં આવતાં ને જાતજાતનાં વનનાં ફળ ને મેવા પડીઆમાં ભરીને લાવતાં—સીતાજીની વાડીમાં જે મૃગનાં ટોળાં ચરવા આવતાં તે બધાં દિંગ થઇને ત્યાંજ રહેતાં. હંમેશાં લક્ષ્મણજી ફળ લાવીને સીતાજી પાસે મૂકતા તેમાંથી પ્રથમ શ્રીરામને ખવડાવીને પછી પોતે ફળ ખાતાં.

## પાઠ ૪૪ મો. હિતના વચનો.

હિત=કલ્યાણ, ભલું
બધિર=બહેરો
સ્વાધીન=તાબે
મૂંગ=મૂંગો
ધારવો=માનવો
પશુ=ચોપગાં જનાવર
પરોપકારી=બીજાપર ઉપકાર કરનારો
ધીર=ધીરજવાળો
ભારી=બહુ
ભરોસો=વિશ્વાસ

*ભમરો પક્ષી ગણાતો નથી કેમકે તેને ચાંચ નથી તેમ એને બદલે ૭ પગ છે તે જંતુ ગણાય છે. પણ કવિએ તે ઉડતો હોવાથી પક્ષીમાં ગણી દીધો છે.

શાણો=ડાહ્યો, સમજુ
ભૂલી=છેતરાઇ જઇ
ખતા=ઠોકર, ભૂલ
સ્વાર્થ=પોતાની મતલબ
નિંદે=નિંદા કરે, વાંકું બોલે
પીઠપાછળ=પછવાડેથી
હલકા=ઉતરતી રહેણીના
અનાદર=(અન્+આદર) આદર ન આપવો તે, તિરસ્કાર
કાળે=વખતે, સમયે
સહી=નક્કી
હિતુ=ભલું ઇચ્છનાર
શીખકરૂં=શિખામણનું
કટુ=કડવું લાગે તેવું
હિતકાર=ભલું કરનારૂં
ભરોસે=વિશ્વાસે
સાચ સ્નેહી=સાચો મિત્ર
આમદાની=આવક
ખર્ચ=જાવક
લખવે=લખવાથી
સાવધ=સાવચેત, સંભાળથી વર્તનાર
વહેવારે=લેવડદેવડમાં
હોરી લેય છે=વેઠી લે છે
પતે=મટે, બંધ પડે.
કાજી=ન્યાયાધીશ
સર્વથા=સર્વ રીતે
ઘેર મેળે=ફરિઆદ કર્યા વગર, અંદર અંદરની સમજુતીથી
મીઠું=ગળ્યું લાગે તેવું
હોરીલેવા=માથે લઇ લેવા [નહિ
ડોકી બાર ન કાઢવી=આગળ પડવું
હાથ બીજે ઘાલવો=બીજું કામ હાથમાં લેવું
આલવો=આપવો

જે કલ્યાણનાં વચન સાંભળે નહિ તેને બહેરા જેવો જાણવો, જે ક્રોધને તાબે થાય તેને આંધળા જેવો માનવો; જે સારૂં બોલી જાણતો નથી તેને મૂગા જેવો ધારવો, જે સારૂંનરસું સમજતો નથી તેને પશુ સમજવો. ૧

જે હંમેશાં બીજા પર ઉપકાર કરનારો છે તેને જ મોટો જાણવો, જે દુઃખમાં તદન ભય વગરનો રહે છે તેને ધીરજવાળો માનવો, જે ધન, જુવાની ને ઉંમર ઉપર વિશ્વાસ નથી રાખતો, (પૈસો, જુ-

વાવસ્થા ને જીંદગી કાયમ રહેશે એમ નથી માનતો.) તેને ચતુર ને ડાહ્યો જાણવો, તે મનનો સુખી થાય છે. (તેના મનને કશું દુઃખરૂપ લાગતું નથી.) ૨

આપણાં વખાણ સાંભળીને ભૂલી જઇને ઠોકર ખાવી નહિ, કેમકે લુચ્ચા લોકો પોતાની મતલબ સારૂ ઘણું જૂઠું બોલે છે: (ખોટાં વખાણ કરે છે) કોઈ આપણી નિંદા કરે તો તે સાંભળીને લડવું નહિ, કેમકે હલકા લોકો હંમેશાં પાછળથી બીજાનું ભૂંડું બોલે છે જ. (હલકા લોકોનો એ સ્વભાવજ છે.) ૩

કોઇને ગરીબ જોઇને તેનો તિરસ્કાર કરવો નહિ, કેમકે કોઈ સમયે આપણી પણ નક્કી તેવી દશા થશે; ભલું ઇચ્છનાર માણસની શિખામણનું વચન કડવું લાગે છે ખરૂં, તોપણ તે ભલું કરનાર છે માટે દુશ્મનાવટ શા વાસ્તે કરવી? ૪

આપણી છાની વાતો હોય તે કોઇના પર વિશ્વાસ રાખીને તેને કહેવી નહિ, પણ જો ખરો મિત્ર હોય ને તેના પર આપણો વિશ્વાસ હોય તો તેને નક્કી કહેવી. આવક ને ખર્ચનો હિસાબ લખવાથી લોકો સાવચેત રહે છે. જે લેવડ દેવડ દેવડમાં શરમ રાખે છે તેને નુકસાન વેઠવું પડે છે. ૫

નાના પાસેથી પણ ચતુરાઇની વાત લેવી. ઘર મેળે કજીઓ મટતો હોય તો ન્યાયાધીશ પાસે જવું નહિ. કોઈ મરી ગએલાનું કોઇ પણ દિવસે કોઈ પણ રીતે ખરાબ બોલવું નહિ, કોઇની સાથે દુશ્મનાવટ રાખવી નહિ ને કોઇની છાની વાત ખુલી કરવી નહિ. ૬

જીભને સીઠું જમવાની બહુ ટેવ પાડવી નહિ. કોઇ કજીઓ માથે લઈ લેવા (બીજા લડતા હોય તે લડાઇ પોતાના પર લઇ લેવા)

આગળ પડવું નહિ. એક કામ પૂરૂં થયા પછી બીજું કામ હાથમાં લેવું. બે જણા વાતો કરતા હોય તેમાં ત્રીજાએ પોતાનો વિચાર ઝટ આપવો નહિ. (કેમકે સમજ્યા વગર વિચાર આપવાથી આપણું માન ઘટે છે.) ૭

## પાઠ ૪૮ મો. પ્રભાત.×

| | |
|---|---|
| પ્રભાત=સવારનો સમય | ભઇ ગયો=થઈ ગયો |
| કાક=કાગડા | ભોર=પ્રભાત |
| પપૈયા=ચાતક પક્ષી | નરસૈંના સ્વામી=શ્રીકૃષ્ણ |
| પીયુ પીયુ=પતિ, પતિ ! ( ચાતકનો પતિ વરસાદ ગણાય છે. ) | સોર=અવાજ, ઘુમારો |
| વડશાખા=વડની ડાળો | ખટ=છ |
| ટૌકાર=મોર જે અવાજ કરે છે તે | ઘડી=૨૪ મિનિટ જેટલો વખત |
| પલાશ=ખાખરો | સાધુ=સદ્ગુણી, જ્ઞાની |
| ટહુકે=ટહુક, ટહુક અવાજ કરે | પરહરી=તજી, છોડી દઈ |
| ઝંખે=રટણ કરે, વારે વારે નામલે | સમરવા=સંભારવા |
| વાછરૂ=વાછરડાં, ગાયનાં બચ્ચાં | જોગ=યોગ, ઇશ્વરસાથેમન જોડવું તે |
| મંદ=ધીમો | જોગીઆ=યોગ સાધનારા, પરમેશ્વર સાથે મન જોડનારા |
| સુવાસિત=સારી વાસવાળો | ભોગ=વિલાસ, વૈભવ |
| વીણ=વિના | ભોગીઆ=વૈભવ ભોગવનારા |
| ગોપીઓ=ગોપ-ગોવાળીઆનીસ્ત્રીઓ | વેદ=ઇશ્વરી જ્ઞાનનું પુસ્તક |
| અક્રૂર=(અ+ક્રૂર) શ્રીકૃષ્ણના કાકા | વેદીઆ=વેદ ભણનારા |

× વૃંદાવનમાંના પ્રભાતના સમયનું વર્ણન આ કવિતામાં નરસિંહ મહેતાએ કર્યું છે.

| | |
|---|---|
| વૈષ્ણવ=વિષ્ણુને ભજનારો | કંથ=કાંત, વહાલો, પતિ |
| કૃષ્ણ=વિષ્ણુનો આઠમો અવતાર | ચિત્ત ધરવું=મનમાં ગ્રહણ કરવું |
| સદ્ગ્રંથ=સારાં પુસ્તક | કર્મ=નસીબ, કામ |
| દાતાર=દાન આપનાર | મર્મ=છુપું રહસ્ય, ઊંડીવાત |
| દાન=ધર્માર્થે આપવું તે | અવતરે=જન્મે |
| પતિવ્રતા=( પતિ+વ્રતા ) પતિની આજ્ઞામાં રહેવાનો નિયમ પાળનારી | સમરતાં=સંભારતાં |

પ્રભાત થયું એમ સમજીને પંખીડાં ઊડયાં, કાગડા કાકા કરવા લાગ્યા, પપૈયા 'પીયુ પીયુ' બોલવા લાગ્યા, ને સુડા વડની ડાળીઓ ઉપર 'કૌ કૌ' કરવા લાગ્યા. ટેક.

મોર ટૌકાર કરતા સુંદર કળા કરવા લાગ્યા, તે વખતે મોરની આંખમાંથી આંસુ ઝરે છે તે ઢેલ ( મોરની માદા ) વીણવા લાગી. (મોર કળા કરે ત્યારે તેની આંખમાંથી ઝરતાં આંસુ ઢેલ ઝીલી લઇને ગળી જાય છે તેથી ઢેલને ગર્ભ રહે છે.) ખાખરા પર સારા પોપટ બોલતા હતા ને કોયલ ઝીણા રાગથી ટહુકા કરતી હતી. પ્રભાત૦

વાછરૂ 'ભાં ભાં' કરવા માંડયાં, ગાયો 'બાં બાં' કરવા લાગી ને ધીમો, ઠંડો, સુગંધી પવન વસ્ત્ર ઉરાડીને મહાલવા લાગ્યો. પ્રભાત. તે વખતે અક્રૂર જાગ્યા ને તેણે જાણ્યું કે પ્રભાત થઇ ગયું પણ નરસિંહ મહેતાના સ્વામી શ્રીકૃષ્ણ વિના કોણ જાણે કે એ તો ગોપીઓનો અવાજ છે. પ્રભાત૦

જ્યારે પાછલી રાત છ ઘડી બાકી હોય ત્યારે સાધુ પુરુષોએ સુઇ રહેવું નહિ, તેણે નિદ્રાને તજી દેવી ને શ્રી હરિને સંભારવા તથા 'એક તું, એક તું' એમ બોલવું. ( તેનો માયનો એવો છે કે જગતનો પાલક તું એકજ છો. ) ટેક.

જે જોગીઆ હોય તેણે જોગ સંભાળવા ને જે ભોગીઆ હોય

તેણે ભોગ તજી દેવા, જે વેદીઆ હોય તેણે વેદ વિચારવા ને જે વૈષ્ણવ હોય તેણે શ્રીકૃષ્ણને ભજવા. જ્યારે૦

જે સારો કવિ હોય તેણે સારા ગ્રંથ બાંધવા, ને જે દાતાર હોય તેણે સારૂં દાન દેવું; પતિવ્રતા સ્ત્રીએ કંથને પૂછવું ને કંથ કહે તે મનમાં યાદ રાખવું. જ્યારે૦

આપણે આપણી ફરજ બજાવવી (વિચારવી) ને કામનું છુપું રહસ્ય વિચારી લેવું. (પ્રભાતનો એ સમય એવો ઉત્તમ છે કે ઉંડી વાત આપણા વિચારમાં ન આવતી હોય તે એ વખતે વિચારવાથી ઝટ આવે છે.)

વળી આ વખતે ઉઠીને નરસિંહ મહેતાના સ્વામી શ્રીકૃષ્ણનું સ્મરણ કરવાથી નરનારીને ફરીવાર જન્મવું નહિ પડે મતલબ કે તેનો મોક્ષ થશે. જ્યારે૦

## પાઠ ૫૪ મો. નિર્દોષ પંખીડાં.

નિર્દોષ=(નિર+દોષ) દોષ વગરનાં
ફાળ=એકદમ પડેલી ઉંડીને ભારે ફીકર, ધ્રાસ્કો.
હૈયામહીં=મનમાં
દીલ=શરીર
રુંધાઇ=ગુંગળાઇ, રોકાઈ.
ઢીલી=નરમ, શક્તિ વગરની.
હસ્ત=હાથ
દીલ=હૃદય
ધડકતે=ધબકારા કરતે
જખમ=ઘા
ક્રુર=ઘાતકી
કુદરત=ઈશ્વરી રચના
આશ્ચર્ય=અચંબા પામું
કુમળું=નાજુક, દુ:ખ ન ખમી શકે તેવું,
છેક=તદ્દન
કળ ઉતરી=દુ:ખ નરમ પડયું
મધુર=મીઠાં
વા=અથવા
દી=દિવસ
ખુલ્લું=ઉઘાડું, અટકાયત વગરનું
ઉપવન=નાનું વન, બાગ, વાડી
કુદરતી=જન્મથી મળેલી
ક્ષેમ=કલ્યાણ
છો=ભલે
હા=અરે=ખરેખર
કુદરતતણા=કુદરતના
સત્તા=અમલ, અધિકાર
ડર=બીક

અરરર! તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકાઇ ગયો! પણ જેવો તે હાથમાંથી છુટયો કે તરત મનમાં ભારે ધ્રાસ્કો પડયો, અરેરે! તે તેના શરીર પર લાગ્યો! તેનેઃ શ્વાસ રોકાઇ ગયો! તેની પાંખ તાકાત વગરની થઇ ગઈ! ને તે ઝાડ પરથી નીચે પડયું. ૧

અરેરે! જેને મેં ઉછેરીને મોટું કરેલું તે મારા હાથથીજ તરફડીને મરે છે! તેના પર ધડકતે હૃદયે પાણી છાંટયું તોપણ તે ઉડી શકયું નહિ!

આ ઘાતકી હાથે તેના શરીર પર ઘા કરેલો તેથી તે કયાંથી ઉઠે? અરેરે! હૃદય તદ્દન નાજુક છે તેથી તે કયાંથી ઉઠે?

આહા! જુઓ જુઓ! તેનું દુઃખ નરમ પડયું ને આંખ તો ઉઘાડીએ ખરી! તેનું મૃત્યુ થશે કે તેનો જીવ બચશે એ કોણ જાણી શકતું હતું? આહા! મધુર ને ગમેતેવાં ગીતો ફરીને ગાવાને અને આ વાડાનાં મીઠાં ફળોને ફરીને ચાખવાને તે જીવ્યું! ૩.

અરે ઓ પંખીડાંઓ! તમે સુખેથી ચણજો અને ગીત અથવા એવું કાંઇ ગાજો. આ હુંથી બીને તમારી ગમત છોડી દઇને શા માટે ઉડી જાઓ છો? તમારી પાસે ચરતી જેવી આ ગાય હતી તેવોજ હુંછું અને હું હવે પછી કોઈ દિવસ તમારા શરીરને કાંઇ નુકસાન નહિ કરૂં, નહિ કરૂં. ૪.

તમારા તરફ કંઇ પણ ફેંકવાની મેં માળીને ના પાડી છે. મારો બગીચો હંમેશાં બધાં પંખીને માટે ખુલ્લો છે. અરેરે! તોપણ તમોને માણસોથી બીવાની કુદરતી ટેવ મળેલી છે, તેથી તેમાં તમારૂં કલ્યાણ માનીને મારાથી પણ બધાં ભલે બીઓ. ૫.

ખરેખર! જો તમે ઉડો છો તો તમને નક્કી કોઇ ઘાતકી હાથની બીકછે. અરેરે! તમારા તરફ પાણો ફેંકવો એતો માણસોની રમત છે! અરેરે! કુદરતના સરખાપણાનું જ્ઞાન ભૂલી જઇને માણસો તમારા પર આવી ઘાતકી સત્તા ભોગવે છે તે જાણીને હું ઘણો દુઃખી થાઉં છું!

# बाळबोध मूळाक्षरो.

व्यंजन

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ |
| क | ख | ग | घ | ङ | च | छ | ज | झ | ञ |
| ટ | ઠ | ડ | ઢ | ણ | ત | થ | દ | ધ | ન |
| ट | ठ | ड | ढ | ण | त | थ | द | ध | न |
| પ | ફ | બ | ભ | મ | ય | ર | લ | વ | શ |
| प | फ | ब | भ | म | य | र | ल | व | श |
| ષ | સ | હ | ળ | ક્ષ | જ્ઞ | | | | |
| ष | स | ह | ळ | *क्ष | *ज्ञ | | | | |

स्वर

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | | | એ | ઐ | ઓ |
| अ | आ | इ | ई | उ | ऊ | ऋ | ॠ | ऌ | ए | ऐ | ओ |

ઔ અં અઃ

औ अं अः

*क्ष ने ज्ञ વ્યંજન મૂળાક્ષર નહિ પણ સંયુક્ત વ્યંજન ગણાય છે.

# पाठमांना अघरा शब्दो.

પાઠ ૧ થી ૧૦

इच्छा
दृढ
बुद्धि
विद्वान
क्रिकेट
इंद्रियो
मुख्यत्वे
ब्रह्मचर्य
उत्तम
द्वेष
अशक्त
प्रख्यात
स्वस्थ
गृहस्थ
स्थिर
युद्ध
स्वच्छ
कार्बोनिक ए-
सिडग्यास
उत्पन्न

सिद्ध
नैट्रोजन
ओक्सिजन
कोकेन
मृत्यु
जवल्लेज
सित्तेर
ईश्वर
प्रार्थना
सर्वशक्तिमान
श्रद्धा
गुरुभक्ति
श्रीकृष्ण
ब्राह्मण
ऋषि
एकनिष्ठा
निश्चय
अमूल्य
मश्करी
दृष्टि
स्फटिक

योद्धा
पृथ्वीपति
वृद्धि
पुष्टि
जागृति
स्थिति
मध्यार्क
अभिप्राय
शुद्ध
धर्मशास्त्र
वेदधर्मी
परमात्मा
विष्णु
इष्ट
संन्यासी
गौतमबुद्ध
ब्रह्मदेश
श्वेतांबर
सिद्धांतो
चिह्न
शुद्ध

ख्रिस्ती
प्रोटेस्टंट
मेगेस्थिनीस
वसंतऋतु
सिक्का
संक्षिप्त
चंद्रगुप्त
सेल्युकस
ग्रंथकर्ता
व्यवस्था
मिल्कत
मृगचर्म
भरगच्छी

પાઠ ૧૦ થી ૨૦

ऋग्वेदसंहिता
वसिष्ठ
अश्विनीकुमार
भृगुकच्छ
फाह्यान
छट्ठा
शृंग

| | | | |
|---|---|---|---|
| तृप्त | हिरण्यकश्यप | संपूर्ण | सदाव्रत |
| हृदय | दिग्पाल | लुच्चाई | स्वजन |
| मूर्च्छना | चैत्य | अन्नदाता | सद्गुण |
| भरतऋषि | काळी | कुप्पां | પાઠ ૩૧ થી ૪૦ |
| मुश्केल | शिल्पकाम | बाळचेष्टा | निर्भय |
| बुद्धी | सुद्धां | प्रातःकाळ | बुट्टा |
| अन्नपाणी | धातुगर्भ | चक्रवर्ती | मृगचर्म |
| स्तब्ध | मूर्ति | निमित्त | पर्णकुटी |
| अडसट्टो | પાઠ ૨૧ થી ૩૦ | आकृति | विद्यार्थी |
| गृहस्थाई | कृष्णा | क्षत्रियवंश | चत्ता |
| मिथ्याभिमान | दिल्ही | सर्प्टेवर | बंदोबस्त |
| विद्याचतुर | पश्चिम | अशक्य | कृपण |
| खुल्ला | हस्तिनापुर | चिह्न | नास्तिकपणुं |
| धार्मिष्ठ | तुंगभद्रा | ईश्वरस्तुति | अद्भुत |
| प्रामाणिक | जिल्ला | हरिश्चंद्र | कर्त्ता |
| द्रव्य | प्रसिद्ध | विश्वामित्र | उत्तम |
| उत्तेजन | जान्युआरि | पुष्प | संरक्षण |
| सरस्वतीचंद्र | शिष्य | अर्धांकाया | छिद्र |
| क्षत्रिय | फार्बस | ध्रूजते | रचनाशक्ति |
| धर्मोपदेश | हितेच्छु | आदित्येश्वर | ब्रह्मांड |
| असंख्य | पद्धति | गरुडेश्वर | श्रद्धा |
| अक्कल | ऋतुवर्णन | पत्थर | पतितोद्धार |
| हिरण्याक्ष | युक्ति | शूळपाणीश्वर | विस्तार |

विश्वक्षा
हितार्थे
भूस्तरविद्या
स्वाश्रय
इस्पिताळ
वास्कोडामाया
खिस्ती
आफ्रिकानो
सिंहलद्वीप
मोल्युका
समृद्धि
धक्को
मलाक्का
मार्क्विस ओव
वूस्टर
स्कोटलांड
बुद्धिशाळी
गणितशास्त्र
क्लाइव
फुल्टन
आट्लांटिक
स्टीवन्सन
जातबुद्धि

सौमित्रि
प्रेमानंद
जन्म्या
द्रौपदीहरण
शीघ्र
लक्ष्मणाहरण
नळाख्यान
सुधन्वाख्यान
कवित्वशक्ति
दमास्कस
अभ्यास
प्रपौत्र
वृद्धि
धर्माध्यक्ष
मुरब्बी
दृष्टि
પાઠ ૪૧ થી ૫૦
डाह्या
पुस्तकालयो
संग्रहस्थानो
क्रूरपणुं
द्वेषी
स्वप्न

प्रफुल्लता
द्वेषीका
ब्रह्मदत्त
दुश्मनावट
मीणबत्ती
स्वस्थ
स्वाधीन
आश्विन
आश्चर्यकारक
छुट्टी
अष्टखूण
कीर्तिस्तंभ
शय्या
इष्टदेव
वाल्मीकि
मित्राचारी
पत्तो
कूवा
विष्टि
इंद्रजित
कुंभकर्ण
गर्भवंता
अश्वमेधयज्ञ

पतिपत्नी
वर्णव्या
धृतराष्ट्र
युधिष्ठिर
स्वयंवर
मच्छवेध
इंद्रप्रस्थ
मुद्दा
द्रोणाचार्य
वर्णाश्रम
स्वरूप
भिन्नभिन्न
शख्सो
हृदय
श्वासोच्छ्वास
पाचनक्रिया
निरुद्यमी
विद्यार्थी
अक्रूर
श्रीहरि
विद्यालय
वृत्ति

| | | | |
|---|---|---|---|
| कल्याण | विद्वान | तत्त्वो | संख्या |
| दंडकारण्य | प्रसन्न | अर्पण | अतिशयोक्ति |
| अगस्त्य | खुल्लुं | लग्नविधि | પાઠ ૬૧ થી ૭૦ |
| विघ्न | प्रतिष्ठा | अंकलेश्वर | युद्धनीति |
| अद्भुत | विद्याभ्यास | अलाउद्दीन | राज्याधिकारी |
| संस्कार | राजद्वार | पृथ्वीराज | कीर्तिमंत |
| ऋष्यशृंग | स्मशान | टक्कर | काश्मीर |
| धिक्कार | सत्पुरुष | शाहबुद्दीन | दीर्घदृष्टि |
| પાઠ ૫૧ થી ૬૦ | दीर्घसूत्री | उर्फे | राज्यव्यवस्था |
| उत्तरराम | इस्लाम | मिट्टी | फक्त |
| विक्रम | मूर्तिपूजक | संयुक्ता | बळात्कार |
| उज्जन | मुत्तलीब | तुच्छकारी | होदो |
| संवत्सर | अबदुल्ला | आश्रित | उन्मत्त |
| इसुख्रिस्त | बाल्यावस्था | शब्दवेध | व्हारे |
| मक्का | सर्वश[illegible]मान | दिल्ही | राजछत्र |
| अबुबक्कर | परिपक्व | यशस्वी | पदभ्रष्ट |
| अभिप्रायो | तुच्छकारी | हर्षवर्धन | स्वामिभक्ति |
| निश्चय | निष्काम | शिलादित्य | इंग्लांड |
| वीरेश्वर | मूर्तिपूजक | इच्छा | आगतास्वागता |
| ऊर्मि | धर्मोपदेशक | धर्मिष्ठ | गेरव्यवस्था |
| बरासकस्तूरी | बाळहत्या | उत्तेजन | ठट्ठामश्करी |
| उद्यमकर्मसंवाद | व्यवस्था | निर्धन | रत्नजडित |
| संस्कृत | इस्तंबुल | अस्तव्यस्त | इसुख्रिस्त |

| | | | |
|---|---|---|---|
| अव्यवस्था | गोळार्द्ध | ओद्धो | પાઠ ૮૧ થી ૯૦ |
| समृद्धि | बृहत् | ब्रह्मपुत्रा | स्पष्ट |
| अद्भुत | लुब्धक | डक्का | प्याला |
| टेवर्निअर | कृतिका | पित्तळ | स्तंभ |
| मरगच्छी | विषुववृत्त | प्रसिद्ध | विद्वान |
| राजचिह्न | अक्षांशवृत्त | नेगापट्टण | द्विदळ |
| तख्तेताउस | कल्पना | विजागापट्टण | वज्रपत्र |
| किल्लेदार | रेखांशवृत्त | चिल्का | इंद्रियो |
| विष्टि | व्यापारवायु | राज्यव्यवस्था | परिपक्व |
| बाबुलमका | मोन्सुन | ब्रिटिश | वनस्पति |
| अणविश्वास | नैऋत्य | संयुक्त | मुख्यत्वे |
| मंत्रिमंडळ | क्रिया | बलुचिस्तान | वृद्धि |
| निष्ठा | सह्याद्रि | म्हैसुर | उत्पत्ति |
| सूर्यमाळा | महाराष्ट्र | लेफटेनंट ग- | पंक्ति |
| नेप्च्युन | प्रख्यात | र्वनर | सुक्ष्मदर्शक |
| उपग्रह | પાઠ ૭૧ થી ૮૦ | ग्यासरूप | बेक्टिरिआ |
| स्वच्छ | द्वीपकल्प | नैट्रोजन | सूक्ष्म |
| प्रकाशित | कन्याकुमारी | प्रतिध्वनि | कल्पवृक्ष |
| मर्यादा | ब्रह्मनद | स्वप्नुं | लक्कडकाम |
| पश्चिम | भिन्नभिन्न | प्रकाशित | अद्यापि |
| कल्पी | मुख्यत्वे | उष्णता | मूर्ख |
| युक्ति | कलकत्ता | थर्मोमिटर | संपूर्ण |
| सप्तर्षि | मछलीपट्टण | सज्जड | बच्चुं |

| | | | |
|---|---|---|---|
| धिक्कारवुं | उत्पन्न | अस्वच्छ | अभ्यासी |
| पौष्टिक | चित्रविद्या | इंद्रियो | भट्ठी |
| अपारदर्शक | शिल्पशास्त्र | स्थितिस्थापक | एकचित्त |
| वृद्धि | श्रेष्ठ | श्वासनळी | संख्याबंध |
| हृदय | पृष्ठ | चोक्खुं | उत्कालन |
| अदृश्य | करोडरज्जु | त्वचा | पल्लां |
| પાઠ ૯૨થી ૯૮ | मज्जातंतु | ओछोवत्तो | पत्थर |
| जनम्यां | श्वासोच्छ्वास | प्याजी | |

## વ્યાકરણ.

### ૧ નામના પ્રકાર.

**નામ**—કોઈપણ પ્રાણી, પદાર્થ ગુણ કે ક્રિયાને ઓળખવા માટે જે પદ વપરાય છે તેને નામ કહે છે. જેમકે સિંહ, સ્લેટ, સ્તાશ, રમત, વગેરે.

**નામના પ્રકાર**—સંજ્ઞાવાચક, જાતિવાચક, સમુદાયવાચક, દ્રવ્યવાચક ને ભાવવાચક.

સંજ્ઞા—કોઈપણ એકજ વસ્તુને ઓળખવા માટે પાડેલું નામ.

**૧ સંજ્ઞા વાચક નામ**—અમદાવાદ, તાપી, આબુ, છગન, ચંદ્ર.

**૨ જાતિ વાચક નામ**—કેટલાક નામ આખી જાતિને કે વર્ગને અને તે વર્ગના દરેક છુટા પદાર્થને લાગુ પડે છે, એવાં નામ. જેમકે ગાય, ભેંસ, માણુસ, ખુરસી. ટેબલ, આંખ, નાક, નદી, પર્વત, શહેર, રાજા, દિવાન, વગેરે.

**૩ સમુદાય વાચક નામ**—સમુદાય એટલે સમુહ તેથી જે નામ આખા સમુહને લાગુ પડે છે તે.

જેમકે—સૈન્ય, લશ્કર, ટોળું, પલટણ, વગેરે.

**ટીપ**—સમુદાયવાચક ને જાતિવાચક નામોમાં એટલો ફેર છે કે જાતિવાચક નામ આખા વર્ગને અને તે વર્ગના દરેક છુટા પદાર્થને પણ લાગુ પડે છે પણ સમુદાય વાચક નામ આખા સમુદાયને માટે જ વપરાય છે.

**૪ દ્રવ્ય વાચક નામ**—દ્રવ્ય એટલે પદાર્થ. તેથી જે નામો પદાર્થને બતાવે છે તે. જેમકે, સોનું. રૂપું, ઘઉં, બાજરી, જુવાર, ગોળ, ઘી, રૂ, લાકડું, વગેરે.

**ટીપ**—દ્રવ્યવાચક નામોમાં જત્થાનો અર્થ રહેલો છે. તે નામ એવા પદાર્થનાં છે કે તેનો થોડો યા ગમે તેટલો જત્થો લઇએ તો પણ તેજ નામ કાયમ રહે છે. વળી તેની ગણતરી થઇ શકતી નથી. જેમકે ઘી દ્રવ્ય વાચક નામ છે તે ગમે તેટલું લઇએ તો પણ ઘી કહેવાય છે. વળી 'એક ઘી', 'બે ઘી' એમ ગણતરી થઇ શકતી નથી.

**૫ ભાવ વાચક નામ**—ભાવ એટલે સ્થિતિ, ગુણ કે ક્રિયા. તેથી જે નામો ગુણ, સ્થિતિ કે ક્રિયાને લાગુ પડે છે તે.

**અ** ગુણનાં નામો—ઉત્સાહ, ચતુરાઈ, નમ્રતા, હિંમત, વગેરે

**બ** મનની સ્થિતિનાં નામો—આનંદ, શોક, ખાતરી, વગેરે.

**ક** ક્રિયાનાં નામ—રમત, વર્તન, ગડગડાટ, વગેરે.

## ૨ જાતિ.

દુનિયામાંના પદાર્થોના બે પ્રકાર છે—સજીવ ને નિર્જીવ.

**સજીવના બે પ્રકાર છે**—પ્રાણી ને વનસ્પતિ.

**પ્રાણીમાં બે જાત છે**—નર ને નારી. તે પરથી નામની મુખ્ય બે જાતિ છે. **નર જાતિ ને નારી જાતિ** નરનાં નામ પુરુષ, બળદ, બકરો, ઘેટો, હાથી, ઉંટ, ઘોડો, ગધેડો, કુતરો, વગેરે.

**નારીનાં નામ**—સ્ત્રી, ગાય, બકરી, ઘેટી, હાથણી, ઉંટણી, ઘોડી, કુતરી વગેરે.

જગત્‌ના પ્રાણી ઉપરની બેમાંથી એક જાતનાં હોય છે જ પરંતુ કેટલીક વાર એવાં રૂપો વપરાય છે કે તે પરથી નર કે નારી છે તેની ખાતરી થતી નથી જેવાં કે—માણસ, બકરૂં, ઘેટું, ઘોડું, ગધેડું, કુતરૂં, વગેરે.

આ નામોથી બેમાંથી એક જાતિ ચોકસ સમજાતી નથી તેથી તેની જાતિ **નાન્યતર જાતિ** કહેવાય છે.

(ન=નહિ એક=બેમાંથી અન્યતર=બેમાંથી એક સમજાતી ન હોય તે.)

પ્રાણીઓમાં જાતિ છે; તેથી પ્રાણીનાં નામોની જાતિ કહેવી યુક્ત છે. પરંતુ વનસ્પતિ તથા નિર્જીવ પદાર્થોમાં નર કે નારી એવો ભેદ નથી તેમ છતાં આપણે તેવાં નામોમાં જાતિ હોય તેવી રીતે બોલીએ છીએ.

**નરની પેઠે બોલાતા પદાર્થો**—પર્વત, ચોપડો, દિવસ, વાર, ગ્રંથ, ખડિયો, ગોળો, વગેરે.

**નારીની પેઠે બોલાતા પદાર્થો**–નદી, ચોપડી, તિથિ, કલમ, ગોળી, ખુરસી, વગેરે.

**નર કે નારીની પેઠે નહિ બોલાતા પદાર્થો**—તળાવ, પુસ્તક, ટેબલ, શહેર, વગેરે.

આ ઉપરથી જાતિ માટે એવો નિયમ નીકળે છે, કે નરનાં ને નરની પેઠે બોલાતાં એટલે જેને 'કેવો' વિશેષણ લગાડી શકાય તેવાં નામો નરજાતિનાં સમજવાં. નારીનાં ને નારીની પેઠે બોલાતાં એટલે જેને 'કેવી' વિશેષણ લગાડી શકાય તેવાં નામો નારી જાતિનાં સમજવાં. નર કે નારી ન સમજી શકાય તેવી રીતે બોલતાં એટલે જેને 'કેવું' વિશેષણ લગાડી શકાય તેવાં નામો નાન્યતર જાતિનાં સમજવાં.

ઉપરની ત્રણ જાતિ ઠરાવ્યા પછી વિશેષમાં કહેવાનું કે કેટલીક વાર સર્વનામો એવી રીતે વપરાય છે કે તે પરથી ઉપરની ત્રણમાંથી એક જાતિ સમજાતી નથી તેને વખતે **સામાન્ય જાતિ** કહેવાય છે.

'તે આવ્યો.' એમાં 'તે' નરજાતિ.

'તે આવી' એમાં 'તે' નારીજાતિ.

'તે આવ્યું' એમાં 'તે' નાન્યતર જાતિ.

, તે આવશે' એમાં 'તે' સામાન્ય જાતિ.

## ૩ વચન.

કેટલીક વાર પદાર્થના નામને માટે વપરાતા રૂપમાં એકપણાનો ને કેટલીકવાર અનેકપણાનો અર્થ રહેલો છે. તેથી એક પદાર્થને માટે વપરાતું રૂપ તે **એક વચન** ને એકથી વધારેને માટે વપરાતું રૂપ તે **અનેક વચન** કે **બહુ વચન**

**એકવચનવાળાં રૂપો**—ઘોડો, ગાય, પુસ્તક, માણસ, નદી, છોકરું, વગેરે.

બહુવચનવાળાં રૂપો—ઘોડા-ઘોડીઓ, ગાય-ગાયો, પુસ્તક-પુસ્તકો, માણુસ-માણુસો, નદી-નદીઓ, છોકરાં-છોકરાંઓ.

ઉપરનાં નામો તપાસશો તો માલમ પડશે, કે એ નામો એવાં છે, કે તેનું એકવચનનું રૂપ અથવા તેમાં કરેલો સહેજ ફેરફાર બહુવચનમાં વપરાય છે.

એકવચનના નામને છેડે 'ઓ' હોય તો તેનો 'આ' કરવાથી ને જો 'ઉં' હોય તો તેનો 'આં' કરવાથી બહુવચન થાય છે. અને તેમ કર્યા પછી 'ઓ' પ્રત્યય લગાડવો હોય તો લગાડી પણ શકાય છે.

ઉપરની રચના જાતિવાચક તથા સમુદાયવાચક નામોને બરાબર લાગુ થાય છે એટલે એ પ્રકારનાં એકવચનનાં નામનું બહુવચન થાય છે, ને બહુવચનના નામનું એક વચન થાય છે, પરંતુ સંજ્ઞાવાચક, ભાવવાચક ને દ્રવ્યવાચકમાં એ ફેરફાર થતો નથી. એટલે સંજ્ઞાવાચક ને ભાવવાચાક નામ સદા એકવચનેજ વપરાય છે, પણુ દ્રવ્યવાચકમાંનાં કોઇ એક વચને ને કોઇ બહુવચનેજ વપરાય છે.

**એકવચનેજ વપરાતાં નામો—**

તેલ 'ઘી, ગોળ, જુવાર, બાજરી, ડાંગર, તજ, વગેરે. મિઠાશ કડવાશ, ચોકખાઇ, બુદ્ધિ, શક્તિ, સ્થિતિ, વગેરે. છગન, ગિરનાર. ચીન, લલિતા' વગેરે.

**બહુવચનેજ વપરાતા નામો—**

ઘઉં, તલ, મગ, મઠ, ચણા, વગેરે.

**માનાર્થે બહુવચન**—કેટલીક વાર સંજ્ઞાવાચક ને જાતિ વાચક નામો એવી રીતે વપરાય છે કે તેનું રૂપ એકવચનનું હોય પરંતુ બોલાતું એવી રીતે હોય કે તેમાં બહુવચનનો અર્થ હોય એવે વખતે 'માનાર્થે બહુવચન' કહેવાય જેમકે 'જ્યોર્જ પધાર્યા' આમાં 'જ્યોર્જ' એકજ છે પરંતુ બહુ હોય તેમ બોલાય છે તેથી 'જ્યોર્જ'નું વચન 'માનાર્થે વિભક્તિ બહુવચન' કહેવાય

**એક નામનો બીજા નામની કે ક્રિયાપદની સાથે સંબંધ બતાવવા માટે તે નામનું પ્રત્યયવાળું કે પ્રત્યય વગરનું જે રૂપ વપરાય છે તેને વિભક્તિ કહે છે,**

જુદા જુદા પ્રત્યય ને જુદા જુદા સંબંધ ઉપરથી વિભક્તિ સાત છે.

**સાત વિભક્તિનાં નામ.**—પહેલી, બીજી, ત્રીજી, ચોથી પાંચમી, છઠ્ઠી ને સાતમી.

| વિભક્તિનું નામ. | વિભક્તિનો પ્રત્યય. | વિભક્તિનો સંબંધ. |
|---|---|---|
| પહેલી. | ૦. | ક્રિયા જોડે. |
| બીજી. | ૦. કોઇવાર 'ને' | ક્રિયા જોડે. |
| ત્રીજી. | 'એ.' | ક્રિયા જોડે. |
| ચોથી | 'ને' | ક્રિયા જોડે. |
| પાંચમી | 'થી' કોઇવાર 'થકી' | ક્રિયા જોડે. |
| છઠ્ઠી | 'નો ની, નું, ના, નાં' કોઇવાર 'ને' | નામ જોડે. |
| સાતમી | પ્રત્યય 'માં' ને 'એ' | ક્રિયા જોડે. |

છઠ્ઠી સિવાયની બીજી બધી વિભકિત ક્રિયાપદ જોડે સંબંધ રાખે છે. ક્રિયાપદ સાથેના સંબંધને કારક કહે છે તેથી છઠ્ઠી સિવાયની બધી વિભક્તિ **કારક વિભક્તિ** કહેવાય છે પણ છઠ્ઠી વિભક્તિ નામ સાથે સંબંધ રાખી વિશેષણ જેવું કામ કરે છે તેથી તેને **વિશેષણ વિભક્તિ** કહે છે; જેમકે '**જંગલનું**' માણસ=**જંગલી** માણસ' 'જંગલનુંનો' અર્થ 'જંગલી' વિશેષણ જેવો થાય છે,

**'છોકરો'** તેનાં સાતે વિભક્તિનાં રૂપ.

| નામ | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લી | છોકરો; | છોકરા, છોકરાઓ. |
| ૨ જી | છોકરો, છોકરાને, | છોકરા, છોકરાને; છોકરાઓ, છોકરાઓને. |
| ૩ જી | છોકરાએ, છોકરે; | છોકરાએ, છોકરાઓએ, છોકરે. |
| ૪ થી | છોકરાને; | છોકરાને, છોકરાઓને |
| ૫ મી | છોકરાથી; | છોકરાથી, છોકરાઓથી. |
| ૬ ઠ્ઠી | છોકરાનો—ની—નું—નાં—ને; | છોકરાનો—ની—નું—ના—નાં—ને.<br>છોકરાઓનો—ની—નું—ના—નાં—ને. |
| ૭ મી | છોકરામાં, | છોકરામાં, છોકરાઓમાં. |

## ૫ વિભક્તિના મુખ્ય અર્થ.

વિભક્તિવાળાં નામો નામ કે ક્રિયા સાથે સંબંધ રાખે છે એ સંબંધ જુદા જુદા પ્રકારનો હોય છે તેથી એ સંબંધોનાં જુદાં જુદાં નામ પાડેલાં છે તેને વિભક્તિના અર્થ કહે છે. દરેક વિભક્તિ ક્યા ક્યા અર્થે વપરાય છે તે નીચે બતાવ્યું છે.

## પહેલી વિભક્તિ.

**નામાર્થે ને સંબોધનાર્થે**

**નામાર્થે**—નામનાજ અર્થમાં વધારે નહિ.

'**છોકરો**' ચોપડી વાંચે છે. છોકરે **ચોપડી** વાંચી, છોકરાથી **રોટલો** ખવાયો છોકરાને **કામ** કરવું છે'.

આ વાક્યોમાં મોટા અક્ષરોનાં નામો નામાર્થે પહેલી વભક્તિનાં છે. કેમકે તેમનો અર્થ ક્રિયાપદ કહે છે.

**સંબોધનાર્થે**—સંબોધનના અર્થમાં. સંબોધન એટલે નામ દઇને બોલાવવું તે.

અરે **ભાઇ**! આમતો જુઓ. આ વાકયમાં 'ભાઇ' સંબોધનાર્થે પહેલી વિભક્તિમાં છે.

## બીજી વિભક્તિ.

**કર્માર્થે**, ગત્યર્થ ક્રિયાપદના સ્થળાર્થે, ને **મર્યાદાર્થે** **કર્માર્થે** —કર્મના અર્થમાં.

'**છોકરો**' **પાઠ** વાંચે છે, છોકરો **તેને** બોલાવે છે, આ વાક્યોમાં મોટા અક્ષરનાં નામો કર્માર્થે બીજી વિભક્તિનાં છે.

**સ્થળાર્થે**—સ્થળના અર્થમાં જવું, પહોંચવું એવા અર્થનાં ગત્યર્થ ક્રિયાપદો સાથે ઠેકાણું બતાવનાર નામો બીજી વિભક્તિમાં આવે છે. 'હું **ગામ** જઉછું, તે **મુંબઈ** પહોંચ્યો. આ વાકયોમાં 'ગામ ને મુંબઇ' સ્થળાર્થે બીજી વિભક્તિનાં છે. **મર્યાદાર્થે**—મર્યાદા (હદ)ના અર્થમાં,

'હું ચાર ગાઉ ચાલ્યો, તે આખી **રાત** જાગ્યો, એમાં 'ગાઉ ને રાત' મર્યાદાર્થે બીજી વિભક્તિનાં છે.

## ત્રીજી વિભક્તિ.

**કર્ત્રર્થે, કરણાર્થે, ને હેત્વર્થે.**

**કર્ત્રર્થે**—કર્તાના અર્થમાં.

**રામે** રાવણને માર્યો. એમાં 'રામે' કર્ત્રર્થે ત્રીજી વિભક્તિમાં છે

**કરણાર્થે**— કરણના (સાધનના) અર્થમાં

'હું **ચપ્પુએ** કલમ ઘડું છું, સિપાઇએ વાઘને **ગોળીએ** માર્યો'. એમાં મોટા અક્ષરોનાં નામો ક્રિયાનાં કરણ (સાધન) છે.

**હેત્વર્થે**— હેતુના (કારણના) અર્થમાં.

'તે **તાવે** તરફડે છે, તે **શરદીએ** માંદો પડયો.' એમાં મોટા અક્ષરોનાં નામો ક્રિયાના હેતુ (કારણ) છે, માટે છે હેત્વર્થે ત્રીજીનાં છે.

## ચોથી વિભક્તિ.

**સંપ્રદાનાર્થે તાદર્થ્યે, સંબંધાર્થે, ને કર્ત્રર્થે**

**સંપ્રદાનાર્થે**—સંપ્રદાનના અર્થમાં–સંપ્રદાન એટલે જેને આપવું તે.('આપવું, દેવું, વગેરે' અર્થનાંક્રિયાપદો સાથે)'રાજા **બ્રાહ્મણને** દક્ષિણા આપે છે, અકબરબાદશાહે **દિવાનને** ઇલકાબ બક્ષ્યા' **મામાએ ભાણેજને** ટોપી મોકલી.' આ વાક્યોમાં મોટા અક્ષરનાં નામો સંપ્રદાનાર્થે ચોથી વિભક્તિના છે.

**ગૌણકર્માર્થે**— ગૌણ (બીજું, અપ્રધાન, અનુપસ્થ) કર્મના અર્થમાંનાં કેટલાંક ક્રિયાપદોને બે કર્મ હોય છે તેમાંનું એક મુખ્ય ને બીજું ગૌણ. મુખ્ય કર્મ કોઈવાર બીજીમાં આવે છે. ને કોઇવાર પહેલીમાં નામાર્થે આવે છે પણ ગૌણ કર્મ હંમેશાં ચોથી વિભક્તિમાં આવે છે.

'**શિક્ષકે વિદ્યાર્થીઓને** હાથલો શીખવ્યો, મગને **હરિને** વાત કરી' આ વાકયોમાં મોટા અક્ષરોનાં નામો ગૌણ કર્માર્થે ચોથીનાંછે,

તાદર્થ્યે—તત્—તાદ્=તે (માટે, સારૂં એવા) અર્થમાં

'તે **રમવાને** આવ્યો, છોકરો **જમવા** ગયો'. આ વાકયોમાં મોટા અક્ષરનાં નામો તાદર્થ્યે ચોથીનાં છે.

**સંબંધાર્થે**—સંબંધના અર્થમાં

(છે, હતો, હશે એ ક્રિયાપદો સાથે) '**શહેરને** ફરતો કોટ છે, **રાજાને** બે કુંવર હતા.' એ વાકયોમાં મોટા અક્ષરનાં નામો સંબંધાર્થે ચોથીનાં છે.

**કર્ત્તાર્થે**—કર્તાના અર્થમાં.

'**તેને** આજે ગામ જવું છે, **તેને** હજુ પાઠ વાંચવો છે, આ વાકયોમાં લીટી મોટા અક્ષરનાં કર્તાર્થે ચોથીનાં છે.

## પાંચમી વિભક્તિ.

અપાદાનાર્થે, કર્તાર્થે, કરણાર્થે, હેત્વર્થે.

**અપાદાનાર્થે**—અપાદાનના અર્થમાં. અપાદાન એટલે 'થી છુટું પડવું તે.'

'તે **ગામથી** નીકળ્યો, પક્ષી **ઝાડથી** પડ્યું' એ વાકયોમાં મોટા અક્ષરના નામો અપાદાનાર્થે પાંચમીનાં છે.

**કર્તાર્થે**— કર્તાના અર્થમાં.

'**મગથી** પાઠ વંચાયો' એમાં 'મગનથી' કર્તાર્થે પાંચમી છે.

**કરણાર્થે**—'છોકરો **ચપ્પુથી** કલમ ઘડે છે.' એમાં 'ચપ્પુથી' કરણાર્થે પાંચમી છે.

**હેત્વર્થે**—હેતુના અર્થમાં (હેતુ=કરણ.)

'તે રોગથી પીડાય છે.' એમાં 'રોગથી' હેત્વર્થે પાંચમીછે.

**છઠ્ઠી વિભક્ત.**

સંબંધાર્થે.

**સંબંધાર્થે**—સંબંધના અર્થમાં.

રાજાનો કુંવર (જુદી જુદી વસ્તુ વચ્ચેનો સંબંધ)
ઝાડની ડાળી (અવયવ સાથે સંબંધ)
વડનું ઝાડ (એકતાનો સંબંધ)
ઘરની પાછળ (અવ્યય સાથે સંબંધ)
શિષ્યને માટે (અવ્યય સાથે સંબંધ)

**સાતમી વિભક્તિ.**

અધિકરણાર્થે ને કાળાર્થે.

**અધિકરણાર્થે**—અધિકરણના અર્થમાં અધિકરણ એટલે સ્થળ 'તે **ઘરમાં** ગયો, તે **ઝાડે** ચઢયો' એમાં મોટા અક્ષર નામો અધિકરણાર્થે સાતમીનાં છે.

**કાળાર્થે**—'તે ચાર **દિવસમાં** આવ્યો, તે બે **કલાકે** બોલ્યો.' એમાં લીટી દોરેલાં નામો કાળાર્થે સાતમીના છે.

**૬ 'ને' તથા 'એ' ની સમજ.**

'ને' પ્રત્યય બીજી, ચોથી તથા છઠ્ઠીનો છે અને 'એ' પ્રત્યય ત્રીજી તથા સાતમીનો છે, તેથી તેનો ભેદ સમજવો જોઈએ.

**બીજીનો 'ને'**—જો 'ને' પ્રત્યયવાળું રૂપ મુખ્ય કર્મ હોય તો બીજી વિભકિત સમજવી જેમકે 'છગન મગનને બોલાવે છે.

**છઠ્ઠીનો 'ને'**—જો 'ને' પ્રત્યયવાળું રૂપ નામ કે અવ્યય સાથે સંબંધ રાખતું હોય તો છઠ્ઠી વિભક્તિ સમજવી જેમકે 'રાજાને

કુંવરે જીત મેળવી; છગનને ઘોડે હું બેઠો.' આમાં 'રાજાને' અને 'છગનને' છઠ્ઠી વિભક્તિવાળાં નામો છે.

**ચોથીનો 'ને'**—ઉપરની બે બાબતો સિવાય વપરાતું 'ને' પ્રત્યયવાળું રૂપ ચોથી વિભક્તિનું સમજવું.

**સાતમીનો 'એ'**—જો 'એ' પ્રત્યયવાળું રૂપ અધિકરણ કે કાળ બતાવવું હોય તો સાતમી વિભક્તિ સમજવી જેમકે 'તે **નદીએ** ગયો, તે **કલાકે** આવ્યો' આમાં 'નદીએ' ને 'કલાકે' સાતમીનાં રૂપો છે.

**ત્રીજીનો 'એ'** અધિકરણ ને કાળ સિવાયના હરકોઈ અર્થમાં વપરાએલું 'એ' પ્રત્યયવાળું રૂપ ત્રીજી વિભક્તિનું સમજવું.

## ૭ સર્વનામના પ્રકાર.

જે શબ્દો નામને ઠેકાણે વપરાય છે તે સર્વનામ કહેવાય છે. જેમકે હું, તું, તે, આપ, પોતે, જે, કોણ, કંઇ, વગેરે.

**સર્વનામના પ્રકાર**—પુરુષવાચક, દર્શક, સંબંધી, પ્રશ્નાર્થક, અનિશ્ચિત ને સ્વવાચક.

**૧ પુરુષવાચક સર્વનામ**—જે સર્વનામો પુરુષ બતાવે છે તે જેમકે, હું, તું, તે, એ, અમે, આપણે, આપ, તમે, વગેરે.

**પુરુષ**—વ્યાકરણમાં બોલનાર પહેલો પુરુષ, સાંભળનાર બીજો પુરુષ ને તે બે સિવાયના બધા ત્રીજો પુરૂષ ગણાય છે.

**પહેલો પુરુષ સર્વનામ** (બોલનારને બદલે વપરાતાં ) હું અમે.

**બીજો પુરુષ સર્વ નામ** ( સાંભળનારને બદલે વપરાતાં) તું, આપ ને અમે.

**ત્રીજો પુરુષ સર્વનામ** ( બોલનાર ને સાંભળનાર સિવાયનાને બદલે વપરાતાં) તે, તેઓ.

**પહેલો બીજો પુરુષ સર્વનામ** (બોલનાર તથા સાંભળનાર બંનેને બદલે વપરાતાં) આપણે.

**પહેલો ત્રીજો પુરુષ સર્વનામ** (બોલનાર તથા ત્રીજા માણસને બદલે વપરાતાં) અમો, અમે.

**બીજો ત્રીજો પુરુષ સર્વ નામ** ( સાંભળનાર તથા ત્રીજા માણસને બદલે વપરાતાં ) તમે, તમો.

૨ **દર્શક સર્વનામ**–દૂરની તથા નજીકની વસ્તુઓ દર્શાવવા માટે જે સર્વનામો વપરાય છે તે દર્શક સર્વનામો કહેવાય છે. જેમકે, આ, એ, તે, પેલો, પેલી, પેલું, વગેરે.

૩ **સંબંધી સર્વનામ**—કેટલાંક 'જે'થી શરૂ થતાં સર્વનામો 'તે'થી શરૂ થતાં સર્વનામોની અપેક્ષા રાખે છે તેથી એવાં સર્વનામો સંબંધી સર્વનામો કહેવાય છે. જેમકે, જે, જેવું, જેટલું, જેવડું, તે, તેવું, તેટલું, તેવડું, વગેરે.

૫ **પ્રશ્નાર્થક સર્વનામ**-કેટલાંક સર્વનામો પ્રશ્ન પૂછવામાં વપરાય છે તે પ્રશ્નાર્થક સર્વનામો કહેવાય છે. જેમકે, કોણ, કયો, કઈ, કયું, શો, શી, શું, કેટલો, કેટલી, કેટલું, કેવડો, કેવડી, કેવડું, કેવો, કેવી, કેવું.

૫ **અનિશ્ચિત સર્વનામ**—કેટલાંક સર્વનામો નક્કીપણું બતાવતાં નથી પરંતુ અચોક્કસ પદાર્થ બતાવે છે તે અનિશ્ચિત સર્વનામો કહેવાય છે. જેમકે, કોઈ, હરકોઇ, કાંઇ, હરકાંઈ, કંઇ, હરકંઇ, દરેક, હરેક, સઘળો, સઘળી, સઘળું, બીજો, બીજી, બીજું, કેટલોક, કેટલીક, કેટલુંક, વગેરે.

૬ **સ્વવાચક સર્વનામ**—કેટલાંક સર્વનામ જાતને માટે વપરાય

છે તે સ્વવાચક સર્વનામ કહેવાય છે. જેમકે, પોતે, જાતે, પંડે, નિજ, વગેરે.

## ૮ સર્વનામનાં રૂપાખ્યાન,

| | હું | | તું | |
|---|---|---|---|---|
| | એકવચન | બહુવચન | | |
| ૧ લી | હું | અમે, અમો | તું | તમે, તમો. |
| ૨ જી | મને | અમને, અમોને | તને | તમને, તમોને |
| ૩ જી | મેં, મારે | અમે, અમારે | તેં, તારે | તમે, તમારે |
| ૪ થી | મને, મારે | અમને, અમારે | તને, તારે | તમને, તમારે |
| ૫ મી | મારાથી | અમારાથી | તારાથી | તમારાથી |
| ૬ ઠ્ઠી | મારો-રી-રૂં<br>રા-રાં-રે | અમારો-રી-રૂં<br>રા-રાં-રે | તારો-રી-રૂં<br>રા-રાં-રે | તમારો-રી-રૂં<br>રા-રાં-રે |
| ૭ મી | મારામાં | અમારામાં | તારામાં | તમારામાં |

ટીપ-અમે કામ કરીએ છીએ. ( પહેલી નામાર્થે )

અમે કામ કર્યું ( ત્રીજી કર્તાર્થે )
મારે પાઠ વાંચવો ( ત્રીજી કર્તાર્થે )
મારે પાઠ વાંચવો છે. ( ચોથી કર્તાર્થે )
મારે માટે ચોપડી લાવજો ( છઠી સંબંધાર્થે)

| | આપણે | કોણ |
|---|---|---|
| | બહુવચન | એકવચન ને બહુવચન |
| ૧ લી | આપણે | કોણ |
| ૨ જી | આપણને | કોને |
| ૩ જી | આપણે | કોણે |

૪ થી આપણને કોને
૫ મી આપણાથી કોનાથી
૬ ઠ્ઠી આપણો—ણી—ણું કોનો, ની–નું–ના–નાં–ને
ણા, ણાં, ણે.
૭ મી આપણામાં કોનામાં

## ૯ વિશેષણના પ્રકાર.

**વિશેષણ**—જે શબ્દો નામના અર્થમાં વધારે કરે છે તે વિશેષણ કહેવાય છે.

**વિશેષણ પ્રકાર**–ગુણવાચક, સંખ્યાવાચક, વિધિવાચક, દર્શક સંબંધી ને પ્રશ્નાર્થક.

**ગુણવાચક**–જે વિશેષણો ગુણ બતાવી વધારો કરે તે ગુણ વાચક કહેવાય જેમકે, ભલી, સુંદર, ઉત્તમ, વગેરે

**સંખ્યાવાચક**—જે વિશેષણો સંખ્યા બતાવી વધારો કરે તે સંખ્યાવાચક કહેવાય જેમકે, એક, બે ચાર, અર્ધો, વગેરે.

**દર્શક, સંબંધી ને પ્રશ્નાર્થક**—૭ પ્રકારનાં સર્વનામો પૈકી પુરૂષવાચક ને સ્વવાચક શુદ્ધ સર્વનામો છે, પણ બીજાં ચાર કોઇવાર સર્વનામ થાય છે ને કોઈવાર વિશેષણ થાય છે. જ્યારે વિશેષણ થાય ત્યારે તેને તે પ્રકારનું વિશેષણ કહેવું માત્ર અનિશ્ચિત સર્વનામો જ્યારે વિશેષણ થાય ત્યારે તેને સંખ્યાવાચક વિશેષણ કહેવાં, ઉદાહરણ 'જે માણસ આવ્યો' એમાં 'જે' સંબંધી વિશેષણ– 'આ છોકરો બોલ્યો' તેમાં 'આ' દર્શક વિશેષણ 'કયો—ઘોડો લેવો છે' એમાં 'કયો' પ્રશ્નાર્થક વિશેષણ–'કેટલાક ઘોડા લીધા. એમાં 'કેટલાક' સંખ્યાવાચક વિશેષણ.

**વિધિવાચક વિશેષણ**—વિશેષણ હંમેશાં નામની પહેલાં આવી તેના અર્થમાં વધારો કરે છે પણ કોઇવાર વિશેષણ નામની પાછળ આવે છે ને તે ક્રિયાપૂરકના ખાનામાં જાય છે તેવે વખતે તે વિધિવાચક વિશેષણ કહેવાય. જેમકે, 'આ ચોપડી સુંદર છે, તે છોકરો ડાહ્યો હતો'. આમાં 'સુંદર' ને 'ડાહ્યો' વિધિવાચક વિશેષણો છે.

**વિશેષ્ય**—વિશેષણ જેના અર્થમાં વધારો કરે છે તે તેનો વિશેષ્ય કહેવાય છે. જેમકે 'ભલી ગાય આવી'. એમાં 'ગાય' ભલીનો વિશેષ્ય છે.

**વિશેષણના રૂપ ઉપરથી પ્રકાર**—વિકારી ને અવિકારી.

**વિકારી**—જેના રૂપમાં ફેરફાર થાય છે તેવાં. જેમકે, ભલો—ભલી—ભલું સારો—સારી—સારૂં. ડાહ્યો—ડાહી—ડાહ્યું.

**અવિકારી**—જેના રૂપમાં ફેરફાર ન થાય તેવાંમાં. જેમકે, લાલ, સફેદ, ખરાબ, સુંદર, વગેરે.

**વિશેષણનાં જાતિવચન**—વિકારી વિશેષણને હંમેશાં તેના વિશેષ્ય પ્રમાણે જાતિવચન લાગે છે, પણ અવિકારી વિશેષણના રૂપમાં કશો ફેરફાર થતો નથી.

**વિશેષણને વિભક્તિ**—વિભક્તિના પ્રત્યય વિશેષણોને લાગતા નથી પરંતુ તેના વિશેષ્યને લાગે છે ત્યારે તેના રૂપમાં થોડો ફેરફાર થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| મોટો | ઘોડો | — | મોટા | ઘોડાને. |
| મોટો | ઘોડો | — | મોટે | ઘોડે. |
| મોટું | ઘોડું | — | મોટા | ઘોડાથી. |
| મોટું | ઘોડું | — | મોટાં | ઘોડાનો |

## ૧૦ વિશેષણ વિષે—ચાલુ.

વિશેષણ નામ સિવાય બીજાં પદોના અર્થમાં પણ વધારો કરેછે.

તેણે **ઘણા** ઘઉં લીધા. (નામનું વિશેષણ.) આ **ઘણું** રમણીય શહેર છે. (વિશેષણનું વિશેષણ.) ઘોડો **ઉતાવળો** ચાલે છે. (ક્રિયાપદનું વિશેષણ—ક્રિયા વિશેષણ.)

ઘોડો **ઘણો** ઉતાવળો ચાલે છે. (ક્રિયા વિશેષણનું વિશેષણ.)

*ટીપ*—વિશેષણ જ્યારે ક્રિયાપદનું વિશેષણ થાય ત્યારે તે ક્રિયા વિશેષણ કહેવાય છે.

## ૧૧ ક્રિયા વિશેષણ ને ક્રિયાવિશેષણ અવ્યય વચ્ચેનો ભેદ.

ક્રિયા વિશેષણના રૂપમાં વિકાર થાય છે ને ક્રિયા વિશેષણ અવ્યયના રૂપમાં વિકાર થતો નથી. ઉદાહરણ '**છોકરો ઉંચો ચઢયો**' (ક્રિયા વિશેષણ.)

'છોકરો ઉપર ચઢયો.' (ક્રિયા વિશેષણ અવ્યય.)

## ૧૨. અવ્યયના પ્રકાર.

(અ = નહિ + વ્યય = ફેરફાર) જે શબ્દો ના રૂપમાં ફેરફાર થતા નથી ને જે વિશેષણ થતા નથી તે અવ્યય કહેવાય છે. જેમકે રોજ, અહીં, ત્યાં, માટે, પણ, અને, અહો, હે, વગેરે.

**પ્રકાર**—ક્રિયા વિશેષણ, નામયોગી, ઉભયાન્વયી ને કેવળ પ્રયોગી.

**૧ ક્રિયાવિશેષણ અવ્યય**—જે અવ્યય ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે તે ક્રિયા વિશેષણ અવ્યય કહેવાય છે.

તે **હંમેશાં** નિશાળે જાય છે. (કાળ વાચક.)

**જ્યાં** જશો **ત્યાં** પ્રભુ સાથે છે. (સ્થળવાચક).

**એમ** નહિ કરો. (રીતિવાચક)
તેનાથી કામ થશે **નહિ.** (નકારવાચક.)
તમે **કેમ** મોડા આવ્યા ? (કારણવાચક)

**૨ નામયોગી અવ્યય**—જે અવ્યય નામની સાથે છઠ્ઠીવિભક્તિથી જોડાઇને ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે તે નામયોગી અવ્યય કહેવાય છે.

માટે **માટે** ચોપડી લાવજો, ગુરુ **પાસે** સત્ય બોલવું, છાપરા **ઉપર** જાઓ. તેના ઘર **આગળ** કુવો છે. માટે, આમાં પાસે, ઉપર, આગળ, નામયોગી અવ્યયો છે.

**૩ ઉભયાન્વયી અવ્યય**—જે અવ્યય બે પદ કે બે વાક્યને જોડે છે તે ઉભયાન્વયી અવવ્યય કહેવાય છે.

(ઉભય = બે + અન્વયી = જોડનારા)
જેવાં કે—અને, ને, એટલે, પણ, જો, તો, કે, વગેરે.

**૪ કેવળ પ્રયોગી અવ્યય**—જે અવ્યય વાકયમાંનાં પદો સાથે સંબધ નહિ રાખતાં તદ્દન નિરાળા રહે છે ને હર્ષ, શોક, વગેરે લાગણી બતાવે છે તે કેવળ પ્રયોગી અવ્યય કહેવાય છે. જેમકે ઓહો, અરે રે, વાહ, વાહરે, રે, અધધધ અહાહા, આહા, વગેરે. (કેવળ = માત્ર + પ્રયોગી = વપરાએલાં.)

**ટીપ**—અવ્યયને જાતિ, વચન કે વિભક્તિના પ્રત્યય લાગતા નથી, પરંતુ કોઈ કોઈ વાર ક્રિયા વિશેષણ અવ્યયને વિભક્તિના પ્રત્યય લાગે છે. જેમકે, ત્યાંથી, અહીંનો, કયાંને, વગેરે. આવે વખતે તે અવ્યયો નામ કે સર્વનામના જેવું કાર્ય કરે છે.

## ૧૨. ક્રિયાપદના પ્રકાર.

ક્રિયા બતાવનારૂં ને વાક્ય બનાવનારૂં પદ ક્રિયાપદ.

પ્રકાર—સકર્મક, અકર્મક, ને ભાવકર્તૃક.

**સકર્મક**—જે ક્રિયાપદને કર્મ હોય તે. જેમકે, 'છોકરો પાઠ વાંચે છે' એમાં 'વાંચે છે' સકર્મક ક્રિયાપદ છે.

અકર્મક—જે ક્રિયાપદને કર્મ હોતું નથી તે—જેમકે, 'ગાય આવી.' તેમાં 'આવી' અકર્મક ક્રિયાપદ છે.

**ટીપ**—ગતિવાચક (જવું, આવવું, દોડવું, ફરવું, પડવું, ભમવું, ભટકવું, રખડવું, વગેરે) અને સ્થિતિવાચક (થવું, હોવું ઉંઘવું, બેસવું, રહેવું, વસવું, વગેરે) હંમેશાં અકર્મક થાય છે.

ભાવકર્તૃક—જે ક્રિયાપદનો કર્ત્તા ક્રિયાપદનો ભાવ હોય છે તે ભાવકર્તૃક ક્રિયાપદ કહેવાય છે. જેમકે 'પેટમાં દુઃખે છે, તેને સુઝતું નથી, તેને નિશાળમાં ગમે છે, આમાં દુખે છે, સુઝતું નથી ને ગમે છે, ભાવકર્તૃક છે, કેમકે તેમનો કર્ત્તા ક્રિયાપદનો ભાવ છે.

**ટીપ**—૧ કેટલાંક સકર્મક ક્રિયાપદોને કોઇવાર બે કર્મ હોય છે તેવે વખતે તે દ્વિકર્મક કહેવાય છે જેમકે 'હું તેને વાત કહું છું' એમાં 'કહું છું' દ્વિકર્મક ક્રિયાપદ છે, કેમકે તેમાં 'વાત' અને 'તેને' એવાં બે કર્મ છે. ૨ કેટલાંક (થવું, હોવું, બનવું, નીવડવું, દેખાવું, જણાવું, લાગવું, વગેરે, અકર્મક ક્રિયાપદોની ક્રિયા (વિધિ) અધુરી લાગે છે તેથી તે અપૂર્ણ વિધેયવાચક કહેવાય છે. જેમકે 'તે સારો નીવડ્યો' એમાં 'નીવડ્યો' અપૂર્ણ વિધેય વાચક અકર્મક ક્રિયાપદ છે.

## ૧૩ ક્રિયાપદનો ધાતુ.

જે મૂળ ઉપરથી ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપ થાય છે તે મૂળને ધાતુ કહે છે જેમકે, ચાલે છે, ચાલ્યો, ચાલશે, ચાલજે, ચાલ્યાં, ચાલ્યા, વગેરે ક્રિયાપદોમાં 'ચાલ' મૂળ છે, તેથી તે ક્રિયાપદોનો ધાતુ 'ચાલ' છે.

**ધાતુ શોધવાની રીત**—જે ક્રિયાપદનો ધાતુ શોધવો હોય તેની પહેલાં તું મૂકી આજ્ઞા કરવી. જેમકે 'તે જાયછે' 'તું જા' આજ્ઞા કરતાં 'જાય છે' ને બદલે 'જા' થાય છે તેથી 'જાય છે'નો ધાતુ 'જા'

**ધાતુના પ્રકાર**—મૂળધાતુ ને સાધિત ધાતુ. એક ધાતુ પરથી બીજા ધાતુ બને છે જેના પરથી એવા ધાતુ બને છે તે મૂળ **ધાતુ** અને જે ધાતુ બને છે તે **સાધિત ધાતુ** કહેવાય છે.

જેમકે, વંચાવ, બેસાડ, પાડ, કરાવ, વગેરે સાધિતધાતુ. છે.

**૧૪ ક્રિયાપદના કાળ**

ક્રિયાપદ ક્રિયા બતાવે છે તે સાથે ક્રિયા કયારે થાય છે તે પણ દર્શાવે છે. વખતના મુખ્ય ત્રણ પ્રકાર છે. ચાલતો, ગયો ને આવતો. એ ત્રણે વખત ક્રિયાપદ પરથી સમજાય છે તેથી ક્રિયાપદના ત્રણ મુખ્ય કાળ છે. વર્તમાનકાળ (ચાલતો વખત), ભૂતકાળ (ગયો વખત) ને ભવિષ્યકાળ (આવતો વખત)

**વર્તમાન કાળ દર્શક ક્રિયાપદો**—ચાલે, ચાલો, ચાલું, ચાલીએ, ચાલ, ચાલેછે, ચાલુંછું, ચાલીએ છીએ, ચાલોછો, ચાલવું, વગેરે.

**ભૂતકાળ દર્શક ક્રિયાપદો**—ચાલ્યો, ચાલી, ચાલ્યું, ચાલ્યા, ચાલ્યાં, ચાલતો, ચાલતી, ચાલતું, ચાલતા, ચાલતાં, ચાલત, વગેરે.

**ભવિષ્યકાળ દર્શક ક્રિયાપદો**—ચાલીશ, ચાલીશું, ચાલશે. ચાલશો, ચાલજે, ચાલજો, વગેરે.

**કાળના પ્રત્યય**—ધાતુને પ્રત્યય લાગવાથી ક્રિયાપદ બને છે તે પ્રત્યયો કાળદર્શક છે. માટે તે કાળના પ્રત્યય કહેવાય છે. જેવાકે, એ, ઉં, યો, શે, જો, વગેરે.

**વર્તમાનકાળના પ્રત્યય**—ઉં, ઇએ, અ, એ, ઓ, વો, વી, વું, વા, વાં,

**ભૂતકાળના પ્રત્યય**—યો, ઈ, યું, યા, યાં, લો, તી, તું, તા, તાં, એલો, એલી, એલું, એલાં, એલા, એલ, ત.

**ભવિષ્યકાળના પ્રત્યય**—ઈશ, ઈશું, શે, શો, જે, જો.

## ક્રિયાપદના અર્થ.

ક્રિયાપદ ક્રિયા સાથે નિશ્ચય, સંશય, શક, વિધિ, વગેરે અર્થ બતાવે છે તે ક્રિયાપદના અર્થ કહેવાય છે ક્રિયાપદના મુખ્ય અર્થ ત્રણ છે. નિશ્ચયાર્થ કે સ્વાર્થ, સંકેતાર્થ, ને આજ્ઞાર્થ, વિધ્યર્થ કે આશીર્વાદાર્થ.

**સ્વાર્થ બતાવનારાં ક્રિયાપદો**—બેસે, બેસે છે, બેઠો, વગેરે

**સંશયાર્થ કે સંકેતાર્થ બતાવનારાં ક્રિયાપદો**—બેસે, બેસત, બેસશે, વગેરે.

**આજ્ઞાર્થ, વિધ્યર્થ કે આશીર્વાદાર્થ બતાવનારાં ક્રિયાપદો**—બેસ, બેસો, બેસવું, બેસજે, બેસજો, સુખી રહો.

ટીપ—સ્વાર્થને કેટલાક નિશ્ચાયાર્થ પણ કહે છે.

## ૧૫ ક્રિયાપદનો નાથ.

ક્રિયાપદને પુરુષ, જાતિ ને વચન લાગે છે.

'થાઉં છું' (પહેલો પુરુષ, એકવચન)

'થઈએ છીએ' (પહેલો પુરુષ, બહુવચન)

'થશો' (બીજો પુરુષ, બહુવચન)

'ગયા' (નરજાતિ, બહુવચન)

'ગયું' (નાન્યતર જાતિ, એકવચન)

'ગયા હશે' (નરજાતિ, ત્રીજો પુરુષ, બહુવચન)

ક્રિયાપદને બીજાં પદ પ્રમાણે જાતિ, પુરુષ ને વચન લાગે છે.

તેથી જે શબ્દ પ્રમાણે ક્રિયાપદને જાતિ, પુરુષ ને વચન લાગે તે તેનો નાથ (ધણી) કહેવાય છે.

'છોકરો આવ્યો' એમાં 'આવ્યો' ક્રિયાપદનો નાથ 'છોકરો'

'છોકરે વાત કરી' એમાં, 'કરી' ક્રિયાપદનો નાથ 'વાત' છે.

'છોકરે નિશાળે 'જવું' એમાં, 'જવું' ક્રિયાપદનો નાથ, ક્રિયાનો ભાવ છે'.

**ક્રિયાનાથ કોણ કોણ થઈ શકે?**—કર્તા, કર્મ કે ક્રિયાનો ભાવ. ઉપરનાં ત્રણ વાકયો પૈકી પહેલામાં કર્તા, બીજામાં કર્મ, ને ત્રીજામાં ક્રિયાનો ભાવ ક્રિયાનાથ છે.

**કર્તા ક્રિયાનાથ ક્યારે થાય?**—કર્તા પહેલી વિભકિતમાં હોય ત્યારે.

**કર્મ ક્રિયાનાથ ક્યારે થાય?**—ક્રિયાપદ સકર્મક હોય ને કર્તા પહેલી વિભકિતમાં ન હોય ત્યારે.

**ભાવ ક્રિયાનાથ ક્યારે થાય?**—૧. ક્રિયાપદ અકર્મક હોય ને કર્તા પહેલી વિભકિતમાં ન હોય ત્યારે, ૨. ક્રિયાપદ ભાવકર્મક હોય ત્યારે.

**ભાવ ક્રિયાનાથ હોય ત્યારે ક્રિયાપદની સ્થિતિ**—ત્રીજો પુરુષ, નાન્યતર જાતિ ને એકવચન

## ૧૭ ક્રિયાપદના પ્રયોગ.

ક્રિયાપદ કર્તા, કર્મ, કે ભાવના અર્થમાં વપરાય છે તેથી ક્રિયાપદની તેવી વપરાશને પ્રયોગ કહે છે. મુખ્ય પ્રયોગ ત્રણ છે. કર્તરિ, કર્મણિ ને ભાવે.

**કર્તરિ પ્રયોગ**—કર્તાના અર્થમાં વપરાશ (કર્તા ક્રિયાનાથ થાય ત્યારે.)

**કર્મણિ પ્રયોગ**—કર્મના અર્થમાં વપરાશ (કર્મ ક્રિયાનાથ થાય ત્યારે.)

**ભાવે પ્રયોગ**—ભાવના અર્થમાં વપરાશ (ભાવ ક્રિયાનાથ થાય ત્યારે.)

## ૧૮ કૃદંતો.

કેટલાંક પદો વાકયમાં એવાં હોય છે કે જે ક્રિયા બતાવે છે. પરંતુ વાક્ય બનાવતાં નથી તે કૃદંતો કહેવાય છે. જેમકે ચાલતું, ચાલ્યું ચાલેલું, ચાલીને, ચાલવાનું, ચાલનાર, ચાલવું, વગેરે.

**કૃદંતોના કાળ પ્રમાણે પ્રકાર**—વર્તમાન કૃદંત, ભૂત કૃદંત, ભવિષ્ય કૃદત ને સામાન્ય કૃદંત.

**કૃદંતોના પ્રત્યયો—**

**વર્તમાન કૃદત**—તો, તી, તું, તા, તાં.

ભૂતકૃદંત—યો, ઈ, યું, યા, યાં. એલો, એલી, એલું, એલા, એલાં, એલ.

અવ્યય ભૂત કૃદંત—ઇ, ઇને, તાં.

ભવિષ્ય કૃદંત—વાનો, વાની, વાનુ, વાના, વાનાં, નારો, નારી, નારૂં, નારા, નારાં, નાર.

સમાન્ય કૃદંત—વો, વી, વું, વા, વાં.

## ૧૯ કૃદંતનો ઉપયોગ.

કૃદંતો વાકયમાં બે કામ કરે છે—૧ નામ, વિશેષણ કે અવ્યયનું ૨ મુખ્ય ક્રિયાપદનું.

**કૃદંત નામ**—જ્યારે કૃદંત નામ તરીકે વપરાય છે ત્યારે તે કૃદંત નામ કહેવાય છે.

'કહેવું' સહેલું છે પણ કરવું' અઘરું છે.

'મારું કહેલું હવામાં ગયું.'

'વાર્તા કહેનાર સાંજે આવ્યો છે'

ઉપલાં વાકયોમાં મોટાં છાપેલાં કૃદંતો નામ છે.

**ટીપ**—અવ્યય ભૂત કૃદંત સિવાયનાં બધાં કૃદંતો નામ તરીકે વપરાય છે.

**સાહાય્ય કારક ક્રિયાપદો**—માત્ર છ ને હો ધાતુનાં ક્રિયાપદો જ કાળમાં સાહાય્ય કરી શકે છે તેથી તેનાં રૂપોજ સાહાય્યકારક ક્રિયાપદો થઇ શકે છે.

## ૨૧ મિશ્રકાળ.

મુખ્ય ને સાહાય્ય કારક ક્રિયાપદો મળીને એક ક્રિયાપદ બને છે ત્યારે તે ક્રિયાપદને બે કાળ હોય છે. એક મુખ્ય ક્રિયાપદનો ને બીજો સાહાય્યકારક ક્રિયાપદનો. આવે વખતે તે ક્રિયાપદનો કાળ મિશ્રકાળ કહેવાય છે.

'આવ્યો છે' (ભૂતવર્તમાન કાળ.)

'આવતો હતો' (વર્તમાન ભૂતકાળ.)

'આવેલો હશે' (ભૂત ભવિષ્ય કાળ.)

'આવનાર હતો' (ભવિષ્ય ભૂતકાળ.)

'આવનાર છે' (ભવિષ્ય વર્તમાનકાળ.)

'આવ્યો હતો' (ભૂત ભૂત—દ્વિત્વ ભૂતકાળ.)

**મિશ્રકાળ બોલવાની રીત**—મુખ્ય ક્રિયાપદ જે કાળનું કૃદંત હોય તે કાળની સાથે સાહાય્યકારક ક્રિયાપદનો કાળ બોલવો.

**મિશ્રકાળના ક્રિયાપદનો ધાતુ**—મિશ્રકાળવાળાં ક્રિયાપદો

*ધાતુ બોલતી વખતે માત્ર મુખ્ય ક્રિયાપદનોજ ધાતુ બોલાય છે 'આવ્યો છે' તેનો ધાતુ 'આવ' 'જનાર હતો' તેનો ધાતુ 'જા'.

## ૨૨ સંયુક્ત ક્રિયાપદો

કેટલીક વાર બે જુદા જુદા ધાતુઓનાં રૂપો સાથે આવીને એકજ ક્રિયાનો બોધ કરે છે એવે વખતે જુદા જુદા ધાતુનું બનેલું ક્રિયાપદ સંયુક્ત ક્રિયાપદ કહેવાય છે. 'બેસીજા' એમાં 'બેસ' ને 'જા' ધાતુ છે. પરંતુ ક્રિયા માત્ર બેસવાની જ છે તેથી તે સંયુક્ત ક્રિયાપદ કહેવાય છે.

**સંયુક્ત ક્રિયાપદો**—બેસીજા, નાખીદે, કાઢી નાખ, મારી નાખ, નમી પડ, પૂછી લે, લેવા માંડ, વગેરે.

**સંયુક્ત ક્રિયાપદનું સ્વરૂપ**—સંયુક્ત ક્રિયાપદમાં બે જુદા જુદા ધાતુનાં રૂપો હોય છે. તેમાંનું પહેલું રૂપ ઘણું કરીને અવ્યય ભૂત કે સામાન્ય કૃદંત જેવું હોય છે, ને બીજું રૂપ કાળદર્શક હોયછે.

## ૨૩ પદચ્છેદના નમુના.

પદચ્છેદ કરવો એટલે અમુક પદ ક્યા વર્ગમાં આવે છે તે કહેવું ને તેને લગતી હકીકત કહેવી.

**કોઈની**—અનિશ્ચિત સર્વનામ, સામાન્ય જાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એક વચન, 'મજાક' સાથે સંબંધ.

**મજાક**—ભાવવાચક નામ, નારી જાતિ, નામાર્થે પહેલીનું એકવચન, (કરવીનું કર્મ છે, પણ કર્મનો અર્થ ક્રિયાપદમાં આવી ગયો છે, માટે નામાર્થે પહેલી.)

**કરવી**—કર્તા આપણે, કર્મ મજાક, માટે સકર્મક ક્રિયાપદ, કર ધાતુ, વિધ્યર્થ વર્તમાનકાળ, ક્રિયાનાથ મજાક, નારી જાતિ, એકવચન, સકર્મક કર્તરિ પ્રયોગ.

એ— દર્શક સર્વનામ, નાન્યતર જાતિ, નામાર્થે પહેલીનું એકવચન, 'છે' નો કર્તા.

ખોટું—વિકારી વિધિવાચક વિશેષણ, વિશેષ્ય 'એ'.

છે—કર્તા 'એ' 'કર્મ નથી' માટે અકર્મક ક્રિયાપદ, 'છ' ધાતુ, સ્વાર્થ વર્તમાનકાળ, ક્રિયાનાથ 'એ' ત્રીજો પુરુષ, એકવચન, કર્તરિ પ્રયોગ.

## વાકય પૃથક્કરણ.

વાકયના વિભાગ કરવા તેને વાકય પૃથક્કરણ કહે છે.

વાકયના મુખ્ય બે ભાગ છે-ઉદ્દેશ્યપક્ષ ને વિધેયપક્ષ ઉદ્દેશ્ય પક્ષના બેવિભાગ છે—ઉદ્દેશ્ય ને વિદ્દેશ્યવર્ધક. વિધેયના બે વિભાગ છે-ક્રિયાને ક્રિયાપૂરક.




'ભક્ત જનો સવારમાં પ્રભુનું ભજન કરે છે.' આ વાક્યમાં 'ભક્તજનો' ઉદ્દેશ્ય પક્ષ, અને 'સવારમાં પ્રભુનું ભજન કરે છે, એ વિધેય પક્ષ છે.

'ભક્ત જનો' પૈકી 'ભક્ત' ઉદ્દેશ્યવર્ધક ને 'જનો' ઉદ્દેશ્ય છે. 'સવારમાં પ્રભુનું ભજન કરે છે' તેમાં 'પ્રભુનું ભજન કરે છે' એ વિધેય ને 'સવારમાં' વિધેયવર્ધક છે.

'પ્રભુનું ભજન કરે છે.' તે પૈકી 'કરે છે' ક્રિયા ને 'પ્રભુનું ભજન' ક્રિયાપૂરક છે.

## નમુનો.

| વાકય. | ઉદ્દેશ્યપક્ષ | | વિધેયપક્ષ. | | |
|---|---|---|---|---|---|
| | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્ય-વર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
| | | | ક્રિયા | ક્રિયાપૂરક | |
| ૧ ભક્તજનો સવારમાં પ્રભુનું ભજન કરે છે. | જનો | ભક્ત | કરે છે | પ્રભુનું ભજન | સવારમાં(કાળ) |
| ૨ તે કેવો સુંદર દેખાય છે ! | તે | ... | દેખાય છે | કેવો સુંદર | |
| ૩ તેણે રાજાની આજ્ઞા તોડી છે. | તેણે | ... | તોડી છે | રાજાની આજ્ઞા | |
| ૪ મારાથી જવાયું નહિ | (ભાવ) | ... | જવાયું નહિ | | મારાથી (કર્તા) |

## વ્યુત્પત્તિ.

વિ= વધારે + ઉત્પત્તિ = ઉત્પન્ન થવું તે= શબ્દોનું વધારે ઉત્પન્ન થવું તે, નવા નવા શબ્દો બનાવવાની ક્રિયા.

**શબ્દોના પ્રકાર—એકાક્ષરી ને અનેકાક્ષરી.**

**એકાક્ષરી શબ્દો**—એક અક્ષરના બનેલા શબ્દો જેવાકે—મા, બા, ચા, પા, આ, દે, તું, હું, વગેરે.

**અનેકાક્ષરી શબ્દો**—એક કરતાં વધારે અક્ષરના બનેલા શબ્દો—જેવાકે—બાપા, કલમ, રાજપુત્ર, અમદાવાદ, લલિતાશંકર, વગેરે.

**શબ્દોના બીજી રીતે પ્રકાર**—એકાકી ને બે કે તેથી વધારે શબ્દના બનેલા.

**એકાકી શબ્દો**—એકજ શબ્દના બનેલા શબ્દ, એટલે જેના ભાગ પાડતાં જેમાંથી બીજા શબ્દો હાથ લાગતા નથી તેવા શબ્દ, જેવાકે, બા, ખેડા, ખુરસી, અહમદ, વગેરે.

**બે કે તેથી વધારે શબ્દના બનેલા શબ્દો**—જેના ભાગ પાડતાં જેમાંથી બીજા શબ્દો હાથ લાગે છે તેવા શબ્દો. જેવા કે અહમદાબાદ (અહમદ+આબાદ), ચાંપાનેર ( ચાંપો+નેર. ), ચતુરાનન (ચતુર્+ આનન), રાજકુંવર ( રાજા + કુંવર), વગેરે. આવા શબ્દોને **સામાસિક શબ્દો**—કહે છે, કેમકે તે બે કે વધારે શબ્દનો મેળાપ (સમાસ) થવાથી બન્યા છે.

**સમાસ.**

બે કે તેથી વધારે શબ્દોના એકઠા મળવાને સમાસ કહે છે. સમાસ એટલે એકઠા મળવું તે.

**વિગ્રહ.**

સામાસિક શબ્દોના ભાગોને જુદા પાડી અર્થ કરી બતાવવાની ક્રિયાને વિગ્રહ કહે છે. વિગ્રહ એટલે જુદા પાડવું. જેમકે 'મહાદેવ ' એ સામાસિક શબ્દ છે તેના ભાગોને જુદા પાડયા તો

મહા = મોટો + દેવ = દેવ, એટલે મોટો દેવ તે મહાદેવ. આમ કરી બતાવ્યું તે 'મહાદેવ' શબ્દનો વિગ્રહ કર્યો કહેવાય.

**સમાસના પ્રકાર.**

જુદા જુદા સામાસિક શબ્દનો વિગ્રહ કરી અર્થ કરતાં તેમાં તફાવત માલમ પડે છે તે ઉપરથી સમાસના મુખ્ય ૭ પ્રકાર પડે છે તેનાં નામ—દ્વંદ્વ સમાસ, તત્પુરુષ સમાસ, કર્મધારય સમાસ, દ્વિગુ સમાસ, બહુ વ્રીહિ સમાસ, અવ્યયીભાવ સમાસ ને મધ્યમ પદલોપી સમાસ.

**૧ દ્વંદ્વ સમાસ.** ( દ્વંદ્વ = જોડકું )

માબાપ = મા + બાપ = મા અને બાપ

સુખદુઃખ = સુખ = સુખ કે દુઃખ. આ સમાસનો વિગ્રહ કરી અર્થ સમજાવતાં વચ્ચે 'અને' અથવા 'કે' ઉમેરવા પડે છે.

**૨ તત્પુરુષ સમાસ.** (તત્ = તે + પુરુષ)

ધરધણી = ધર + ધણી = ધરનો ધણી.

જગજાહેર = જગ + જાહેર = જગ**માં** જાહેર.

ભયભીત = ભય + ભીત – બીધેલું = ભય**થી** બીધેલું.

આ સમાસનો વિગ્રહ કરી અર્થ સમજાવતાં વચ્ચે **વિભક્તિના પ્રત્યય** ઉમેરવા પડે છે. તત્પુરૂષ સમાસના નીચે મુજબ ૭ પ્રકારછે.

**દ્વિતીયા તત્પુષ**—બીજી વિભક્તિનો પ્રત્યય ઉમેરવો પડે તેવો તત્પુરુષ.

પારંગત = (પાર + ગત – ગએલું ) છેડાને ગએલું.

ગરમી માપક=(ગરમી + માપક ) ગરમીને માપનાર.

**તૃતીયાતત્પુરુષ**—ત્રીજી વિભક્તિનો પ્રત્યય ઉમેરવો પડે તેવો તત્પુરુષ.

અહમદાવાદ = ( અહમદ + આબાદ – વસાવેલું ) અહમદે વસાવેલું.

વાલ્મીકિકૃત = ( વાલ્મીકિ + કૃત – કરેલું,) વાલ્મીકિએ કરેલું.

**ચતુર્થી તત્પુરુષ**—ચોથી વિભક્તિનો પ્રત્યય ઉમેરવો પડે તેવો તત્પુરુષ.

ગૌગ્રાસ = (ગૌ – ગાય + ગ્રાસ – કોળીઓ) ગાયને માટે કોળીઓ.

**પંચમી તત્પુરુષ**—પાંચમીનો પ્રત્યય ઉમેરવો પડે તેવો તત્પુરુષ.

પદભ્રષ્ટ = ( પદ – ગાદી + ભ્રષ્ટ – પડેલો ) ગાદીથી પડેલો.

દેશનિકાલ = (દેશ + નિકાલ–છુટકો ) દેશથી છુટકો.

**ષષ્ઠી તત્પુરુષ**—છટ્ટી વિભકિતના પ્રત્યય ઉમેરવા પડે તેવો તત્પુરુષ.

હાડપિંજર= (હાડ–હાડકાં + પિંજર–પાંજરૂં) = હાડકાનું પાંજરૂં

દયાનિધિ = (દયા + નિધિ–ભંડાર) = દયાનો ભંડાર

**સપ્તમી તત્પુરુષ**—સાતમી વિભક્તિના પ્રત્યય ઉમેરવા પડે તેવો તત્પુરુષ.

વનવાસ = (વન + વાસ) = વનમાં વસવું તે

યુધિષ્ઠિર = (યુધિ + સ્થિર) = યુદ્ધમાં સ્થિર.

### ૩ કર્મધારય સમાસ.

મહાદેવ = મહા + દેવ = મોટો દેવ.

સંસાર સાગર = સંસાર + સાગર = સંસાર રૂપી સાગર.

ચંદ્રમુખ = ચંદ્ર + મુખ = ચંદ્રજેવું મુખ.

આ સમાસનો વિગ્રહ કરી અર્થ સમજતાં કશું ઉમેરવું પડતું

નથી પણ તેમાંનાં પદો પૈકી પહેલું પદ વિશેષણ ને બીજું પદ વિશેષ્ય હોય છે. અથવા એક પદના અર્થ સાથે બીજા પદનો અર્થ સરખાવ્યો હોય છે તેથી પદો એક વિભક્તિમાં હોય છે.

કર્મ = ક્રિયા + ધારય = ધારનાર = એકજ ક્રિયા રાખનાર.

૪ દ્વિગુ સમાસ,

ત્રિભુવન = ત્રિ + ભુવન = ત્રણ ભુવન

આ સમાસનો વિગ્રહ કરતાં કશું ઉમેરવું પડતું નથી પણ તેનાં પદો પૈકીનું પહેલું પદ સંખ્યાવાચક વિશેષણ છે.

૫ બહુવ્રીહિ સમાસ.

દ્વિદળ = દ્વિ–બે + દળ = બે છે દળ જેને એવી (વનસ્પતિ.)

ત્રિનેત્ર = ત્રિ–ત્રણ + નેત્ર. ત્રણ નેત્ર છે જેને એવા (મહાદેવ)

આ સમાસનો વિગ્રહ કરી અર્થ સમજાવતાં 'જે' સર્વનામનું પહેલી વિભક્તિ સિવાયનું રૂપ વાપરવું પડે છે, તેથી તેનું પહેલું પદ વિશેષણ ને બીજું પદ વિશેષ્ય છે અને આખો શબ્દ વિશેષણ થાય છે.

૬ અવ્યયીભાવ સમાસ.

યથાશક્તિ = યથા–પ્રમાણે + શક્તિ = શક્તિ પ્રમાણે.

આ સમાસનો વિગ્રહ કરી અર્થ સમજાવતાં કશું ઉમેરવું પડતું નથી પરંતુ તેનું પહેલું પદ અવ્યય હોય છે ને આખો શબ્દ અવ્યય તરીકે વપરાય છે.

૭ મધ્યમપદ લોપી સમાસ.

ગોળકેરી = ગોળ + કેરી = ગોળમાં આથેલી કેરી.

આ સમાસનો વિગ્રહ કરી અર્થ સમજાવતાં વચ્ચે કેટલાક

શબ્દો ઉમેરવા પડે છે તેનો સમાસ કરતાં વચલા પદનો લોપ થએલો છે તેથી મધ્યમ પદ લોપી સમાસ કહેવાય છે.

## પાઠમાંના સામાસિક શબ્દોની વ્યુત્પત્તિ.

અજબાળ = અજ—બકરી + બાળ = બકરીનું બચ્ચું (ષ • ત • સ)

અજશાવ = અજ—બકરી + શાવ—બચ્ચું = બકરીનું બચ્ચું ( ષ -

અન્નદાતા = અન્ન+દાતા—આપનાર=અન્નઆપનાર ( દ્વિ — ત - સ.)

અષ્ટખૂણુ = અષ્ટ—આઠ + ખૂણ = આઠખૂણા જેને છે તે (આકૃતિ) (બ - સ.)

કરોડરજ્જુ = કરોડ + રજ્જુ—દોરી = કરોડનાં હાડકામાં રહેલી જ્ઞાનતંતુની દોરી (મ - સ.)

કુંભકર્ણ = કુંભ—ઘડો + કર્ણ—કાન = ઘડા જેવા છે કાન જેના તે, રાવણનો ભાઇ (બ - સ.)

ખટપદ = ષટ—છ + પદ—પગ = છ પગછે જેને તે ભમરો. (બ - સ.)

ગુરુભકિત = ગુરુ + ભકિત = ગુરુની ભકિત (ષ - ત - સ.)

ગોરજ = ગો—ગાય + રજ = ગાયના પગથી ઉડેલીરજ(મ - સ.)

ગોળાર્દ્ધ = ગોળ + અર્દ્ધ = અર્ધો ગોળો ( દ્વિ - સ.)

જહાંગીર = જહાં + ગીર—જીતનાર = દુનિયાને જીતનાર (દ્વિ - ત - સ.)

જળાશય = જળ + આશય—સ્થાનક = પાણીનું સ્થાન (ષ - ત - સ.)

જાનમાલ = જાન—જીવ = જીવ ને માલ (દ્વં - સ.)

ત્રિલોક = ત્રિ—ત્રણ = ત્રણ લોકનો સમૂહ(દ્વિ - સ.)

દંડકારણ્ય = દંડક + અરણ્ય–વન = દંડક નામનું વન(ક - સ)

દિગંબર = દિક્ + અંબર = દિશા રૂપી વસ્ત્ર જેને છે તે (બ = સ.)

દીર્ઘદૃષ્ટિ = દીર્ઘ–લાંબી + દૃષ્ટિ–નજર = લાંબીનજર (ક - સ.) અથવા લાંબી છે નજર જેની તે (બ – સ.)

દુર્મતિ = દુર–નઠારી + મતિ–બુદ્ધિ = જેની બુદ્ધિ નઠારી છે તે (બ - સ) ;

દેશાન્તર = દેશ + અન્તર–બીજો = બીજો દેશ (દ્વિ - સ.)

દેશાટન = દેશ + અટન–ફરવું તે (સ - ત - સ)

ધર્મદારા = ધર્મ + દારા–સ્ત્રી = ધર્મ પ્રમાણે પરણેલી સ્ત્રી (મ - સ)

નાટારંભ=નાટ– નાટક + આરંભ–શરૂઆત=નાટકની શરુઆત ( ષ. ત. સ. )

પકવાન=પકવ–પાકેલું+ અન્ન= પાકેલું અન્ન. ઘી, ગોળ, લોટ, મેળવીને બનાવેલી મિઠાઇ. ( ક - સ. )

પરમાર્થ=પરમ–મોટો+અર્થ–મતલબ=મોટી મતલબ ( ક. સ. )

પ્રાણવાયુ=પ્રાણ–જીવ+વાયુ=જીવનું રક્ષણ કરનારો વાયુ(મ.સ.)

પારદર્શક= પાર– છેડો + દર્શક – દેખાડનાર = છેડાને દેખાડનાર ( દ્વિ, ત. સ. )

પેગંબર=પેગામ–સંદેશો+બર–લાવનાર=સંદેશો લાવનાર(દ્વિ.ત.સ.)

બાબુલમક્કા=બાબુલ–દરવાજો+મક્કા=મક્કાનો દરવાજો (ષ.ત.સ.)

ભીષ્મપિતામહ=ભીષ્મ + પિતામહ – દાદો = ભીષ્મ એજ દાદો ( ક. સ. )

મણિમય=મણિ + મય – ભરેલું = મણિથી ભરેલું (પં.ત.સ.)

મતભેદ=મત — વિચાર + ભેદ — તફાવત = વિચારમાં તફાવત ( સ. ત. સ. )

મદ્યાર્ક=મદ્ય — દારૂ + અર્ક—સત્ત્વ = દારૂનું સત્ત્વ (ષ; ત. સ.

મનોહર=મનસ્ — મન + હર — હરનાર = મનને હરનાર ( દ્વિ. ત. સ. )

મયુરાસન=મયુર — મોર + આસન — બેઠક = મોર બેસાડેલી બેઠક ( મ. સ. )

મહાસાગર =મહા + સાગર = મોટો સાગર ( ક. સ. )

મૂર્તિપૂજક=મૂર્તિ + પૂજક = મૂર્તિને પૂજનાર ( દ્વિ. ત. સ. )

યુધિષ્ઠિર=યુધિ — યુદ્ધમાં + સ્થિર = યુદ્ધમાં સ્થિર (સ.ત.સ.)

રણછોડ=રણ — દેવું + છોડ — છોડનાર = દેવામાંથી છોડનાર ( પં. ત. સ. )

રૂપાન્તર=રૂપ + અંતર — ફેરફાર = રૂપમાં ફેરફાર (સ. ત. સ.)

લગ્નવિધિ=લગ્ન + વિધિ — ક્રિયા = લગ્નની ક્રિયા (ષ.ત.સ.)

વજ્રપાત=વજ્ર — ઇંદ્રનું હથિયાર + પાત — પડવું તે =વજ્રનું પડવું તે ( ષ. ત. સ. )

વણનિમિત્ત=વણ — વિના+નિમિત્ત — કારણ=કારણ વિના (અ. સ.)

વર્ણાશ્રમ=વર્ણ + આશ્રમ = વર્ણ અને આશ્રમ ( દ્વં. સ. )

વાયુશોષક=વાયુ + શોષક = વાયુને ચૂસી લેનાર (દ્વિ. ત. સ )

વિખવિષય=વખ —ઝેર + વિષય = ઝેર જેવા વિષય (ક. સ )

શ્વાસોચ્છ્વાસ =શ્વાસ + ઉચ્છ્વાસ = શ્વાસ ને ઉચ્છ્વાસ (દ્વં. સ,)

શ્વેતાંબર=શ્વેત — ધોળું + અંબર — વસ્ત્ર = ધોળું વસ્ત્ર જેને છે તે પ્રતિમા પૂજનારા ( બ. સ. )

શાંતિભરી=શાંતિ +ભરી—ભરેલી = શાંતિથી ભરેલી (પં.ત.સ.)

શાહજહાં=શાહ + જહાં-દુનિયા=દુનિયાનો શાહ. (ષ. ત. સ.)

શૂલપાણિ=શૂલ + પાણિ – હાથ = જેના હાથમાં શૂલ નામનું હથિયાર છે તે ( બ. સ. )

સત્પુરુષ=સત્ – સારો + પુરુષ = સારોપુરુષ ( ક. સ. )

સ્કોટલાંડ=સ્કોટ + લાંડ – દેશ =સ્કોટ લોકોનો દેશ (ષ.ત સ.)

સદુપદેશ=સદ્ – સારો + ઉપદેશ = સારો ઉપદેશ (ક. સ.)

સભાસદ=સભા + સદ – બેસનાર = સભામાં બેસનાર (સ.ત.સ.)

સર્વદમન=સર્વ + દમન – દુઃખદેનારો = બધાંને દુઃખદેનારો ( ચ. ત. સ. )

જ્ઞાનશક્તિ=જ્ઞાન + શક્તિ = જ્ઞાનરૂપી શક્તિ ( ક, સ. )

---

# પદાર્થપાઠ.

## પાઠ ૧ લો, હવા, વાયુ ને વરાળ.

**હવાના** ગુણ—દેખાતી નથી, રંગ વગરની **છે**, વાસ વગરની છે, ભારે છે ને વાયુ રૂપ છે.

**હવા ને વાયુમાં ફેર**—બંને એકજ છે. સ્થિર હોય તો હવા ને ગતિમાન હોય તો વા, કે પવન કહેવાય.

**હવા** પદાર્થ **છે તેનું** કારણ—તે જગા રોકે છે ને તેમાં ભાર છે.

**હવા જગા રોકે છે તેનો** પ્રયોગ—કાચની શીશીને પાણી ભરેલા વાસણમાં ઉંધી બુડાડીશું તો તેમાં પાણી ભરાશે નહિ તેથી સિદ્ધ થાય છે કે હવા જગા રોકે છે.

**હવામાં ભાર છે તેનો પ્રયોગ**—હવા ભરેલી શીશીને તોળી પછી વાયુશોષક યંત્રથી તેમાંની હવા શોષી લઇને તોળતાં વજન ઓછું થશે તેથી સિદ્ધ થાય છે કે હવામાં ભાર છે.

**વાતાવરણ**—પૃથ્વીની ચોતરફ વીંટાએલા વાના ઘેરને વાતાવરણ કહે છે.

**વાતાવરણનો ભાર**—એક મનુષ્ય પર હવાનો ભાર ૧૬ ટન એટલે લગભગ ૮૯૬ મણ છે.

**વાતાવરણનો ભાર લાગતો નથી તેનું કારણ**—હવાનું દબાણ શરીરના બધા ભાગપર સરખું થાય છે તેથી તેની અસર જણાતી નથી.

**પદાર્થનાં ત્રણ રૂપ**—ઘન, પ્રવાહી ને વાયુ.

**ઘન**—જેને કદ ને આકાર બંને હોય. લાકડું, પથ્થર, બરફ, વગેરે.

**પ્રવાહી**—જેને કદ છે પરંતુ આકાર નથી. પાણી, દૂધ, વગેરે.

**વાયુ**—જેને કદ ને આકાર બંને નથી. વરાળ, વાયુ, હવા વગેરે.

**હવામાંના વાયુ**—નૈટ્રોજન, ઓક્સિજન કે પ્રાણવાયુ, કાર્બોનિક એસિડગ્યાસ ને પાણીની વરાળ.

**હવામાંના વાયુનાં કામ**—

**નૈટ્રોજન**—૧ ઓક્સિજનની જલદી બાળવાની શક્તિને મંદ કરેછે
૨ વનસ્પતિ અને પ્રાણીઓનાં અંગોને પોષે છે.

**ઓક્સિજન**—૧ પ્રાણીઓ તેનો દમ લઇને જીવે છે.
૨. દીવો દેવતા તેની મદદથી બળે છે.

**કાર્બોનિક એસિડ ગ્યાસ**—વનસ્પતિ તેનો દમ લે છે.

પાણીની વરાળ—૧ વરસાદ, ધુમસ, ઝાકળ, કરા વગેરે તેથી થાય છે.
૨. પ્રાણીઓની ચામડી ફાટતી નથી.
૩. તેનાથી સંચા ચાલે છે.

પોતે બળે છે તેવા વાયુ—કોલ ગ્યાસ ને હૈડ્રોજન.

ઝેરીવાયુનું નામ—કાર્બોનિક એસિડગ્યાસ.

## પાઠ ૨ જો પડઘો.

પડઘો—ચોર અવાજનું પાછું ફરવું તે, પ્રતિધ્વનિ.

ધ્વનિ—અવાજ, હવામાં થતાં મોજાં.

**ધ્વનિ શી રીતે સંભળાય છે તેની સમજ**—હવામાં મોજાં ઉત્પન્ન થાય છે. તે ચાલતાં ચાલતાં કાનની અંદરના પડઘમ જેવા પડદા પર અથડાય છે એટલે કાનની ઇંદ્રિયદ્વારા મગજને જ્ઞાન થાય છે. તે જ્ઞાનથી ધ્વનિ સંભળાય છે.

**હવાનાં મોજાં કાનમાં ન આવે તો ધ્વનિ ન સંભળાય તેનો પ્રયોગ**—૧ કાન બંધ કરાવી અવાજ કરાવવો.

૨ કાચની બારીઓવાળા ઓરડામાં ઉભા રહી બહાર અવાજ કરાવવો.

**પ્રતિધ્વનિ કે પડઘો શી રીતે સંભળાય છે તેની સમજ**—ધ્વનિનાં મોજાં દિવાલ કે ખડક જેવી વસ્તુ સાથે અથડાય છે ત્યારે તે ત્યાંથી પાછાં ફરે છે ને બીજીવાર કાનમાં દાખલ થાય છે તેથી તેનો તેજ બોલ ફરીને સંભળાય છે તેનું નામ પ્રતિધ્વનિ કે પડઘો.

**પડઘો સંભળાય તેવાં સ્થાન**—૧ ડુંગર નજીકની તળેટી, ૨ ગભારા વાળાં દેવળ, ૩ ઉંડા કુવા, ૪ ઉંચા કિનારા વાળી નદીઓ કે તળાવો.

**ઘરમાં પડઘો સંભળાતો નથીતેનું કારણ**—હવાનાં મો-

જાની ગતિ દર સેકંડે ૧૧૪૦ ફૂટ છે તેથી ભીંતો સાથે અથડાઇને આવેલાં મોજાં ને મૂળનાં મોજાં વચ્ચે બહુ અંતર હોતું નથી એટલે ઘરમાં પડઘો સંભળાતો નથી.

**ગભારાવાળા દેવળમાં પડઘો સંભળાય છે તેનું કારણ**–ઘુમટને લીધે પ્રતિધ્વનિનાં મોજાં એકઠાં થઇને મોટા મોજાનો ભાસ કરે છે તેથી મોટો ને ઉંડો પડઘો સંભળાય છે.

## પાઠ ૩ જો. કોલસો ને ગ્યાસ.

**કોલસાના પ્રકાર**—૧ ખનીજ (ખાણુમાંથી નીકળે છે તે.)
૨ કૃત્રિમ (લાકડાંને બાળીને બનાવેલો.)

**ખનીજ કોલસાની ઉત્પત્તિ**—જુના સમયમાં ફર્ન ને તાડને મળતાં ઘણાં ને મોટાં ઝાડો હતાં. કાળાન્તરે મહાસાગરની રેલથી કે બીજા સબબથી તે ઝાડો પડી ગયાં, તેના પર કાદવ કીચડ, ને માટીના થર થતાં તે નીચે દબાતાં ચાલ્યાં. આ અવસ્થામાં તેમને હવા, પાણી, તાપ કે તડકો એમાંનું કંઇ મળ્યું નહિ. તેથી તે કાળાં ને કઠણ થઇ ગયાં તે કોલસો.

**હિંદમાં કોલસાની ખાણો**—૧ બંગાળામાં દામોદરા નદીના પ્રદેશમાં. ૨ મધ્યપ્રાંતમાં વર્ધા નદીના પ્રદેશમાં. ૩ આસામમાં ને ૪ બ્રહ્મદેશમાં ઇરાવદી નદીના પ્રદેશમાં.

**કોલસાનો ઉપયોગ**—૧ બળતણ તરીકે વપરાય છે.
૨ તેમાંથી નીકળતા કોલગ્યાસના દીવા થાય છે.
૩ તેમાંથી ડામર (ટાર) કઢાય છે તે ટારમાંથી રંગો નીકળે છે. ખાંડ નીકળે છે; ને વળી તે ટાર લાકડાં, પતરાં, પત્થર વગેરે પર ચોપડાય છે.

**કોલગ્યાસ કાઢવાનો પ્રયોગ**—તમાકુ પીવાની ચુંગી જેવામાં કોલસાનો ભુકો ભરવો. મોં મટોડીથી છાંદી લેવું. પછી તેને દેવતામાં તપાવવાં એટલે નાળચામાંથી વાયુ નીકળશે તે કોલગ્યાસ. નાળચાએ દિવાસળી સળગાવીને ધર્યાથી તે વાયુ દીવા માફક બળશે.

## પાઠ ૪ થો. ફુવારો.

ફુવારો—પાણીની સેર ઉંચે ઉડે તેવું સાધન કે યુક્તિ.

**ફુવારામાં પાણીની સેર ઉંચે ઉડે છે તેનું કારણ**—પાણીનો એવો નિયમ છે 'કે જેટલે ઉંચેથી આવે છે તેટલે ઉંચે ચઢવાને મથે છે.' હવે ફુવારામાં આવતા પાણીનું મૂળસ્થાન ફુવારાના મોઢાથી ઉંચું હોય છે એટલે પાણી ઉંચું ઉડે છે. નળમાં પાણી આવે છે તેનું કારણ પણ એજ છે.

**ફુવારાની સેર પાણીનાં મુળસ્થાન જેટલી ઉંચી જતી નથી તેનું કારણ**—૧ વાતાવરણની નડર. ૨ પૃથ્વીનું ખેંચાણ.

**ફુવારો વધુ ઉંચે પાણી ઉરાડે તેમ કરવાની યુક્તિ**—
૧ ફુવારાનું મોઢું પાણીના મૂળસ્થાન કરતાં બને તેટલું નીચું રાખવું.
૨ ફુવારાનું મોઢું બને તેટલું ઝીણું રાખવું.

## પાઠ ૫ મો. પારો ને ગરમી માપક યંત્ર.

**પારાના ગુણ**—પ્રવાહી, પાણી કરતાં ૧૩½ ગણો ભારે, પ્રકાશિત, રૂપા જેવો સફેદ. ચપળ, જલદી ન ઠરે તેવો, જલદી વરાળ ન થાય તેવો, બીજા પ્રવાહી માફક વસ્તુઓને નહિ ભીંજવનારો, ગરમી કે ઠંડીની થોડી પણ અસરને જણાવનારો.

**પારો શું છે?**—તે ધાતુ છે.

**ગરમીથી પ્રવાહી પદાર્થો ફુલે છે તે બતાવનારો પ્રયોગ**– બુચમાં પાતળી નળી બેસેલી હોય તેવી રંગીન પાણી ભરેલી કાચની શીશી લેવી. શીશી દેવતાપર કે દીવા પર ધરતાં નળીમાં પાણી ઉંચું ચઢેલું દેખાશે. દીવાપરથી શીશીને લઈ લેતાં પાણી ઉતરી પડતું દેખાશે. મતલબ કે ગરમીથી પાણી ફુલીને ઉંચું ચડે છે ને ગરમી જતાં સંકોચાઇને હેઠું ઉતરે છે. આ પ્રમાણે દરેક વસ્તુ ગરમીથી ફુલે છે ને ઠંડીથી સંકોચાય છે.

**ગરમીમાપક યંત્રનું વર્ણન**—બંને છેડેથી બંધ કરેલી કાચની નળીને લાકડાની યા પતરાની પટીમાં બેસાડેલી હોય છે. તેનો હેઠલો છેડો દડી જેવો હોય છે. તેમાં પારો ભરેલો હોય છે. પટીપર આંકડા માંડેલા હોય છે.

**બે પ્રકારનાં ગરમીમાપક યંત્રો**—૧. પહેલા પ્રકારના યંત્રમાં ઠાર બિન્દુએ ૦ ને ઉકાળ બિન્દુએ ૧૦૦ મૂકીને વચલા અંતરના ૧૦૦ ભાગ કે અંશ કરવામાં આવે છે. તેને સેન્ટિગ્રેડ થર્મોમિટર (ગરમીમાપક યંત્ર) કહે છે. ૨. બીજા પ્રકારના યંત્રમાં ઠાર બિન્દુએ ૩૨ ને ઉકાળ બિન્દુએ ૨૧૨ મૂકીને વચલા અંતરના ૧૮૦ ભાગ કે અંશ કરવામાં આવે છે. ઠારબિન્દુની નીચેના ભાગમાં તેના પ્રમાણમાં ૩૨ થી ૦ સુધી ભાગ કરેલા હોય છે. આ યંત્રને ફેરેનહેટ થર્મોમિટર કહે છે. આ યંત્રથી ઠારબિન્દુથી ઓછી ગરમી પણ માપી શકાય છે આ યંત્ર બહુ વપરાય છે.

**ગરમી માપવાની રીત**—જેની ગરમી માપવી હોય તેમાં યંત્ર ધરવાથી જે સ્થળે પારો સ્થિર રહે ત્યાં જે આંકડો હોય તેટલા અંશ તેની ગરમી સમજવી.

## પાઠ ૬ ઠ્ઠો હવાનું દબાણ અને બંબો.

**હવાનું દબાણ બતાવનારા પ્રયોગો—**

૧ કાચનો પ્યાલો લેવો, તેને છલાછલ પાણીથી ભરીને ઉપર કાગળ ઢાંકીને ઉંધો કરવો પછી હાથ લઈ લેવો તોપણ કાગળ કે પાણી પડશે નહિ. કાગળમાં પાણીનો ભાર ઝીલવાની શક્તિ નથી, પરંતુ કાગળપર હવા દબાણ કરે છે. તેથી કાગળ પડતો નથી.

૨ વેહવાળું ઢાંકણું લેવું, તે ઢાંકણાને પાણી ભરેલી શીશીપર ઢાંકી શીશીને ઉંચી વાળવી; તોપણ તેમાંથી પાણી પડશે નહિ કેમકે ઢાંકણાની ઉપર હવા નથી ને નીચેજ હવા છે એટલે નીચેની હવાના દબાણથી પાણી પડતું નથી.

૩ પાણી ભરેલા વાસણમાં કાચની નળી રાખી તેમાંની હવા ચૂસી લેતાંજ વાસણમાંનું પાણી નળીમાં ચડીને મોમાં આવે છે. કેમકે નળીમાં હવા ન હોવાથી બહારની હવાના દબાણથી પાણી નળીમાં ચડે છે.

૪ દાટો ખેંચતાજ પીચકારીમાં પાણી ચડે છે.

૫ બંબામાં પાણી ઉંચું ચડે છે.

**બંબાની રચના**—બંબાની રચના પીચકારીના જેવીજ છે. ફેર માત્ર એટલોજ છે કે બંબામાં નાળચા આગળ અને દાટામાં એકેક એવા બે પડદા હોય છે. તે પડદા ઉપલી મેરજ ઉઘડે છે આ પડદાને લીધે નળીમાં આવેલું પાણી પાછું જઈ શકતું નથી પણ પીચકારીમાં આવેલું પાણી બહાર નીકળી જાય છે.

**બંબાના પડદાનો ઉપયોગ**—જ્યારે બંબાના દાટાને ઉપર ખેંચવામાં આવે છે ત્યારે નાળચા આગળનો પડદો ઉઘડે છે તે રસ્તે

પાણી ઉપર જતું રહે છે. આમ પાણી ઉપર ને ઉપર જતાં બંબાના ઉપલા નળવાટે બહાર નીકળે છે.

**બંબાનો ઉપયોગ**—પાણી ઉંચે ચઢાવવા માટે વપરાય છે.

## પાઠ ૭ મો. હવાનું દબાણ ને વાયુભારમાપક યંત્ર

**વાયુભારમાપક યંત્રની બનાવટ**—એક છેડે બંધ હોય તેવી ૪૦ ઈંચ લાંબી કાચની નળીમાં ઠેક સુધી પારો ભરવો, પછી તેના મોંપર આંગળી રાખી તે નળીને પારો ભરેલા પ્યાલામાં ઉંધી મૂકવી, પછી આંગળી લઈ લેવી એટલે નળીમાંનો પારો નીચે ઉતરી પ્યાલામાંના પારાની સપાટીથી લગભગ ૨૮ ઈંચની ઉંચાઇએ સ્થિર રહેશે. હવાનું દબાણ કેટલું છે તે પારાના સ્તંભપરથી જણાશે. દબાણ વધારે હશે તો પારો ઉંચો રહેશે ને દબાણ ઓછું હશે તો પારો નીચે રહેશે.

**વાયુભારમાપક યંત્રનો શોધક**—ઈટાલી દેશનો વિદ્વાન **ટોરિસેલી.**

**વાયુનું જુદે જુદે સ્થળે દબાણ**—દરીઆની સપાટીએ ૩૦ ઇંચ. જેમ જેમ ઉંચા ચઢીએ તેમ તેમ ઓછું. એવી ગણતરી થઈ છે કે ૯૦૦ ફૂટ ઉંચે ચઢતાં પારો ૧ ઇંચ નીચે ઉતરે છે, કેમકે નીચેની હવા કરતાં ઉપરની હવા પાતળી હોવાથી ઓછું દબાણ કરેછે.

**પાણીપર હવાનું દબાણ**—પારા કરતાં પાણી ઘણુંજ હલકું છે તેની તેનાપર હવાનું દબાણ લગભગ ૩૨ ફૂટ છે તેથી બંબાવડે તેના કરતાં વધારે ઉંચું પાણી ચઢતું નથી.

**વાયુભારમાપક યંત્રનો ઉપયોગ**—૧ હવાનું દબાણ જાણી શકાય છે. ૨ પર્વતોની ઉંચાઇ માપી શકાય છે. ૩ વરસાદ વરસ-

વાના તેમજ તોફાન થવાના સમયની ખબર પડે છે તેથી ખલાસીઓને ચેનાવી શકાય છે.

**વરસાદ તેમજ તોફાન થવાના સમયની સમજ**—૧ હવામાં પાણીની વરાળ ઘણી હોય ત્યારે વરસાદ થવાનો સંભવ. હવે વરાળ હવા કરતાં હલકી છે એટલે વરસાદ વધારે હોય ત્યારે હવાનું દબાણુ કમી થાય છે ત્યારે પારો હેઠો ઉતરે છે એટલે વરસાદ થવાનું જણાય છે.

૨ કોઈ જગાની હવા એકાએક ગરમ થઇ હલકી થઈ જાય ત્યારે તે ઝટ ઉપર ચઢે છે, ત્યારે તેની જગા પૂરવાને આસપાસની હવા જોરથી ધસી આવે છે એટલે તોફાન થવાનો સંભવ. હવે હવા હલકી થતાં દબાણુ ઘટી જાય છે ને પારો એકદમ હેઠો ઉતરે છે ત્યારે પારો ઝડપથી હેઠો ઉતરે ત્યારે સમજવું કે તોફાન થવાનું છે.

**વાયુ ભારમાપક યંત્રની નોંધ રાખનારી કચેરી**—સીમલામાં છે.

**વાયુ ભારમાપક યંત્રનુ અંગ્રેજી નામ**—બેરોમિટર.

**બેરોમિટરના પ્રકાર**—પ્રવાહી પદાર્થવાળાં ને પ્રવાહીપદાર્થ વગરનાં.

**પ્રવાહી પદાર્થવાળાં**—૧ સીસ્ટર્ન—પાંચમી ચોપડીમાં છે તેવું.

૨ સાઇફોન.

**પ્રવાહી પદાર્થ વગરનાં**—એને રોઇડ બેરોમિટર.

**પારાના સ્તંભની ઉંચાઇપરથી વરસાદ વગેરે જાણવાનું પ્રમાણ.**

| | | | |
|---|---|---|---|
| ૩૧ ઇંચ. | હવા ઘણી સુકી. | ૨૯$\frac{3}{4}$ ઇંચ | વરસાદ તથા પવન. |
| ૩૦$\frac{1}{2}$ ,, | ,, સ્થિર. | ૨૯$\frac{1}{2}$ ,, | ઘણો વરસાદ. |
| ૩૦$\frac{1}{4}$ ,, | ,, સારી | ૨૯ ,, | તોફાન. |
| ૩૦ ,, | ,, ફેરફારથાયતેવી | ૨૮$\frac{3}{4}$ ,, | ભારે તોફાન. |

## પાઠ ૮ મો. એકદળ ને દ્વિદળ.

**વનસ્પતિ**—એકજ સ્થળે ઉગીને વધનાર સજીવ પદાર્થ.

**વનસ્પતિના મુખ્ય વર્ગ**—૧ સપુષ્પ. ૨ અપુષ્પ.

૧ **સપુષ્પ** (ફૂલવાળી)—આંબો, કેળ, વગેરે.

૨ **અપુષ્પ** (ફૂલ વગરની )—કાળો હંસરાજ( ફર્ન ), સેવાળ, લીલ, બિલાડીનો ટોપ, વગેરે.

**સપુષ્પના વર્ગ**—એકદળ ને દ્વિદળ.

૧ **એકદળ**—કેળ, નાળિએરી, સોપારી, ખજુરી, તાડ, ઘઉંનો છોડ, બાજરીનો છોડ, વગેરે.

૨ **દ્વિદળ**—આંબો, વડ, પીપળો, કઠોળના છોડ, વગેરે.

**એકદળ ને દ્વિદળ વચ્ચેનો તફાવત**—

૧ **મૂળિયાં**—એક દળનું મૂળ ટુંકા રેસાનું બનેલું છે ને તે રેસા જમીનમાં ઉંડા ઉતરતા નથી; પરંતુ દ્વિદળનું મૂળ લાંબું, જાડું, ઘણા ફાંસવાળું ને જમીનમાં ઘણું ઉતરેલું હોય છે; ને તેનાપર વાળ જેવા ઝીણા રેસા હોય છે.

૨ **થડ**— **અ** એકદળના થડને ડાળાં ફુટતાં નથી ને કવચિત ફૂટે છે તો ગાંઠોમાંથી ફુટે છે; પરંતુ દ્વિદળનાં થડને ડાળાં ફૂટે છે.

**બ** એકદળનું થડ થાંભલા જેવું છે એટલે હેડલો ભાગ ટોચ કરતાં વધારે જાડો હોતો નથી; પરંતુ દ્વિદળનું થડ ટોચે અણી પડતું ને હેઠલા ભાગમાં વધારે જાડું હોય છે.

**ક** એકદળના થડને છાલ હોતી નથી, દ્વિદળના થડને હોય છે.

**ડ.** એકદળના થડનો વચલો ભાગ પોચો ને ભાંગીને ભુકો થઇ જાય તેવો હોય છે, પરંતુ દ્વિદળના થડનો માંહેનો ભાગ ઘણોજ ઘટ ને કઠણ હોય છે.

ર્ ઍકદળનું થડ માંહેથી વધે છે ને દ્વિદળનું થડ બહારથી વધે છે.

ઌ ઍકદળનાં થડમાં રસ મધ્ય ભાગમા થઇને ઉપર જાય છે. પરંતુ દ્વિદળનાં થડમાં છાલ ને લાકડાની વચ્ચેથી રસ ઉપર જાય છે.

૩ પાંદડાં—અ ઍકદળનાં પાંદડાંમાં નસો સીધી હોય છે, પરંતુ દ્વિદળનાં પાંદડાંમાં વાંકાચૂંકી હોય છે.

ब ઍક દળનાં પાંદડાં સીધાં ફાટે છે. પરંતુ દ્વિદળનાં સીધાં ફાટતાં નથી.

क ઍકદળનાં પાંદડાં અજવાળા સામે ધરીએ તો નસની જાળ દેખાતી નથી પરંતુ દ્વિદળનાં પાંદડાંમાં દેખાય છે.

ड. ઍકદળનાં પાંદડાં સુકાઇને ચીમળાઇ જાય છે તો પણ ઝાડ પર લટકતાં રહે છે, પરંતુ દ્વિદળનાં પાકીને પીળાં થાય છે ત્યારે દાંડી સહીત એકદમ ખરી પડે છે.

इ. ઍકદળનાં પાંદડાં લાંબાં વધારે ને પહોળાં થોડાં હોય છે, પરંતુ દ્વિદળનાં પાંદડાંમાં લંબાઇ પહોળાઇમાં બહુ ફેર હોતો નથી.

ફુલ—ઍકદળનાં ફૂલોમાં પાંખડી ને પુંકેસર ત્રણ અથવા ત્રણનો ગુણાકાર હોય છે પરંતુ દ્વિદળનાં ફૂલોમાં પાંચ અથવા પાંચનો ગુણાકાર હોય છે.

ફળ—ઍકદળનાં ફળ ઘણે ભાગે લંબગોળ હોય છે પરંતુ દ્વિદળનાં ફળ ઘણે ભાગે ગોળ હોય છે.

બીજ—ઍકદળનાં બીજમાં બે ભાગ હોય છે—બીજપત્ર ને બીજાંકુર; પરંતુ દ્વિદળનાં બીજમાં ત્રણ ભાગ હોય છે. ફોતરું, બે દાળ ને બીજાંકુર.

## પાઠ ૯ મો ફૂલમાંથી ફળ બનવા વિષે.

**ફૂલના ભાગ**—૧ વજ (ઢાંકણું), ૨ પુષ્પકોશ કે પાંખડીવાળો ભાગ (ઢાંકણું) ૩ પુંકેસર કે નરતંતુ ને સ્ત્રીકેસર કે નારીતંતુ (ફળ બનાવનાર અવયવો.)

**પુંકેસરના ભાગ**—૧ તંતુ (તાંતણો) ૨ પરાગકોશ (પરાગનો ખજાનો.)

**પરાગકોશના ભાગ**—૧ પીઠ, ૨ પેટ.

**સ્ત્રીકેસરના ભાગ**—૧ અગ્ર કે ટોચ, ૨ નળી, ૩ બીજાશય.

**ફળ બનવાની રીત**—પુંકેસરનો પરાગકોશ પાકે છે ત્યારે તેમાંનો પરાગ સ્ત્રીકેસરના અગ્ર પર પડે છે. સ્ત્રીકેસરનું અગ્ર ચીકણું હોય છે એટલે પરાગ ત્યાં ચોંટી જાય છે. પરાગમાંથી ઝીણા તંતુ નીકળીને સ્ત્રીકેસરની નળીમાં ઉતરે છે, તે નળીમાં થઇને બીજાશયમાં જાય છે. બીજાશયમાં ફૂલનાં ઇંડાં ભરેલાં હોય છે. તે ઇંડામાં પરાગના તંતુ દાખલ થાય છે એટલે ફળ બંધાવા માંડે છે, બીજાશય વધીને ફળ બને છે ને ઇંડાં વધીને બી બને છે.

**પરાગના ફેલાવામાં મદદ કરનાર**—

૧ પતંગીઆં—ફૂલના રંગથી ખેંચાઇને આવે છે.
૨ ભમરા—ફૂલની સુગંધથી "
૩ મધમાખી—ફૂલના મધથી "
૪ પવન.

**પરાગનો ફેલાવો થવામાં બીજાંની મદદની જરૂરનાં કારણ**—

૧ કેટલાંક ફુલોમાં સ્ત્રીકેસર કે પુંકેસરમાંથી એકજ અવયવ હોય છે.

૨ કેટલાંક ફૂલોમાં સ્ત્રીકેસર પુંકેસર કરતાં ઉંચાં હોય છે.

૩ કેટલાંક ફૂલોમાં બંને સાથે પક્વ થતાં નથી.

## પાઠ ૧૦ મો. અફળ કે અપુષ્પ વનસ્પતિ.

**અપુષ્પ વનસ્પતિનાં નામ**—કાળો હંસરાજ (ફર્ન), સેવાળ, લીલ, ફુગ, બિલાડીનો ટોપ, કેટલાક દરિયાઈ છોડવા, ઊબ, ગેરૂ, આગીઓ, બેક્ટિરિઆ નામનાં જંતુ.

**હંસરાજનું વર્ણન**—તેનો છોડ છાંયડામાં ૨–૩ ફૂટ ઉંચો થાય છે. ગરમ મુલકમાં તે ૮–૧૦ ફૂટ ઉંચો થાય છે. તેને ખરેખર પાંદડાં હોતાં નથી જે પાદડાં જેવાં દેખાય છે તે થડ ને પાંદડાંની વચલી સ્થિતિ છે. તેની નસો ચિપિઆને આકારે છે.

**હંસરાજની ઉત્પત્તિ**—પાદડાંની હેઠલી બાજુએ કાળાશ પડતા દાણા હોય છે તે કાળી ડાઘા જેવા જણાય છે તેમાં બારીક ભુકો હોય છે દાણા પરિપક્વ થઇ ફાટે છે ત્યારે ભુકો જમીન પર પડે છે. જે સ્થળે ભુકો પડે છે ત્યાં પ્રથમ પ્યાલા જેવું ભીંગડું થાય છે. તેમાં ઉપલો ને હેઠલો એવા બે ભાગ હોયછે. હેઠલા ભાગમાંથી રેસા ફુટે છે તે ઉપલા ભાગમાં દાખલ થાય છે પછી ઉપલા ભાગ માંથી એક કાંટો નીકળે છે તેમાંથી હંસરાજનો છોડ ઉત્પન્ન થાય છે.

**સેવાળની ઉત્પત્તિ**—પાન ટોચે હોય છે તેપણ ઘણાંજ નાનાં હોયછે પાંદડાંના હેઠલા ભાગમાં પુંકેસરનો પિંડ (ગોળી) હોયછે તેની નજીકમાં સ્ત્રીકેસરનો પિંડ હોય છે પુંકેસરમાંથી રેસાજેવું નીકળી સ્ત્રીકેસરમાં જઈ તેની વૃદ્ધિ કરે છે. સ્ત્રીકેસરમાંથી એક દાંડી નીકળે છે તેનું મથાળું ટોપી જેવું હોય છે તે ટોપી ફાટે છે ત્યારે રેસાવાળો ગાભો થાય છે તેનાપર આંખો આવે છે તેમાંથી સેવાળ ઉત્પન્ન થાય છે.

## પાઠ ૧૧ મો, નાળિએરી ને બાવળ.

**નાળીએરી ક્યાં વધારે થાય છે?**—ગરમ દેશોમાં દરિયા કિનારે. હિંદમાં કોંકણમાં પુષ્કળ ને ગુજરાત તથા દક્ષિણમાં સાધારણ.

**વર્ણન**—એ ઝાડ એકદળીઉં, ૫૦થી૭૦ હાથ ઉંચું થાય છે, મથાળે ૧૫–૨૦ પાંદડાંનો જુમખો હોય છે. ૫૦–૬૦ વરસ લગી ફળે છે. મંજરી ફુટયા પછી ૧ વર્ષે ફળે છે. દરેક મંજરીમાં ૫થી ૫૦ નાળિએર હોય છે. સારી નાળિએરી પરથી દર વરસે ૪૦૦–૫૦૦ નાળિએર ઉતરે છે.

**ઉપયોગ**—તેનો દરેક ભાગ ઉપયોગમાં આવે છે તેથી તેને દુનિયાનું કલ્પવૃક્ષ કહે છે.

**થડ**—થાંભલા, મોભ, કુંભીઓ, ભારવટીઆં, પરનાળો, વગેરે બને છે.

**પાંદડાં**—છાપરાની છાજ, સાવરણીઓ ને બળતણ થાય છે.

**નાળિએરના રેસા**—કાથાના દોરડાં, દામણાં, સીકાં, જાળ, કામળા વગેરે બને છે. ગાદી તકીઆમાં પણ ભરાય છે.

**કાચલી**—હુક્કાનો ડોચો, પ્યાલા, તાસકો, બટન વગેરે બને છે તેમાંથી તેલ નીકળે છે. તેના કોલસા દાંત સાફ કરવાના કામમાં વપરાય છે.

**કોપરૂં**—ખવાય છે, ધારીપુરીમાં નંખાય છે, ને તેમાંથી તેલ નીકળે છે.

**રસ**—ગોળ બને છે, દારૂ બને છે ને ગરીબ લોકો પીએ છે.

**બાવળ ક્યાં ઉગે છે?**—ગરમ ને સુકા પ્રદેશમાં. હિંદમાં ગુજરાત, સિંધ, કચ્છ ને દક્ષિણમાં ઉગે છે.

વર્ણન—એ દ્વિદળ ઝાડ છે. તેની ડાળીપર શુળા હોય છે. પાંદડાં લાંબાં, સાંકડાં ને મિશ્ર હોય છે. ફુલ પીળા રંગનાં થાય છે.

ઉપયોગ—થડ—ખેતીનાં ઓજારો બને છે તથા બળતણ થાય છે.

ડાળાં—ખેતરના પાકને ફરતી વાડ થાય છે.

નાની ડાળી—દાતણ થાય છે.

છાલ—ચામડાં કમાવવાના કામમાં આવે છે.

ગુંદર—વસ્તુ ચોંટાડવાના તથા ખાવાના કામમાં આવે છે.

પરડા—બકરાં ખાય છે તથા ગરીબ લોકો અથાણું કરે છે.

પાંદડાં—બકરાં ખાય છે.

## પાઠ ૧૨ મો. સાગ ને વડ.

સાગ ક્યાં વધારે થાય છે?—જ્યાં ઘણો વરસાદ પડે છે ત્યાં. હિંદી શહેનશાહતમાં ગુજરાતની પૂર્વમાં, કોંકણમાં, ઘાટને મથાળે, મલબાર કિનારે, ને બ્રહ્મદેશમાં તેનાં મોટાં વન છે.

વર્ણન—સાગનું ઝાડ ૧૦૦–૧૨૫ હાથ ઉંચું થાય છે. તેના થડનો ઘેરાવો શુમારે ૨૦ ફુટ હોય છે. પાંદડાં ૧।।–૨ હાથ લાંબાં ને ૧ હાથ પહોળાં હોય છે. સાગ જંગલનો રાજા કહેવાય છે.

ઉપયોગ-લાકડું—ઈમારતી કામમાં, વહાણ બનાવવામાં તથા જાતજાતની ચીજો બનાવવામાં વપરાય છે.

પાંદડાં—કોઠારોનાં અસ્તરો ને છાપરાની છાજ થાય છે. તેમાંથી રંગ પણ નીકળે છે.

સાગના લાકડાના ગુણ—સીધું, ગાંઠા વગરનું, સડે નહિ તેવું, ઓપ ચઢે તેવું, ટકાઉ, મજબુત ને રંગે બદામીઉં.

વડ—હિંદમાં ઠામ ઠામ ઉગે છે.

**વર્ણન**—વડનું ઝાડ બહુ ઉંચું વધતું નથી પરંતુ ઘણું ફેલાય છે. તેના ફળને ટેટા કહે છે. તેનું બી રાઈના દાણા જેવડું થાય છે. ડાળી વાવવાથી તે ઉગે છે. બી વાવતાં બહુ વરસે મોટું ઝાડ થાય છે. તેનાં ડાળાંમાંથી મૂળ ફૂટીને લટકે છે તે વડવાઇ કહેવાય છે. વડવાઇ વધીને જમીનમાં ઉતરી ડાળાંને થાંભલારૂપે ટેકો આપે છે.

**ઉપયોગ**—વડ, ઉમરડો ને તુળસીથી હવા સુધરે છે. વડ ઘણો છાંયો આપે છે તેથી ઉનાળામાં તે ઝાડ બહુ પ્રિય લાગે છે. તેનું લાકડું પોચું છે ને સળી જાય છે, તેથી બળતણ સિવાય બીજા ઉપગમાં આવતું નથી. તેના ટેટા પંખી ખાય છે.

**કબીર વડ**—એ વડ નર્મદા નદીના બેટમાં છે. એક ઝાડમાંથી ૩૦૦—૪૦૦ ઝાડ થયાં છે ને તેમાંથી ૩૦૦૦—૪૦૦૦ ઝાડો થયાં છે. તેને હજારો ડાળો છે. એ વડ એટલો મોટો છે કે તેના છાંયડામાં ૧૫૦૦૦ માણસો સુખથી બેસી શકે. તેનાં થડો વચ્ચે ગલીઓ બની ગઈ છે. કહેવાય છે, કે કબીર ભકતે તે વડ વાવ્યો છે. છેટેથી પહાડ જેવો લાગે છે. દુનિયામાં એના જેવડો વડ બીજે ભાગ્યે હશે.

## પાઠ ૧૩ મો. નિશાળનો બગીચો.

**બગીચાના ફાયદા**—૧ બાળકોની અવલોકન શક્તિ ખીલે છે. ૨ જ્ઞાન મેળવવાની આતુરતા સતેજ થાય છે. ૩ પાંદડાં, ફૂલ, ફળ, વગેરેના તરેહવાર ઘાટ બાળકો જોઇ શકે છે. ૪ વનસ્પતિનાં જુદી જુદી જાતનાં મૂળો, થડો, વગેરેનું જ્ઞાન મેળવાય છે. ૫. વનસ્પતિનું ઉગવું, વધવું, વગેરે કયા ક્રમે થાય છે તે સમજી શકાય છે.

૬ વનસ્પતિના પાઠો સારી રીતે મગજપર ઠસે છે. ૭ કલમ લેતાં આવડે છે. ૮ કઇ ઋતુ કયા છોડને માફક આવે છે તેનું જ્ઞાન થાય છે. ૯ ઈંડાંમાંથી પતંગીઆં વગેરેની ઉત્પત્તિ સમજાય છે. ૧૦ હવા સુધારે છે. ૧૧ સ્કૂલની શોભામાં વધારો કરે છે. ૧૨ ઉનાળામાં ગરમી ઓછી લાગે છે.

**છોડના વર્ગો—**

૧ સુગંધીદારફુલ ઝાડો—મોગરો, જાઈ, જુઇ, કુંદ, ચંપેલી, વગેરે.

૨ ફુદીનાને મળતાં—તુળસી, ડમરો, તકમરીઆં, પાંદડી, વગેરે.
૩ હળાદને મળતાં—હળાદ, ઓંચરંપો, સુંઠ, વગેરે.
૪ જાસુસને મળતાં—જાસુસ, ભીંડી, શણ, કપાસ, વગેરે.
૫ ફળોવાળાં—નારંગી, લીંબુ, પપનસ, કોઠ, સંતરાં, વગેરે.
૭ શાકભાજીવાળાં—બટાટા, ટમેટા, વેંગણ, મરચાં, વગેરે.

## પાઠ ૧૪ મો. રેશમનો કીડો.

**હકીકત**—રેશમનો કીડો કંસારીની જાતનો છે. તેમાં નર ને માદા બંને હોય છે. માદા રાઇના દાણા જેવડાં ૪૦૦—૫૦૦ ઇંડાં મૂકીને મરી જાય છે. ઇંડાંમાંથી કાળાશ પડતી ઇયળ નીકળે છે તે શેતુરનાં પાંદડાં ખાય છે. પાંદડાં ખાતી જાય છે તેમ તેમ મોટી થતી જાય છે. જેમ જેમ મોટી થતી જાય છે તેમ તેમ પોતાની ખાલ ઉતારતી જાય છે. છ સાત અઠવાડીઆંમાં ૪—૫ વાર ખાલ ઉતારે છે. પૂરેપૂરી મોટી થયા પછી કાંતવા માંડે છે. તેના મોં નીચે બે છિદ્રો હોય છે તેમાંથી ચીકણો પીળો પદાર્થ ઝરે છે તેને હવા લાગતાં સુકાઇ જઇ તાર બને છે આ તાર પોતાના શરીરપર વીંટે છે ને

કોથળી જેવું બનાવે છે તે કોશેટો કહેવાય છે. આ કોશેટામાં ઈયળ ઉછરી જાય છે. ત્રણ અઠવાડીઆમાં તેના શરીરનું રૂપાન્તર થઇ પતંગીઉં બને છે. લોકો કોશેટો લઈ ઉપરનો તાર ઉકલી લે છે તે રેશમ કે હીર.

**ઈયળના શરીરનું વર્ણન**—શરીરમાં બાર સાંધા, ટુંકા પગ, મજબુત જડબાં, સાંધે સાંધે પગ, એકંદર સોળ પગ, મોં, મોં નીચે બે છિદ્રો.

**પતંગીઆના શરીરનું વર્ણન**—માથું, છાતી ને પેટ એવા શરીરના ત્રણ ભાગ, ૭ પગ, ચાર સુંદર પાંખો બે મૂછ ને સૂંઢ.

**ખોરાક**—ઈયળ પાંદડાં ખાય છે. પતંગીઉં મધ ચૂસે છે.

**ઉત્પત્તિ**—ચીન, જાપાન, ફ્રાન્સ, વગેરે દેશોમાં.

## પાઠ ૧૫ મો. ઈંડું.

**ઈંડું**—જે પ્રાણીઓને કાનને બદલે માંડાં છે તે ઇંડાં મૂકે છે. ઇંડાંનો આકાર લગભગ લંબગોળ હોય છે.

**ઈંડાના ભાગ ને કાર્ય**—

૧ કોટલું—અંદરના ભાગોનું ઢાંકણુ છે

૨ પોલ—પહોળા છેડાના માંહેના ભાગમાં છે. તેમાં હવા રહે છે.

૩ ત્વચા—ઢાંકણુ છે તેમાં છિદ્રો છે. તેથી હવા અંદર જઈ શકે છે.

૪ સફેદી—તે ધોળો, પ્રવાહી ને પૌષ્ટિક પદાર્થ છે. તે ગર્ભનો ખોરાક છે. નબળા માણસોને શક્તિ લાવવા તે ખવરાવવામાં આવે છે.

૫ ત્વચા—તે ઢાંકણુ છે. તેમાં છિદ્રો છે.

૬ જરદી કે દાળ—તે પીળો પ્રવાહી પદાર્થ છે. તે ગર્ભનો ખોરાક છે.

૭ તાંત—તે જરદીને સફેદીમાં સમતોલ રાખે છે.
૮ ગર્ભ—તેમાંથી બચ્ચું ઉત્પન્ન થાય છે.

## પાઠ ૧૬ મો. માણસ જાતનું નજીકનું સગું.

**વાંદરાંના વર્ગ**—૧ લાંબી પૂછડીવાળાં. ૨ ટૂંકી પૂછડીવાળાં અગર પૂછડી વગરનાં.

**લાંબી પૂછડીવાળાં**—૧ મોં કાળું ને શરીર ધોળું–હનુમાન. ૨ આખે શરીરે કાળાં—નીલ. ૩ મોં રાતું—માંકડાં.

**પૂછડી વગરનાં**—૧ કુપિ ગોરીલો—આફ્રિકાનાં જંગલોમાં થાય છે. તે માણસની માફક ટટાર ચાલી શકે છે. છાતી વિશાળ, માથું મોટું ને હાથ ઘુંટણ સુધી લાંબા હોય છે. માણસ જેટલો ઉંચો નથી પરંતુ ઘણો બળવાન હોય છે. તેનાં હાડકાં સંગીન ને મજબુત છે. સ્વભાવે બળિઅેલ ને ક્રૂર છે. શાકભાજી ને મેવો ખાય છે પણ માંસ મળે તો છોડે નહિ.

૨ ઉરાંગ ઉટાંગ—તે મલાયામાં થાય છે. તેનો અર્થ જંગલનું માણસ છે. તે રહેવાને ઝુંપડું બાંધે છે. તેમાં કબીલા સહિત રહે છે. તેને માણસની ગંધ ગમતી નથી.

**વાંદરાં અને કપિને માણસ જાતનાં નજીકનાં સગાં કહેવાનું કારણ**—

૧ તેમના શરીરનું બંધારણ ને દેખાવ મનુષ્યને વધારે મળતાં છે.

૨ તેમનું હાડપિંજર મનુષ્યના હાડપિંજરને મળતું છે.

૩ તેમના માંસના લોચા, દાંત, મગજ ને શરીરના ભાગો મનુષ્યના તે ભાગોને ઘણી રીતે મળતા છે.

## પાઠ ૧૭ મો. માણસનો પ્રથમ સુધારો.

**પ્રાચીન સ્થિતિ**—જે માણસો પહેલ વહેલાં ઉત્પન્ન થયાં તેમના ચહેરામાં ને પૂછડી વગરનાં મોટાં વાંદરાંના ચહેરામાં થોડોજ તફાવત હતો. તેઓ વિકરાળ જનાવરો ભેગાં રહેતાં પરંતુ ઘણાંજ નબળાં હતાં. તેમને રહેવાને ઘર નહોતાં, તેમની કને હથિઆરો કે ઓજારો ન હતાં, લૂગડાં પહેરતાં નહિ, ફળફૂલ ખાતાં, એક બીજાથી ડરતાં ને ઝાડ પર કે ગુફામાં રહેતાં.

**સુધારો**—હથિઆરો—પ્રથમ પથરાનાં, પછી લાકડીઓ, પછી કાંસાનાં ને છેવટ પોલાદનાં થયાં.

**વાસણો**—પ્રથમ માટીનાં, પછી લાકડાનાં ને છેવટ ધાતુનાં ને કાચનાં થયાં.

**રહેઠાણ**—પ્રથમ ગુફા, પછી ઝુંપડું, પછી માટીનાં ઘર ને છેવટ પત્થરનાં ઘર થયાં.

**વસ્ત્રો**—પ્રથમ નાગાં ફરતાં, પછી છાલનાં, પછી પાંદડાંનાં કે ચામડાનાં ઢાંકણ બનાવ્યાં, છેવટ ઊન, રૂ, રેશમ ને શણનાં કપડાં થયાં.

**દેવતા**—પ્રથમ લાકડીઓ ઘસીને, પછી ચકમક અફાળીને દેવતા પાડતાં. હાલ દિવાસળીથી દેવતા પડાય છે.

**ખોરાક**—પ્રથમ શિકાર કે ફળફૂલ ઉપર નિર્વાહ કરતાં. ધીમે ધીમે જમીન ખેડીને પાક ઉત્પન્ન કરવા માંડ્યો ને બળદ, ઘોડા, વગેરે પાસે કામ લેવા માંડ્યું.

**સંપ**—પ્રથમ સંપ નહતો, પછી સંપ વધતાં ગામ, શહેરો, વગેરે થયાં કાયદા બંધાયા. વહેમ જઈ ધર્મ આવ્યો. લખવા વાંચવાની કળાની શોધ થઈ.

## પાઠ ૧૮ મો. મગજ અને જ્ઞાનતંતુ.

**મગજ**—એ શરીરનું અતિ અગત્યનું અને નાજુક અંગ છે. એ કારણથી તેને ફરતું ખોપરીના મજબુત હાડકાનું ઢાંકણુ છે. મગજ ઊપર રાખોડી રંગની મજબુત ત્વચા છે. મગજનો માંહેલો ભાગ ધોળો છે. રૂમાલ વાળવાથી જેવી ઘડી વળે તેવી ઘડી મગજમાં છે.

**મગજના ભાગ ને કાર્ય**—૧ મોટું મગજ—તેનાથી માથાનો ઘણો ભાગ રોકાએલો છે, તેમાં એક ચીરો હોઇ તેનાં જમણું ને ડાબું એવાં બે અડધીઆં થાય છે. હરકોઈ પ્રાણીની બુદ્ધિનો આધાર આ ભાગના વજન, આકાર ને ઘડી ઉપર છે. પ્રાણીની બુદ્ધિ, સમજણ, ઇચ્છા ને વિચારોનું મુખ્ય સ્થાન આ ભાગ છે તેથી મગજને ધક્કો લાગે કે રોગ થાય તો તેનાં એ કાર્યો બંધ પડી જાય.

૨ નાનું મગજ—તે મોટા મગજની પછવાડે હેઠલી મેર છે. તે મોટા મગજનો ૮ મો ભાગ છે. એ દોરાની ફેલો જેવું લાગે છે તેનું કામ માંસના લોચાની હીલચાલ નિયમમાં રાખવાનું છે. એને ઇજા અથવા રોગ થાય તો ચલનવલન કરવાની શકિત નાશ પામે.

**જ્ઞાનતંતુ**—શરીરના દરેક ભાગમાંથી મગજમાં ખબર પહોંચાડનારા ને મગજમાંથી માંસના લોચા પર હુકમ લઇ જનારા એવા બે પ્રકારના તાંતણા છે તે જ્ઞાનતંતુ કહેવાય છે.

**કરોડ રજ્જુ**—એ જ્ઞાનતંતુના જત્થાનું બનેલું દોરડું છે. તેને બરડાની કરોડના હાડકાની પોલમાં રાખેલું છે. તે ડોકના હેઠલા ભાગમાંથી શરૂ થઈ કેડના હાડકા લગી જાય છે. કરોડરજ્જુમાંથી જ્ઞાનતંતુ નીકળી આખા શરીરમાં તેની શાખાઓ ફેલાય છે.

**મજ્જા તન્તુ**—તે શુમારે ૧ ઇંચ લાંબો તંતુ છે. તે નાના મગજને તથા કરોડ રજ્જુને જોડે છે. એ તન્તુ ઘણોજ અગત્યનો છે. શ્વાસ લેતી વખતે તથા વસ્તુ ગળતી વખતે માંસના લોચાની હીલચાલ એ વડે નિયમમાં રહે છે. એ કારણથી એને હરકત થાય છે ત્યારે માણસ દમ લઇ શકતું નથી ને તુરત મરી જાય છે.

## પાઠ ૧૯ મો. ફેફસાં ને શ્વાસોચ્છ્વાસ.

**ફેફસાંની રચના**—છાતીની પોલમાં હૃદય ને ફેફસાં નામે બે ઇંદ્રિયો છે. હૃદય નાનું છે ને પોલનો ઘણો ભાગ ફેફસાંથી ભરાએલો છે. એ પોલની જમણી ને ડાબી બાજુએ એકેક ફેફસું છે. જમણા ફેફસામાં ત્રણ ને ડાબા ફેફસામાં બે ખંડ છે. વાદળીની પેઠે પુષ્કળ ખાનાં હોઇ ફેફસાં સ્થિતિ સ્થાપક છે.

**ફેફસાંનું કાર્ય**—લોહી સ્વચ્છ કરવું ને લોહીમાંનો કચરો ને અસ્વચ્છ વાયુ બહાર કાઢવો.

**ફેફસાંના કાર્યની રીત**—ગળામાંથી એક નળી નીકળે છે તેને શ્વાસનળ કહે છે. નીચલે છેડે તેની બે શાખા થઈ દરેક ફેફસામાં જાય છે વળી તે શાખાઓની નાની શાખાઓ થાય છે તે દ્વારા તેમના છેડા આગળ બારીક ખાનાં હોય છે તેમાં વા પેસે છે. આપણે લીધેલો દમ તે ખાનાંમાં આવે છે. ખાનાની આસપાસ લોહીની નળીઓ વીંટાએલી હોય છે તે નળીઓમાં હૃદયમાંથી આવેલું અસ્વચ્છ લોહી હોય છે. ખાનામાંની હવામાંનો પ્રાણવાયુ લોહીની નળીઓ લે છે ને તેમાંનો કચરો ને અસ્વચ્છ વાયુ ખાનામાંની હવાને આપી દે છે તે ઉચ્છ્વાસદ્વારા બહાર નીકળી જાય છે. એ ક્રિયા નિરંતર દર મિનિટમાં ૧૮ થી ૨૦ વાર થયા કરે છે.

## પાઠ ૨૦ મો. રંગાર કામ.

**કસુંબી રંગ તૈયાર કરવાની રીત**—કસુંબી રંગના ભુકાને ધોઇ નાખવો એટલે જરદી નામે પિળાશ પડતો મેલ નીકળી જશે. પછી ભુકાને સુકવી નાખવો, સુકાએલા રંગને લઇ તેમાં શેરે દોઢ રૂા. ભાર સાજીખાર યા પાપડખાર ને મીઠું મેળવવું બધાને સારી પેઠ ખાંડવાં. ખાંડેલો મસાલો ઝોળીમાં નાખીને તેમાં શેરે બશેર પાણી રેડવું એટલે નીચેના વાસણમાં રંગ ટપકી આવશે. તેમાં લીંબુ નીચોવવાથી રંગ નીચે બેસશે ને રતાશ પડતું પાણી ઉપર તરી આવશે. રંગ તથા પાણીને જુદા જુદા ઠામમાં લઇ લેવાં. રંગનું નામ ગદલ.

**કપડું કસુંબી રંગવાની રીત**—જે કપડાને રંગવું હોય તેને પ્રથમ રતાશ પડતા પાણીમાં બોળવું ત્યાર પછી ગદલમાં લીંબુનો રસ તથા થોડી હળદર મેળવીને તેમાં બોળવું એટલે કપડું કસુંબો ચઢવાથી લાલ થશે પછી થોડો ગદલ લઈ તેમાં ઘઉંના લોટની કાંજી, ને લીંબુનો રસ મેળવીને અંદર કપડાને ફરીથી બોળવું એટલે રંગની સુરખી તથા ભપક આવશે.

કસુંબી સિવાયના બીજા રંગો કરવાની રીત.

**ગુલાબી મોતીઓ** ને પ્યાજી=ગદલ + લીંબુનો રસ **કેસરી**= ગદલ+ હળદર.

**અબ્બાસી ને કીરમજી**=ગદલ + ગળીનો પાસ.

**દેશી પાકો રંગ કરવાની રીત**—કોરા કપડાને ભઠ્ઠીમાં બાફી તેલ, ખારો ને પાણીના મિશ્રણમાં આઠ દહાડા સુધી રોજરોજ બેવણુ વખત બોળીને સુકવવું પછી ધોઇ ને સુરંગી ને ફટકડીના પાણીમાં બોળવું આથી રંગ પાકો થશે.

**ગળી પકવવાની રીત**—ગળી એક જાતના છોડમાંથી નીકળે છે તે છોડ બંગાળામાં બહુ થાય છે. તેને સળેલું ખજુર, ગોળ, ચુનો ને સાજીખાર સાથે પકવે છે.

**છીપાના બે જાતના મસાલા**—૧ લોખંડનો કાટ, ગુંદર ને ચીચુડાનો લોટ. આ મસાલામાં બોળી છાપેલાં બીબાંની ભાત રંગવાથી કાળી ઉઠે છે. ૨ ગુંદર, ફટકડી ને ગેરૂ—આ મસાલા વાળી ભાત રંગવાથી રાતી થાય છે.

## પાઠ ૨૧ મો, કુંભાર કામ

**માટી તૈયાર કરવાની રીત**—તળાવ કે નદીના ભાઠામાંથી કાંકરી વગરની માટી લાવી તેમાં ઝીણી રેતી કે રાખ ને લાદ નાખી પાણી મેળવી ખુબ ગુંદે છે એટલે ચીકણી માટી તયાર થાય છે.

**સાહિત્યો**—માટી, ચાકડો, ખીલડો, લાકડી, દેરો, મોગરી, લીસો પત્થર, કાચકો, ભઠ્ઠી ને બળતણ.

**વાસણોની જાત**—કાળાં ને રાતાં.

**પકવવાની રીત**—ભઠ્ઠીમાં વાસણો ગોઠવીને ઉપર ધૂળ અથવા રાખ પાથરી દે છે. બે બંકારાં રાખે છે ત્યાંથી સળગાવે છે એટલે વાસણો પાકીને તૈયાર થાય છે. તે વાસણો રંગે રાતાં હોય છે તેને કાળાં કરવાં હોય તો અંદર લીંડીઓ ભરીને ધુમાડો કરે છે તેથી વાસણો કાળાં થાય છે.

**ઉત્તમ કુંભાર કામ**—પાટણ, સિંધ ને ઉત્તર હિંદમાં થાય છે.

## પાઠ ૨૨ મો. ઉચ્ચાલન.

**ઉચ્ચાલન**—જે યંત્રમાં ટેકો, બળ ને વજન હોય છે તેને ઉચ્ચાલન કહે છે.

**દાંડી**—૧ ટેકાથી બળ સુધીની દાંડી બળદાંડી કહેવાય છે.
૨ ટેકાથી વજન સુધીની દાંડી વજનદાંડી કહેવાય છે.

**ઉચ્ચાલનના પ્રકાર.**—ત્રણ છે. પહેલો પ્રકાર—વચમાં ટેકો. બીજો પ્રકાર—વચમાં વજન. ત્રીજો પ્રકાર—વચમાં બળ.

**પહેલા પ્રકારનાં ઉચ્ચાલન**—ત્રાજવું, સાણસી ને કાતર

**બીજા પ્રકારનાં ઉચ્ચાલન**—સુડી, કમાડ ને એક પૈડાની ગાડી

**ત્રીજા પ્રકારનાં ઉચ્ચાલન**—ચિપીઓ ને હાથ.

**ઉચ્ચાલનનો ઉપયોગ**—૧ થોડાબળે વધુ કામ કરવું. ૨ કામની સરળતા મેળવવી. ૩ ઝાઝાબળે થોડું કામ કરવું.

**ઉચ્ચાલનથી બળમાં થતાં લાભનુકસાન**—બીજા પ્રકારનાં ઉચ્ચાલનોથી હંમેશાં થોડા બળે ઝાઝું કામ થાય છે કેમકે તેમાં બળદાંડી વજનદાંડી કરતાં હંમેશાં લાંબી હોય છે. ત્રીજા પ્રકારનાં ઉચ્ચાલનોથી હંમેશાં ઝાઝાબળે થોડું કામ થાય છે, કેમકે તેમાં બળદાંડી વજનદાંડી કરતાં હંમેશાં ટૂંકી હોય છે. પહેલા પ્રકારનાં ઉચ્ચાલનોથી બળમાં લાભ તથા નુકસાન બંને મેળવી શકાય છે કેમકે તેમાં જે દાંડી લાંબી રાખવી હોય તે રાખી શકાય છે.

## પાઠ ૨૩ મો. ગરગડી અને પાણીનો રેંટ.

**ગરગડી**—એ પહેલા પ્રકારનાં ઘણાં ઉચ્ચાલનો એકત્ર મળવાથી બને છે.

**ગરગડીનો ઉપયોગ**—કુવામાંથી પાણી કાઢવાનો.

**ગરગડીના ફાયદા**—૧ જડેલી ગરગડીથી બળમાં ફાયદો થતો નથી પરંતુ બળની દિશા બદલાય છે તેથી કામમાં સરળતા આવે છે.
૨ વજન જોઇએ તેટલું ઉંચું લઈ જઈ શકાય છે.

**બળમાં ફાયદો થાય તેવી ગરગડીની યુક્તિ-છુટી ગર-** ગડીના ઉપયોગથી બળ ઓછું પડે છે. એક છુટી ગરગડીથી $\frac{1}{2}$ બળ, બે છુટી ગરગડીથી $\frac{1}{4}$ બળ, ત્રણથી $\frac{1}{8}$ બળ, ને ૪ થી $\frac{1}{16}$ બળ, લગાડવું પડે છે. એમ છુટી ગરગડીની સંખ્યા વધારતાં બળ ઘટતું જાય છે.

રેંટ-જુદા જુદા વ્યાસની બે ગરગડીને જોડવાથી રેંટ બને છે.

**રેંટના ફાયદા**—૧ થોડા બળે વધારે વજન ઉંચકાય છે. ૨ બળની દિશા બદલાય છે. ૩ તેથી કાર્યમાં સરળતા આવે છે.

**રેંટનો ઉપયોગ**—૧ કુવામાંથી પાણી કાઢવાનો.
૨ નીચી જગામાંથી ઉંચી જગામાં વજન ચઢાવવાનો.
૩ સુતર કાંતવાનો રેંટીઓ ને કપાસ પીલવાનો ચરખો રેંટજ છે



# ભુગોળ.

## હિંદનું વિશેષ વર્ણન.

### ૧ મદ્રાસ ઈલાકો.

**પર્વતો**—પૂર્વઘાટ, પશ્ચિમઘાટ, નીલગીરિ, વગેરે

**ડુંગર**—અનમલાઈ, કારડેમમ, પાલની, ને શિવરઈ

**શિખર**—દોદાબેટા. **મેદાન**—પાલઘાટ.

**ઉચ્ચ પ્રદેશ**—વૈનાડ.

**નદીઓ**—ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, પેન્નેર, પાલાર, પનાર, વૈગા ને કોલેરૂન.

**સરોવર**—ચિલ્કા, કોલર ને પુલિકટ.

**બેટ**—રામેશ્વર ને લક્ષદ્વીપ. રામેશ્વર જાત્રાનું ધામ છે. લક્ષદ્વીપમાં નાળિએર બહુ થાય છે.

**બંદર**—કોકોનાડ, મદ્રાસ, તુતિકોરિન, કોચીનને કાલીકટ.

**આયાત**—મનારનો.

**સામુદ્રધુની**—પાકની.

**ભુશિર**—કન્યાકુમારી.

**ભાષા**—તામીલ, કાનડી, તેલુગુ ને મલાયલમ.

**લોકો**—મોટોભાગ દ્રાવિડિઅન જાતનો.

**પ્રાંત**—ઉત્તર સરકાર, કર્ણાટક ને મલબાર.

**હવા**—સાધારણ-બહુ ગરમ નહિ તેમ બહુ ઠંડી નહિ.

**વરસાદ**—મલબાર કિનારે વધારે બાકી સામાન્ય.

**ખનીજ**—લોઢા ને મેંગેનીઝની કાચી ધાતુ ઘણી જગાએથી, સોનું વૈનાડના પ્રદેશમાંથી, હીરા કૃષ્ણા ને ગોદાવરીના જિલ્લામાંથી.

**ખેતીની પેદાશ**—ચોખા, રાગી, તેલી બીઆં, તમાકુ, શેરડી, રૂ ને ગરમ મસાલા. નીલગીરિ પર ચા, બુંદ ને સિંકોના થાય છે. આર્કોટ ને નેલુરમાં ગળી પણ થાય છે.

**જંગલની પેદાશ**—સાગ.

**જાણવાલાયક સ્થળો**—**મદ્રાસ**-(૫,૧૮,૦૦૦) ઈલાકાની રાજધાની છે.

**કાંચીવરમ**-દહેરાંને માટે પ્રખ્યાત છે. જુના ચૌલ રાજ્યની ગાદી આ શહેરમાં હતી. **બલ્લારી**-લશ્કરી મથક છે. **તાંજાવર** શિવાજીના ભાઇએ જીત્યું હતું. **નેગાપટ્ટણ**-ચોખાનું બંદર છે. **ત્રિચિનાપલ્લી** (૧.૨૨,૦૦૦) લશ્કરી મથક છે તે શહેર ચીરૂટ (બીડી)

ને જવાહીરના દાગીના માટે પ્રસિદ્ધ છે. **શ્રીરંગમ** વિષ્ણુ ધર્મનાં સુંદર ને વિશાળ દહેરાં છે.

**સાલેમ** પોલાદ કામ સારૂં થાય છે. **ઉતાકામંડ** હવાખાવાનું સ્થળ છે. **મદુરા** ( ૧,૩૪,૦૦૦ ) મહાદેવનાં દહેરાં સુંદર છે.

**કાલીકટ** મલબાર કિનારે મોટું બંદર છે. પોર્ટુગીઝ લોકો પહેલા આ બંદરે આવ્યા હતા. **મેંગલુર, કાનાનુર ને તેલીચેરી** નાનાં બંદર છે. **મછલીપટ્ટણ** કૃષ્ણાના મુખ આગળ બંદર છે.

**વિજાગાપટ્ટણ** ઉત્તર સરકારનું બંદર છે ત્યાં શીંગડાંની પેટી સારી થાય છે. ઉપરાંત **અંબુર, આર્ણી, વાંદીવાશ, આર્કોટ, પાલિલોર ને પોર્ટોનોવો** ઐતિહાસિક શહેર છે.

**મદ્રાસ ઈલાકાના તાબાનાં દેશી રાજ્યો.**

૧ **ત્રાવણકોર**—પીપર ને એલચીની પેદાશ માટે પ્રખ્યાત છે. રાજધાની **ત્રિવેંદ્રં** છે. બંદર **આલેપી** છે.

૨ **કોચીન**—સરોવરો ઘણાં છે. રાજધાની **અર્નાકોલમ** છે.

૩ **પુદુકોટા**—રાજધાની પુદુકોટા.

**૨ કુર્ગ.**

આ ભાગ ઘણોજ પહાડી છે તેમાં શુંઠ ને એલચી થાય છે. મ્હૈસુરનો રેસિડેન્ટ આ ભાગનો કમિશનર છે. મુખ્ય શહેર **મર્કારા.**

**૩ આંદામાન ને નિકોબાર.**

બંગાળા સમુદ્રમાં આ ટાપુ આવેલા છે. અધિકારી કમિશનર છે.

**અંદામાન**—એના બે ભાગ છે. **મોટો અંદામાન ને નાનો અંદામાન** આ ટાપુમાં દેશનિકાલ થએલા કેદીઓને રાખવામાં આવે છે. મુખ્ય બંદર **પોર્ટબ્લેર** છે. મુખ્ય પેદાશ સાગ છે.

**નિકોબાર**—અંદામાનની દક્ષિણે છે. મુખ્યપેદાશ નાળિએર છે.

## ૪ બ્રહ્મદેશ

**જમીન**—પહાડી છે. **પર્વત**—આરાકાનયોમા ને પેગુયોમા.

**નદી**—ઇરાવદી, સિતાંગ ને સાલ્વીન.

**અખાત**—માર્ટાબાનનો. **બેટ** મેર્ગુઈ દ્વીપ સમૂહ.

**બંદર**—અકયાબ, બસીન, રંગુન ને મુલ્મૈન.

**ભૂશિર**—નિગ્રાઈસ.

**ભાષા**—બ્રહ્મી. **લોકો**—મોટો ભાગ મોંગોલિયન વર્ગનો.

**ધર્મ**—બૌદ્ધ.

**હવા**—ગરમ ને ભેજવાળી. **વરસાદ**—પુષ્કળ.

**ખનીજ**—**માણેક** માંડલેની નજીકમાંથી, **કેરોસીન** ઇરાવદીના પ્રદેશમાંથી, **કોલસા** ગ્રેન્ડન નદીની ખીણમાંથી, **કલાઈ** ટિનાસરીમમાંથી.

**ખેતીની પેદાશ**—ડાંગર વધારે.

**જંગલની પેદાશ**—સાગ વધારે.

**હુન્નર ઉદ્યોગ**—લાકડાપરનું કોતર કામ, ઠામ ઠામ ડાંગરમાંથી ચોખા કાઢવાની ને લાકડાં વહેરવાની મીલો.

**પ્રાંત**—આરાકાન, પેગુ, ઉપલો બ્રહ્મદેશ ને ટિનાસરીમ.

**જાણવાલાયક સ્થળો**—**રંગુન** ( ૨,૯૩,૦૦૦ ) આ પ્રાંતનું મુખ્ય શહેર ઇરાવદીની શાખા રંગુન નદી પર આવેલું છે. હિંદમાં આ બંદર ત્રીજે નંબરે છે. ચોખા ને સાગનું બંદર કહેવાય છે. **માંડલે** ( ૧,૨૮,૦૦૦ ) બ્રહ્મદેશની જૂની રાજધાની ઇરાવદી નદીપર છે. **આકિઆબ** આરાકાન પ્રાંતનું મુખ્ય શહેર છે. **મુલ્મૈન** ટિનાસરીમનું મુખ્ય શહેર સાગના વેપાર માટે પ્રસિદ્ધ છે. ત્યાંનો સાગ મોલમીન સાગ કહેવાય છે.

**બાસીન** ઈરાવદીના ફાંટા બાસીન નદી પર બંદર છે.

**મોસ, અમરપુરા ને આવા** બીજાં શહેરો છે. **ભામો** ચીન સાથેના વેપારનું મુખ્ય મથક છે.

## ૫ આસામ.

**જમીન**—બ્રહ્મપુત્રાના પ્રદેશ શિવાયની પહાડી.

**પહાડો**—પતકોઈ. ડુંગર-નાગા, ખાસ્યા ને ગારો.

**નદી**—બ્રહ્મપુત્રા ને સુરમા.

**હવા**-ભેજવાળી ને ગરમ. **ઋતુ**-શિઆળો ને ચોમાસું.

**વરસાદ**-આ ભાગમાં અતિશય વરસાદ પડે છે. ચેરાપુંજીમાં આખી દુનિયામાં સૌથી વધારે વરસાદ પડે છે. લગભગ ૬૦૦ ઈંચ.

**ખનીજ—કોલસા** ખાસ્યાના ડુંગરમાંથી, **ચુનાના પત્થર** સીલહટમાંથી.

**ખેતીની પેદાશ**—પુષ્કળ ચા ઉપરાંત ચોખા ને શણ. આ પ્રાંતમાં ચાના બગીચા ઘણા છે.

**જંગલની પેદાશ**—સાલ ને ઇંડિઆ રબર.

**જાણવાલાયક સ્થળો—સીલહટ** ત્યાં નારંગી પુષ્કળ થાય છે. **કાચાર** ત્યાં ચાના બગીચા પુષ્કળ છે. **ગૌહતી** આસામનું મુખ્ય શહેર.

**સીલોંગ**-ચીફકમિશનરનું સદર સ્ટેશન છે.

**પ્રાંતના તાબાનાં દેશી રાજ્યો—મણીપુર** રાજકર્તા હિંદુ છે. મુલક પહાડી છે. આ રાજ્યનાં જંગલોમાં હાથીનાં ટોળાં માલમ પડે છે.

## ૬ બંગાળા ઈલાકો.

**જમીન**—સપાટ ને કાંપવાળી.

**નદી**—ગંગા ને તેને મળનારી દામોદર, રૂપ નારાયણ ને કુશી નદીઓ, બ્રહ્મપુત્રા ને તિસ્તા.

**અખાત**—બંગાળાનો. **બંદર**—કલકત્તા ને ચિતેગાંવ.

**ભાષા**—બંગાળી. **લોકો**—આર્ય.

**હવા**—ભેજવાળી. **વરસાદ**—પુષ્કળ.

**ખનીજ**—સ્લેટનો પત્થર, લોઢું ને તાંબુ સીકીમના ડુંગરમાંથી, કોલસા રાણીગંજ પાસેના ડુંગરમાંથી.

**ખેતીની પેદાશ**-ડાંગર, શણ ને ચા, **જંગલની પેદાશ**—સાગ.

**હુન્નરઉદ્યોગ**—ઠામ ઠામ શણની મીલો છે.

**જાણવા લાયક સ્થળો**—**કલકત્તા** (૧૨,૨૨,૦૦૦)આઇલાકાની રાજધાની હુગલી નદી પર છે. એને "મહેલોનું શહેર" પણ કહેછે. **હોરા** કલકત્તાનો ભાગ ગણાય છે. હિંદમાં તે વસ્તીમાં સૌથી મોટું શહેર છે. ને બ્રિટિશ મહારાજ્યમાં માત્ર લંડનથીજ ઉતરતું છે. ૧૯૧૧ સુધી તે હિંદની રાજધાની હતું. હિંદમાં બીજા નંબરનું બંદર ગણાય છે. ત્યાંથી શણ, ચા વગેરે પુષ્કળ માલ પરદેશ જાય છે. કલકત્તામાં શણની મીલો ઘણી છે. **અલીપોર** કલકત્તાનો એક ભાગ છે. કલકત્તાનું બીજું નામ ફોર્ટ વિલિયમ છે.

**ઢાકા**—(૧,૦૯,૦૦૦) બ્રહ્મપુત્રાના ફાંટા પર મલમલના વેપાર માટે પ્રખ્યાત છે. **બરીસાલ** ડાંગરના વેપાર માટે પ્રખ્યાત છે. **ચિતેગાંવ** આ બંદરથી સાગને ચોખા દેશાંતર જાય છે **સીરજગંજ** શણના વેપાર માટે પ્રખ્યાત છે. **બારાકપોર** લશ્કર મથક છે. **નદીઆ** બંગાળાની જુની રાજધાની. **પ્લાસી** અહીં ૧૭૫૭માં લૉર્ડ ક્લાઇવે બંગાળાના નવાબ સુરાજઉદ્દૌલાને હરાવ્યો હતો. **મુર્શિદાબાદ**

મુસલમાની અમલ વખતની રાજધાની હતું. રેશમ ને ગળીના વેપાર માટે પ્રસિદ્ધ છે. **હુગલી** બંગાળામાં અંગ્રેજો પ્રથમ આવ્યા ત્યારે અહીં કોઠી નાખી હતી. **દાર્જિલિંગ** હવાખાવાનું સ્થળ છે ત્યાં ચા પુષ્કળ થાય છે. **ચિનસુરા** વલંદાને તાબે હતું. **શ્રીરામપુર** ડેનને તાબે હતું. **બનકુરા ને રાણીગંજ** કોલસાની ખાણોને માટે પ્રસિદ્ધ છે.

**હકીકત**—આ ઇલાકો આખા હિંદમાં સૌથી ગાઢી વસ્તીવાળો ને ફળદ્રુપ છે. ક્ષેત્રફળમાં મુંબાઈ ઇલાકાથી નાનો છે. પરંતુ વસ્તીમાં દોઢો છે.

**ઇલાકાના તાબાનાં દેશી રાજ્યો**—૧ **કુચબીહાર**—કોચ નામના લોકો પરથી એ નામ પડયું છે. ૨ **ટીપરા.**

## ૭ બહાર અને ઓરિસ્સા.

**જમીન**—બહાર પ્રાંતમાં સપાટ ને બાકીના ભાગમાં પહાડી

**ડુંગર**—રાજમહાલના.

**નદી**—ગંગા, ગંડકી, શોણ, મહા, બ્રાહ્મણી ને વૈતરણી.

**હવા**—સુકી. **વરસાદ**—સાધારણ. **ભાષા**—હિંદી ને ઉર્દ

**ખનીજ**—રાજમહાલના ડુંગરામાંથી કોલસા, બહારમાંથી સુરોખાર ને છોટાનાગપુરમાંથી અબરખ નીકળે છે. દરીઆકાંઠે મીઠું પકવવામાં આવે છે.

**ખેતીની પેદાશ**—ઘઉં, બાજરી, ચોખા, ગળી ને, અફીણ.

**પ્રાંતો**—બહાર, ઓરીઆ ને છોટાનાગપુર.

**બહાર**—વિહાર(મઠ) પરથી બહાર નામ પડયું છે. બૌદ્ધ ધર્મના ઘણા મઠો આ પ્રાંતમાં છે.

**જાણવા લાયક સ્થળો**—**પટણા**(૧,૩૬,૦૦૦) શોણ, ગોગ્રા ને ગંગા નદીના સંગમ પર આવેલું છે તેનું જૂનું નામ પાટલીપુત્ર

**છે.** અહીં લેફ્ટેનંટ ગવર્નરનો મુકામ રહે છે. **ગયા** જાત્રાનું ધામ છે. **ભાગલપુર** ગંગા નદી પર છે. **મોંગીર** બંદુક ને પિસ્તોલ વગેરે બને છે. **બકસર** ઐતિહાસિક શહેર છે. **તીરહુત** એનું પ્રાચીન નામ મિથિલા નગર હતું.

## ઓરીસા ઉર્ફે ઓઢીઆ

ઓડ્રાસ નામના લોકો પરથી ઓડ્રસા, ઓઢીઆ કે ઓરીસા નામ પડ્યું છે.

**જાણવા લાયક સ્થળો**—કટક આ પ્રાંતનું મુખ્ય શહેર છે **પુરી** જગન્નાથજીની જાત્રા માટે પ્રસિદ્ધ છે.

**છોટા નાગપુર**—આ ભાગ ડુંગરાળ પ્રદેશ છે.

**જાણવા લાયકસ્થળો**—**પારસનાથ** નામનું શિખર જૈન લોકોનું જાત્રાનું સ્થળ છે. **રાંચી** મોટું શહેર છે. **સાકચી** ત્યાં ટાટાનું મોટું લોઢાનું કારખાનું છે.

**પ્રાંતના તાબાનાં દેશી રાજ્યો**—**સીક્કીમ** નેપાળ ને ભુતાન વચ્ચે આવેલું છે. જમીન પહાડી છે.

## ૮ આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો.

**જમીન**—કાંપવાળી ને સપાટ. માત્ર ઉત્તરનો થોડો ભાગ પહાડી પ્રદેશ છે

**પર્વત**—હિમાલયને શિવાલિક. **શિખર**—ગંગોત્રી ને જમ્નોત્રી.

**જાત્રાનાં ધામ**—હરદ્વાર, બદરીનાથ, કેદારનાથ, ગંગોત્રી ને જમ્નોત્રી

**નદી**—ગંગા, જમના, ગોગ્રા ને ગોમતી.

**જંગલ**—તેરાઇ. **હવા**-સુકી. **વરસાદ**-સામાન્ય.

**ભાષા**—હિંદી. **લોકો**—૮૫ ટકા હિંદુ ને ૧૪ ટકા મુસલમાન.

**વસ્તી**—ઘણી ધાડી. આ પ્રાંતોનું ક્ષેત્રફળ મુંબઈ ઇલાકાથી અડધું છે પણ વસ્તી બમણી છે.

**ખની**જ—સુરોખાર.

**ખેતીની પેદાશ**—આ પ્રાંતોમાં ઘઉં પુષ્કળ થાય છે. ઉપરાંત દક્ષિણ ભાગમાં રૂ, શિવાલિકની ખીણ ને હિમાલયપર ચા, ને નિચાણના પ્રદેશમાં ડાંગર થાય છે.

**હુન્નરઉદ્યોગ**—કાનપુરમાં સુતરાઉ ને ગરમ કાપડની મીલો છે. ઉપરાંત ચામડાની બનાવટનાં કારખાનાં છે. કાશીમાં પિત્તળનાં વાસણો ને કસબ કામ સારૂં બને છે.

**પ્રાંતો**—આગ્રા ને અયોધ્યા.

## આગ્રા પ્રાંત.

**જાણવાલાયક સ્થળો**—**અલ્લાહાબાદ** (૧,૭૨,૦૦૦) પ્રાંતનું મુખ્ય શહેર ગંગા ને જમનાના સંગમપર આવેલું છે. હિંદુ લોકોનું જાત્રાનું ધામ છે. તેનું જૂનું નામ પ્રયાગ છે. **બનારસ** (વારાણસી કે કાશી) (૨,૦૦,૦૦૦) હિંદુનું મોટું જાત્રાનું ધામ ગંગાપર છે. સંસ્કૃત ભાષાનું તે પ્રસિદ્ધ સ્થળ છે. **કાનપુર** (૧,૭૯,૦૦૦) ગંગાપર છે. અનાજ, કાપડ ને ચામડા માટે પ્રખ્યાત છે. અહીં લશ્કરી છાવણી છે. **ગાજીપુર** ગુલાબજળ તથા અફીણ માટે પ્રસિદ્ધ છે. **ઝાંસી** મોટું રેલ્વે જંક્શન છે. **આગ્રા** (૧,૮૫,૦૦૦) જમના નદીપર છે. ત્યાંનો તાજમહેલ જોવા જેવો છે. **કનોજ** પ્રાચીનકાળમાં તે મોટું શહેર હતું. **મથુરા** શ્રીકૃષ્ણની જન્મભૂમિ માટે પવિત્ર ગણાય છે. **વૃંદાવન** ત્યાં શ્રીકૃષ્ણ ઉછર્યા હતા. **મીરત** (૧,૧૬,૦૦૦) મોટું

લશ્કરી મથક છે. **અલીગઢ** ત્યાં મુસલમાન લોકોની પાઠશાળા છે. **સહરાણપુર** ત્યાં વનસ્પતિ–વ્યવસ્થાદર્શક બગીચા છે. **રૂરકી** ત્યાં મોટામાં મોટી એંજીનિઅરિંગ કોલેજ છે. **ડેરાડુન** હવાખાવાનું સ્થળ છે. ત્યાં જંગલખાતાની કાલેજ ને ચાના બગીચા છે. **નૈનિતાલ** હવા ખાવાનું સ્થળ છે. લેફ્ટેનંટ ગવર્નર ઉનાળામાં અહીં આવે છે. **બરેલી** (૧,૧૯,૦૦૦) તેની આજુબાજુનો પ્રદેશ રોહીલખંડ કહેવાય છે.

**ટીપ**—આ પ્રાંતમાં જેટલાં મોટાં શહેરો છે તેટલાં મોટાં શહેરો હિંદના બીજા કોઈ પ્રાંતમાં નથી.

## અયોધ્યા પ્રાંત

**જાણવા લાયક સ્થળો–લખનો** (૨,૬૦.૦૦૦) આ પ્રાંતનું મુખ્ય શહેર ગોમતી નદી પર છે. ત્યાં મુસલમાની સમયનાં સુંદર મકાનો છે. **ફૈઝાબાદ** ગોગ્રા નદી નદી પર લશ્કરી મથક છે. તેની પાસે પ્રાચીન અયોધ્યા નગરીનાં ખંડેરો છે.

**પ્રાંતોના તાબાનાં દેશી રાજ્યો**—૧ રામપુર રાજકર્તા રોહીલા મુસલમાન છે તે નવાબ કહેવાય છે. ૨ ગઢવાલ રાજકર્તા રજપુત છે. મુખ્ય શહેર તરી છે. ૩ **બનારસ**.

## ૯ પંજાબ

પાંચ મોટી નદીઓ ઉપરથી આ ભાગનું નામ પંજાબ પડેલુંછે. (પંજ = પાંચ + આબ = પાણી).

**જમીન**—પોણા ભાગ કાંપવાળી સપાટ ને પા ભાગ ડુંગરાવાળી.

**ડુંગર**— સીમલાનો ને સોલ્ટરેંજ (મીઠાના પહાડ)

**નદીઓ**—**ઝેલમ**, ચિનાબ, રાવી, બિઆસ, સતલજ, ઉપરાંત

સિંધુને જમના. પહેલી પાંચ નદીનું એકઠું પાણી પંચનદ કહેવાય છે.

**દોઆબ**—બે નદી વચ્ચેના પ્રદેશને દોઆબ કહે છે. તેવા દોઆબ પાંચ છે. જેચ, રેચ, બારી, જાલંધર ને સિંધસાગર.

**હવા**—સુકી. **વરસાદ**—સામાન્ય. **ભાષા**—પંજાબી ને હિંદી.

**લોકો**—સીખ, મુસલમાન, ને હિંદુ. સીખ લોકો શરીરે મજબુત બાંધાના ને લડવૈયા છે.

**ખનીજ**—સિંધવ સોલ્ટરંજમાંથી, ફટકડી કાલાબાગ આગળથી.

**ખેતીની પેદાશ**—મુખ્ય ભાગે ઘઉં, કાંગરાની ખીણમાં ચા પણ થાય છે.

**હુન્નર ઉદ્યોગ**—સુતરાઉ ને રેશમી કાપડ તથા શાલ બનાવવાનો,

**શિખર**—પંચમડી. ત્યાં ચીફ કમિશનર ઉનાળામાં હવા ખાવા જાય છે.

**નદી**—નર્મદા, તાપી, વર્ધા, વાઈનગંગા, પ્રાણહિતા, પેનગંગા મહા ને પૂર્ણા.

**હવા**—ગરમ. **વરસાદ**—સામાન્ય.

**ભાષા**—હિંદી ને મરાઠી. **લોકો**—હિંદુ ને ગોંડ.

**ખનીજ**-વર્ધા નદીના પ્રદેશમાંથી કોલસાને લોખંડ નીકળે છે

**ખેતીની પેદાશ**— ઘઉં, ડાંગર, રૂ, તુવેર, ને તેલીબીઆં. ઘઉં છત્તીસગઢમાં ને રૂ વરાડમાં પુષ્કળ પાકે છે. મહા ને વાઇનગંગાના પ્રદેશમાં ડાંગર થાય છે.

**જંગલની પેદાશ**—સાગ, સાલ, લાખ ને રેશમ.

**હુન્નર ઉદ્યોગ**—નાગપુરમાં સુતર વણવાની ને કાંતવાની શાળા છે. કપાસ લોઢવાનાં જીનો ઠામ ઠામ છે.

**જાણવા લાયક સ્થળો**—**લાહોર** (૨,૨૯,૦૦૦) આ પ્રાંતનું મુખ્ય શહેર રાવી નદીને કિનારે છે. સીખ રાજા રણજીતસિંહનો મહેલ જોવા જેવો છે. **મિયાનગર** લશ્કરી મથક છે. **દિલ્હી**(૨,૩૩,૦૦૦) જમના નદી પર હિંદનું મુખ્ય નગર છે.ત્યાં વાઇસરૉય સાહેબ રહે છે દિલ્હીમાં જુમામસીદ, મોતી મસીદ, બાદશાહી મહેલો, કુતુબ-મિનાર, વગેરે જોવાલાયક છે. આ શહેર તથા તેની પાસેનું હસ્તિ-નાપુર પ્રાચીન સમયથી પ્રસિદ્ધ છે. અહીંની શેતરંજી ને માટીનાં વાસણ વખણાય છે **અમૃતસર** (૧,૫૩,૦૦૦) સીખ લોકોનું મોટું જાત્રાનું ધામ છે. અમૃતસર નામના તળાવ પરથી એ નામ પડ્યું. તે. ગરમ શાલ, રેશમી ને સુતરાઉ કાપડ માટે આ શહેર પ્રખ્યાત છે **અંબાલા** લશ્કરી મથક છે. **પાણીપત** એ નામનું મેદાન ઇતિહા-સમાં ઘણું પ્રખ્યાત છે. **સ્થાનેશ્વર** ઐતિહાસિક શહેર છે તેની પાડોશમાં કુરુક્ષેત્રનું મેદાન છે. **સીમલા** હવાખાવાનું સ્થળ છે. વાયસરૉય સાહેબનો મુકામ ૮ માસ અહીં રહે છે. **કસાવલી** હડખાયું જનાવર કરડ્યું હોય તેની સારવાર કરવાનું દવાખાનું ત્યાં છે. **મુલતાન, રાવળપીંડી ને શિયાળકોટ** લશ્કરી મથક છે. **અલીવાલ, સોબ્રાઉન, ફિરોજશહેર, મુડકી, ગુજરાત ને ચિલીઅનવાલા** ઐતિહાસિક શહેર છે.

**પ્રાંતના તાબાનાં દેશી રાજ્યો**—**ભાવલપુર** મુસલમાની સંસ્થાન છે. **પત્યાલા, જીંદ, નભા, કપરથલા, ફરીદકોટ** ને **મુંડી** સીખ સંસ્થાનો છે.

## ૧૦ વાયવ્ય સરહદનો પ્રાંત

**જમીન**—પહાડી.

**પર્વત**—સુલેમાન, બાટ-ખાઇબર ને ગોમાલ.

**નદી**—સિંધુ ને કાબુલ. **હવા**—ઠંડી. **વરસાદ**—સામાન્ય.

**લોકો**—પઠાણ, મુસલમાન. ભાષા–પુસ્તુ, ઉર્દુ ને પંજાબી.

**ખેતીની પેદાશ**—ઘઉં, જવ, વગેરે.

**જાણવા લાયક સ્થળો**—પેશાવર પ્રાંતનું મુખ્ય શહેર ને મોટું લશ્કરી મથક, ખાઇબરઘાટના નાકા પર આવેલું છે.

**ડેરાઇસ્માઇલખાન**—ગોમાલઘાટના નાકાપર છે. **ચિત્રાલ, કોહાટ,** એડવર્ડ્સ આબાદ ને ઍબટાબાદ નાનાં શહેરો છે.

**પ્રાંતના તાબાનાં દેશી** રાજ્યો—દીર, સ્વાત, ચિત્રાલ, ખાઇબર, કુરમ, વગેરે.

## ૧૧ બલુચિસ્તાન

**જમીન**—પહાડી.

**પર્વત**—હાલા ને સુલેમાન. **ઘાટ**—બોલનઘાટ.

**હવા**—અતિ ઠંડી ને અતિ ગરમ,

**લોકો**—મુસલમાન. પેદાશ–ચામડાં, ઊન વગેરે,

**જાણવા લાયક સ્થળો**—**કવેટા** આ પ્રાંતનું મુખ્ય શહેર છે. તે મોટું લશ્કરી મથક છે.

**દેશી રાજ્ય**—**ખિલાત** ત્યાંનો રાજા ખાન કહેવાય છે.

## ૧૨ અજમેર મ્હેરવાડા

આ પ્રાંતમાં ખેતી કરવા લાયક જમીન થોડી છે. કેમકે વરસાદ બહુ થોડો પડે છે. મકાઈ, જવ, જુવાર, બાજરી વગેરે થાય છે. અધિકારી ચીફ કમિશનર છે તે અજમેરમાં રહે છે. મુખ્ય શહેર અજમેર છે તે અજા રાજાએ વસાવેલું છે. તેમાં રાજકુમાર કૉલેજ ને ખ્વાજા પીરની દરગાહ છે તેથી મુસલમાનોનું જાત્રાનું ધામ છે.

## ૧૩ મધ્યપ્રાંતો અને વરાડ.

આ ભાગ અસલ "ગોંડવાના" કહેવાતો.

**જમીન**— પહાડી ને જંગલવાળી.

**પર્વત**—વિંધ્યાચળ ને સાતપુડા. ડુંગર—અમરકંટકના.

**જાણવા લાયક સ્થળો**—**નાગપુર** (૧,૦૦.૦૦૦) પ્રાંતનું મુખ્ય શહેર ને વેપારનું મથક છે. ત્યાંનાં ધોતીઆં વખણાય છે. **કામટી** લશ્કરી મથક છે. **જબલપોર** (૧,૦૦,૦૦૦) ત્યાં તંબુ વણાય છે.

**સાગર** લશ્કરી મથક છે. **બુરાનપુર** કસબી કાપડમાટે પ્રખ્યાત છે. **અસીરગઢ** ત્યાં પ્રાચીન કિલ્લો છે.

**ખંડવા**—ત્યાંના ઘઉં વખણાય છે. **પંચમઢી** હવા ખાવાનું સ્થળ છે. **રાયપુર** મોટું રેલ્વે સ્ટેશન ને વેપારનું મથક છે. **ચાંદા** ગોંડ રાજ્યની જૂની રાજધાની હતું.

### વરાડ

આ પ્રાંત ઘણોજ ફળદ્રુપ છે. તેમાં પુષ્કળ કપાસ થાય છે. આ ભાગોમાં **ઈલીચપુર**, **ઉમરાવતી**, **અકોલા** વગેરે રૂના વેપારનાં મથક છે. **આર્ગામ** ઐતિહાસિક શહેર છે.

**પ્રાંતના તાબાનાં દેશી રાજ્યો**—**બસ્તાર** તેની રાજધાની જગદલપુર છે. મુલક જંગલવાળો છે ને તેમાં અનાર્ય પ્રજા રહે છે

## ૧૪ મુંબઈ ઈલાકો

આ ઈલાકાનું વર્ણન ૪થી ચોપડીમાં આવી ગયું છે.

### મોટાં દેશી રાજ્યો

હિંદુસ્તાનમાં કુલ ૬૮૦ દેશી રાજ્યો છે તેના બે પ્રકાર છે,

૧ વાયસરૉયની સીધી દેખરેખ નીચેનાં ૨ પ્રાંતોના અધિકારીઓની દેખરેખ નીચેનાં. બીજા પ્રકારનાં રાજ્યોનું વર્ણન પ્રાંતો સાથે આવી ગયું છે, તેથી વાયસરૉયની સીધી દેખરેખ નીચેનાં રાજ્યોનું વર્ણન આવે છે,

## ૧ કાશ્મીર

**જમીન**—પહાડી **પર્વત**-હિમાલય ને કારાકોરમ.

**નદી**—સિંધુ ને ઝેલમ, **સરોવર**-વુલર .

**હવા**—ઠંડી **વરસાદ**-સામાન્ય.

**લોકો**—મુસલમાન ને હિંદુ. તેઓ ગૌર વર્ણના ને ખૂબસુરત છે,

**હુન્નર ઉદ્યોગ**—શાલ ને પશમી કાપડ બનાવવાનો.

**ખેતીની પેદાશ**—ઘઉં તથા જાત જાતનો મેવો.

**રાજા**—ડોગરા જાતનો રજપુત છે તે કાશ્મીર ને જમ્મૂનો મહારાજા કહેવાય છે.

**જાણવા લાયક સ્થળો**—શ્રીનગર (૧,૨૬,૦૦૦) જેલમ નદી પર રાજધાનીનું શહેર છે. તે ઘણું રમણીય શહેર છે ને હોડીઓમાં બેસીને ગામમાં ફરાય છે. **જમ્મુ ને લાડક** બીજાં શહેરો છે. શ્રીનગરમાં વાયસરૉય તરફથી રેસિડેન્ટ રહે છે.

## ૨ રજપુતાના એજન્સિ.

આ એજન્સીમાં ૨૦ રાજ્યો છે તેમાં ૧૭ રજપુતોનાં, ૨ જાટનાં ને ૧ મુસલમાની રાજ્ય છે આ બધાં રાજ્યોની દેખરેખ રાખવા એજંટ ટુ ધ ગવર્નર જનરલ છે તે અજમેરમાં રહે છે. તે અજમેર મેરવાડાના ચીફ કમિશનરનો હોદ્દો પણ ભોગવે છે.

**જમીન**—રેતાળ ને પહાડી.

**પર્વત**—અરવલ્લી, **શિખર**—આબુ તે હવાખાવાનું સ્થળ છે ને તેના પર જૈન લોકોનાં સુંદર દેહરાં છે. **રણ**—મરવાડનું.

**નદીઓ— લુણી, બનાસ, ને ચંબળ**—લુણીનું પાણી ખારૂં છે.

**સરોવર**—સાંભર તે ખારૂં છે.

**હવા**—અતિ ઠંડી ને અતિ ગરમ.

**વરસાદ**—પૂર્વ ભાગમાં સામાન્ય ને પશ્ચિમ ભાગમાં ઓછો.

**ભાષા**—મારવાડી અને ઉર્દુ અથવા હિંદી.

**ખનીજ**—મીઠું (સાંભર સરોવરના પાણીમાંથી.)

**ખેતીની પેદાશ**—ઘઉં ને મકાઇ.

**મુખ્ય રાજ્યો:—૧ જોધપુર અથવા મારવાડ**—રાજધાનીનું નગર જોધપુર તે જોધા રાઠોડે વસાવ્યું હતું. કનોજના રાઠોડો અહીં આવી વસ્યા છે.

૨ જયપુર. રાજધાનીનું નગર જયપુર (૧, ૩૭,૦૦૦) તે જયસીંગે વસાવ્યું હતું. આ શહેરની બાંધણી સુંદર છે તેથી તે 'હિંદનું પારિસ' કહેવાય છે ત્યાં સંગ્રહસ્થાન તથા વેધશાળા જોવા જેવી છે.

**૩ ઉદેપુર અથવા મેવાડ**—રાજધાની ઉદેપુર ઉદેસીંગે વસાવ્યું હતું. ત્યાંના રાજા મહારાણા કહેવાય છે ને તે સિસોદીઆ રજપુતો છે. આ રજપુતો બધા રજપુતોમાં ઉંચા કુળવાન ગણાય છે કેમકે તેમણે પોતાની બેટી મુસલમાનોને લગ્નમાં આપી નથી. મેવાડમાં ઘણા બહાદુર રાજાઓ થઈ ગયા છે. ચિતોડ મેવાડની જૂની રાજધાની હતું.

**એકલીંગજી** તથા **શ્રીનાથજી** જાત્રાનાં ધામ છે.

૪. **વિકાનેર**—તેની રાજધાની વિકાનેર જોધાના દીકરા વીકાએ વસાવ્યું હતું. રાજા રાઠોડ રજપુત છે. આ રાજ્યમાં કુવાનાં પાણી ઘણાં ઉંડાં છે.

**જેસલમીર**—રાજધાની જેસલમીર જૈસલ નામના રાજાએ વસાવ્યું હતું. રાજ્યનો ઘણો ભાગ રેતાળ છે. રાજા યદુ ભટ્ટી જાતનો રજપુત છે. આ રાજ્યમાં ઘણા ભાગમાં પાણીની તાણ છે.

**ભરતપુર**—રાજધાની ભરતપુર છે. ત્યાંનો માટીનો કિલ્લો ઘણો મજબુત ગણાતો હતો રાજા જાટ રજપુત છે. દીગમાં ભરતપુરના રાજાનો મહેલ જોવા જેવો છે.

બુંદી, કોટા, કિશનગઢ, ધોળાપુર, ટોંક વગેરે બીજાં નાનાં રાજ્યો છે. છેલ્લું મુસલમાની રાજ્ય છે.

### ૩ મધ્યહિંદ એજન્સિ.

આ એજન્સિમાં ૧૪૮ રાજ્યો છે તેમાં સિંધીઆનું રાજ્ય મોટામાં મોટું છે. આ એજન્સિના બે ભાગ પડે છે.

**જમીન**—પહાડી ને ઉંચી.

**પર્વત**—વિંધ્યાચળ ને સાતપુડા. ડુંગર—કૈમુર.

**નદીઓ**—નર્મદા, શોણ ને ચંબલ.

**હવા**—વધારે ઠંડી ને વધારે ગરમ.

**વરસાદ**—સામાન્ય. **ભાષા**—હિંદી.

**ખનીજ**—વિંધ્યાચળની તળેટીમાંથી લોખંડ, બુંદેલખંડમાંથી હીરા ને કોલસા નીકળે છે.

**ખેતીની પેદાસ**—તમાકુ ને અફીણ વધારે.

**મુખ્ય રાજ્યો**—૧ ગ્વાલીઅર તેના રાજકર્ત્તા સિંધીઆ કહેવાય છે તે મરેઠા છે. રાજ્યધાની ગ્વાલીઅર કે લશ્કર છે. બીજું શહેર ઉજ્જન છે તે પ્રાચીન માળવાની રાજધાની હતું તેમાં વિક્રમ નામે પ્રતાપી રાજા થઇ ગયો છે નીમચમાં અંગ્રેજી લશ્કરની છાવણીછે.

૨ **ઇંદોર**—તેના રાજકર્તા હોલ્કર છે તે મરેઠા છે. રાજધાની ઇંદોર અહલ્યાબાઇએ વસાવ્યું હતું. ઇંદોરમાં આ એજન્સિનો એજંટ ટુ ધ ગવર્નર જનરલ રહે છે તથા રાજકુમાર કોલેજ છે. મહુમાં લશ્કરી છાવણી છે.

૩ **ભોપાળ**—મુસલમાની રાજ્ય છે તેમાં બેગમ અમલ ચલાવે છે.

૪ **ધાર** ને ૫ **રતલામ** નાનાં રજપુત રાજ્યો છે. ધાર ભોજ રાજાના વખતમાં માળવાની રાજધાની હતું. રતલામનું અફીણ વખણાય છે.

૬ **રેવા**—આ રાજ્ય ગ્વાલીઅરથી નાનું છે. તેમાં પુષ્કળ ખાણો ને જંગલો છે.

૭ **પન્ના**—આ રાજ્ય હીરાની ખાણો માટે પ્રસિદ્ધ છે.

૮ **તેહરી**—રાજકર્તા બુંદેલા રજપુત છે.

## ૪ નિજામનું રાજ્ય.

આ રાજ્ય હિંદના બધા દેશી રાજ્યોમાં મોટામાં મોટું છે. રાજા મુસલમાન છે ને તે નિજામ કહેવાય છે, ગાયકવાડી રાજથી ૧૦ ગણું મોટું છે. નિજામના દરબારમાં વાયસરૉય તરફથી રેસિડેન્ટ રહેછે.

**જમીન**—ઘણો ભાગ ઉચ્ચ પ્રદેશ છે.

**ડુંગર**—અજિન્ટા તેમાં બૌદ્ધ ધર્મની ગુફાઓ છે.

**નદીઓ**—ગોદાવરી, કૃષ્ણા, ભીમા, તુંગભદ્રા, ને મુશી.

**હવા**—સુકી. **વરસાદ**—સામાન્ય. **ભાષા**—ઉર્દુ, તેલુગુ, મરાઠી ને કાનડી.

**ખેતીની પેદાશ**—રાગી, બીજાં અનાજો, તેલીબીઆં ને રૂ.

**ખનીજ**—ગોવળકોંડા પાસેથી હીરા ને ગોદાવરીના પ્રદેશમાંથી કોલસા નીકળે છે.

**જાણવાલાયક સ્થળો**—**હૈદરાબાદ** (૫,૦૦,૦૦૦) નિઝામની રાજધાની મુશી નદી પર આવેલું છે. હિંદુસ્તાનમાં વસ્તીના પ્રમાણમાં આ ચોથું શહેર છે. **સિકંદરાબાદ** ને **બોલારામ** લશ્કરી થાણાં છે. **ઔરંગાબાદ** ત્યાં મુકરબાનો રોજો તાજમહાલ જેવો છે. **દોલતાબાદ કે દેવગઢ** ત્યાંનો કિલ્લો જોવા જેવો છે. **ગોવળકોંડા** ત્યાંના હીરા વખણાય છે. **વરંગુળ**, **બીદર**, **કલ્યાણ**, જુનાં રાજ્યોની રાજધાની હતાં. **રાયચુર** મોટું રેલવે જંક્શન છે, **અસાઇ** ઐતિહાસિક શહેર છે. **ઇલોરા** ને **એજિંટા** બૌદ્ધ ધર્મની ગુફાઓ જોવા જેવી છે.

## ૫ મ્હૈસુર.

આ મોટું હિંદુ રાજ્ય છે. સુધારામાં આગળ પડતું છે. રાજકર્તા મહારાજા કહેવાય છે. બેંગલોરમાં વાયસરૉય તરફથી રેસિડેન્ટ રહે છે તે કુર્ગનો ચીફ કમિશનર પણ છે.

**જમીન**—ઉચ્ચ પ્રદેશ છે.

**નદીઓ**—તુંગભદ્રા, પેન્નેર, પાલાર, પન્નાર ને કાવેરી.

**હવા**—સમધાત. **વરસાદ**—સામાન્ય.

**ખનીજ**—કોલાર જિલ્લામાંથી સોનું નીકળે છે.

**જંગલની પેદાશ**–ઇમારતી લાકડું ને સુખડ.

**ખેતીની પેદાશ**–રાગી, ડાંગર, શેરડી, તમાકુ ને રૂ.

**મુખ્ય શહેરો–બેંગલોર** (૧,૮૯,૦૦૦.) લશ્કરી છાવણીનું ને રેસિડેન્ટનું મથક છે. ત્યાં સુતરાઉ ને ગરમ કાપડની મીલો છે. ત્યાંની હવા ઘણી સારી છે. **કોલાર** સોનાની ખાણો માટે પ્રસિદ્ધ છે. **મ્હેસુર** રાજધાનીનું શહેર. **શ્રીરંગપટ્ટણ** ટીપુ સુલતાનની રાજધાની હતું.

## ૬ ગાયકવાડી રાજ્ય.

આ રાજ્યનું વર્ણન ૪ થા ધોરણમાં આવી ગયું છે.

## સ્વતંત્ર રાજ્યો.

### ૧ નેપાળ.

**જમીન**—ઢાળ પડતી. **પર્વત**—હિમાલય. **શિખર**–એવરેસ્ટ ને ધવલગીરિ.

**નદી**—ગોગરા, ગંડકી ને કુશી.

**જંગલ**—તેરાઈ, તેમાં સાગ ને સીસમ થાય છે.

**લોકો**—મોંગલ જાતના ને ધર્મે બૌદ્ધ.

**રાજા**—ગુર્ખા નામની સિસોદીઆ રજપુતની શાખાનો.

**શહેર—ખટમંડુ** તે રાજધાની છે. ત્યાં રેસિડેન્ટ રહે છે પરંતુ તે માત્ર બ્રિટિશ એલચી જેવુંજ કામ કરે છે.

### ૨ ભુતાન.

જમીન પહાડી છે. રાજધાની **પુનાખા** છે. લોકો શરીરે મજબુત બાંધાના છે ને બૌદ્ધ ધર્મ પાળે છે.

### ૩ ફ્રેંચ સંસ્થાનો

આ સંસ્થાનોના વહીવટ માટે પાંડેચેરીમાં ફ્રેંચ ગવર્નર જનરલ

રહે છે. તેમનાં પાંચ સંસ્થાનો છે. પાંડેચેરી, ચંદનગર, કારીકલ, યાનાન ને માહી.

### ૪ ફિરંગી સંસ્થાનો.

આ સંસ્થાનોના વહીવટમાટે ગોવામાં પોર્ટુગીઝ ગવર્નર જનરલ રહેછે. તેમનાં ત્રણ સંસ્થાનો છે, દીવ, દમણ ને ગોવા.

---

# એશિઆખંડ.

**ખંડ**—પૃથ્વીના પૃષ્ટના કેટલાક ભાગમાં પાણી છે ને કેટલાક ભાગમાં જમીન છે. જમીનને પાણી એક જત્થે નહિ આવતાં એક બીજામાં સેળભેળ થઈ ગએલ છે તેથી પાણીના ને જમીનના મોટા ભાગો એક બીજાથી જુદા હોય તેવા દેખાય છે. જમીનના એવા મોટા ભાગને ખંડ કહે છે. પૃથ્વી પર મુખ્ય ખંડ ૪ ગણાય છે. એશિઆ, યૂરોપ, આફ્રિકા ને અમેરિકા. આ ચાર ખંડ સિવાય એશિઆના અગ્નિખૂણા તરફ દ્વીપોનો મોટો સમુહ છે તે ઓશિઆનિઆ કહેવાય છે.

### એશિઆખંડ.

આપણો દેશ જે ભાગમાં આવેલો છે તે ખંડનું નામ એશિઆખંડ છે. આ ખંડ બીજા બધા ખંડો કરતાં ક્ષેત્રફળ ને વસ્તીમાં મોટો છે.

**સીમા**—ઉત્તરે—ઉત્તર મહાસાગર,

**પુર્વે**—પાસિફિક મહાસાગર.

**દક્ષિણે**—હિંદી મહાસાગર.

**પશ્ચિમે**—યુરલ પર્વત, યુરલનદી, કાસ્પિઅન સમુદ્ર, કૉકેસસ

પર્વત, કાળો સમુદ્ર, મારમોરા સમુદ્ર, ઇજિયન સમુદ્ર, **ભૂમધ્ય સમુદ્ર** ને રાતો સમુદ્ર.

**વિસ્તાર**—તેની ઉત્તર દક્ષિણ પહોળાઇ ૫૩૦૦ માઇલ ને પૂર્વ પશ્ચિમ લંબાઇ ૬૭૦૦ માઇલ છે. તેનું ક્ષેત્રફળ આપણા હિંદ કરતાં દશગણું છે. પૃથ્વીપરની કુલ જમીનનો ત્રીજો ભાગ આ ખંડમાં છે.

**કુદરતી રચના**—એશિઆ ખંડનો મધ્ય ભાગ ઉંચો છે, ને લગભગ બધા પર્વતો ત્યાંથી શરૂ થતા હોય એમ લાગે છે. એ ભાગમાં જે ઉંચો પ્રદેશ છે તેનું નામ **પામીર** છે તે ૧૨૦૦૦ ફૂટ ઉંચો છે ને દુનિયાનું છાપરૂં કહેવાય છે.

**ઉચ્ચ પ્રદેશો**—પામીર, ગોબીનું રણ, ઇરાન, અરબસ્તાન ને હિંદુસ્તાનનો દક્ષિણ ભાગ.

**સપાટ પ્રદેશો**—સૈબિરિઆ, હિંદુસ્તાનનો ઉત્તરભાગ ને ચીનનાં મેદાનો.

**પહાડો**—હિમાલય, કારાકોરમ, ક્યુએનલુન, થ્યાનશાન, આલતાઇ, યાબ્લોનોઇ, ખિન્ગાન, સ્ટેનોવોઇ, હિંદુકુશ, એલ્બુર્ઝ, તૌરસ, સુલેમાન, કોકેસસ, યુરલ, અરવલી, વિંધ્યાચળ, પશ્ચિમઘાટ, નીલગીરિ, પતકોઇ, આરાકાનયોમા ને પેગુયોમા.

**નદીઓ**—

**૧ ઉત્તર મહાસાગરને મળનારી**—આ નદીઓનાં પાણી વરસના નવ માસ ઠરેલાં લાગે છે.

**ઓબી** (૩૨૯૦ માઇલ) (**ઇર્ટીશ ઓબીની મોટી શાખા છે**)
**યેનેસી** ( ૨૯૦૦ ) ને **લીના** ( ૨૮૦૦ )

**૨ પાસિફિક મહાસાગરને મળનારી-આમુર** ( ૨૭૦૦ )

**યાંગસે ક્યાંગ** ( ૩૨૦૦ ) **હોઆંગહો**—( ૨૫૦૦ ) **કંતાન ને મેકાંગ** ( ૨૮૦૦ )

૩ **હિંદી મહાસાગરને મળનારી**—ઇરાવદિ, **બ્રહ્મપુત્રા**, **ગંગા** ( ૧૫૦૦ ) **સિંધુ** ( ૧૮૦૦ ) **યુફ્રેટિસ** ( ૧૭૦૦ ) **તૈગ્રીસ** ( બંનેનું ભેગું નામ શટઅલ આરબ છે )

૪ **સરોવરોને મળનારી**—આકસસ અથવા **અમુદર્યા કે જિહુન** ( ૧૩૦૦ ) અને જકસાર્ટિસ અથવા **સિરદર્યા કે સીહુન** ( ૧૧૫૦ ) એરલ સરોવરને મળે છે. **યુરલ** કાસ્પિઅન સરોવરને મળે છે.

**સરોવરો**—ખારાં-કાસ્પિઅન, એરલ, બલ્કાશ, ઉરૂમીયાં ને ડેડસી. ડેડસી એટલું બધું ખારૂં છે કે તેમાં માછલાં પણ જીવતાં નથી તેથી તેનું બીજું નામ 'મૃત' છે.

**મીઠાં**—બૈકલ, રાવણહૃદ, માન, તેગ્રિનોર ને પાલ્તે.

**કિનારો**—બહુ ખાંચાવાળો નથી.

**સમુદ્ર**—બેરિંગ, ઓખોટસ્ક, જાપાનની, પીળો, ચિનાઇ, બંગાળી, અરબી, રાતો, ભૂમધ્ય, ઇજિઅન, મામોરા, ને કાળો.

**સામુદ્રધુની**—બેરિંગની, કોરીઆની, મલાકાની, પાકની, ઓરમઝની, બાબલમાંડબની.

**ભૂશિર**—ચેલિસ્કીન, કેપબાળા, પૂર્વકેપ ને કેપ રોમાનિઆ

**દ્વીપકલ્પ**—કામસ્કાટ્કા, કોરિઆ, હિંદીચીન, દક્ષિણ હિંદુસ્તાન, અરબસ્તાન ને એશિઆ માઇનર.

**બેટ**—નવો સૈબીરિઆ, ક્યુરાઇલ, સગેલિઅન, જાપાનના ટાપુ, લુચુ, ફોરમોસા, હૈનાન, સિલોન ને સૈપ્રસ.

**રણો**—અરબસ્તાનનું, ઇરાનનું, હિંદુસ્તાનનું ને ગોબીનું.

**આબોહવા**—આ ખંડના આબોહવા પ્રમાણમાં ૪ ભાગ પડેલા છે.

૧ ઉત્તર ભાગમાં હવા ઠંડી, ને સુકી છે ત્યાં વરસાદ બહુ વરસતો નથી.

૨ અરબસ્તાનથી ગોબીના રણ સુધીના પ્રદેસમાં શિઆળામાં ઠંડી ને ઉનાળામાં તાપ સખત પડે છે, વરસાદ ક્વચિત્ પડે છે તેથી પાણીની તાણ પડે છે.

૩ હિંદુસ્તાન અને હિંદીચીન મોન્સુનના પ્રદેશ છે એ દેશોના પશ્ચિમ કિનારા પર પુષ્કળ વરસાદ પડે છે.

૪ મલયા દ્વીપકલ્પ, સિલોન ને દક્ષિણહિંદુસ્તાન ગરમ પ્રદેશો છે.

**વનસ્પતિ**—ઉત્તરના પ્રદેશમાં શિઆળામાં જમીન પર બરફ પડેલો હોય છે ત્યાં ઉનાળામાં ટુંકા નાના છોડવા ને શેવાળ થાય છે. તેના દક્ષિણના ભાગમાં પાઈનના ઝાડનાં મોટાં જંગલ છે.

રણવાળા ભાગની અંદર વરસાદ નહિ હોવાંને લીધે વનસ્પતિ થોડી છે, માત્ર નાનું ઘાસ થાય છે. પશ્ચિમ તરફના રણના પ્રદેશમાં ખજુરનાં ઝાડ પુષ્કળ થાય છે.

વરસાદના પ્રદેશમાં લિલોતરી પુષ્કળ થાય છે. આ ભાગમાં ગરમી ને વરસાદને લીધે ચોખા, શેરડી, ગળી ને અફીણ થાય છે. ડુંગરો પર ચા થાય છે. ડુંગર પર પુષ્કળ જંગલ હોય છે તેમાં સીસમ, ખેર, સાગ, દેવદાર, વગેરે ઝાડો થાય છે. દરિઆ કિનારે નાળિએરી ને સોપારી થાય છે. ગરમ પ્રદેશમાં ગરમ મસાલા પુષ્કળ થાય છે. આ ખંડના પશ્ચિમ ભાગમાં પુષ્કળ મેવો થાય છે.

**જનાવરો**—ઉત્તરના ભાગમાં રેન્ડીઅર નામનું જનાવર થાય છે, તે બરફ પર ગાડી ખેંચે છે. ઉત્તરના જંગલવાળા પ્રદેશમાં રૂવા-

વાળાં જનાવર પુષ્કળ થાય છે ત્યાંનાં રીંછ સફેદ હોય છે. રણના પ્રદેશમાં ઊંટ થાય છે, કોઇ ઉંટને તો બે ખુંધ હોય છે. મધ્ય એશિઆમાં ઘોડા ને ટિબેટમાં યાક જાતનું જનાવર ગાડી ખેંચે છે. હાથી, વાઘ, ગેંડા, સિંહ, પાડા, રીંછ વગેરે હિંદુસ્તાન ને હિંદી-ચીનમાં જોવામાં આવે છે. નદીઓમાં મગરો થાય છે. અરબસ્તાન ને ઇરાનના ઘોડા વખણાય છે. ટિબેટમાં કસ્તુરી મૃગ થાય છે.

**લોકો**—આ ખંડમાં લગભગ ૮૭ કરોડ માણસની વસ્તી છે. એશિઆની વસ્તીનો મોટો ભાગ ચીન, હિંદુસ્તાન ને જાપાનમાં વસે છે એ ત્રણમાં થઈને લગભગ ૭૫ કરોડ થાય છે. ઉત્તરના ભાગમાં વસ્તી ઘણીજ ઓછી છે.

**લોકોના પ્રકાર**—કોકેશિઅન, મોંગોલિઅન ને મલાઈ.

૧ **કોકેશિઅન** તેના શરીરનો રંગ ગૌર અથવા ઘઉંવર્ણો હોય છે, વાળ કાળા અથવા બદામી રંગના ને સુંવાળા હોય છે, મોં સહજ લાંબુ હોય છે ને શરીર ઉંચું ને કદાવર હોય છે, આ વર્ગ એશિઆના પશ્ચિમ ભાગમાં ને હિંદુસ્તાનમાં જોવામાં આવે છે.

૨ **મોંગોલિઅન** તેની ચામડી પીળી હોય છે. તેઓનાં ગાલનાં હાડકાં ઉપસેલાં, આંખો સાંકડી ને ત્રાંસી. નાક ચપટાં, વાળ સીધા ને કાળા, ને દાઢી ઓછી હોય છે. આ વર્ગ મધ્ય એશિઆ ને ઉત્તર એશિઆમાં વસે છે. જાપાન, ચીન, તિબેટ ને બ્રહ્મદેશમાં તેની મોટી વસ્તી છે.

૩ **મલાઈ** તેમની આંખો કોકેશિઅન લોક જેવી, વાળ મોંગોલિઅનના જેવા કાળા ને બરછટ, મોંનો ઘાટ કાળા હબસીના

જેવો ને ચપટો. આ વર્ગ મલાયા દ્વીપકલ્પ ને તે તરફના ભાગમાં જોવામાં આવે છે.

**ધર્મ**–બૌદ્ધ, હિંદુ, મુસલમાન ને ખ્રિસ્તી.

બૌદ્ધ ધર્મવાળા ૪૨ કરોડ, હિંદુધર્મી ૨૧ કરોડ, મુસલમાન ૧૨ કરોડ ને ખ્રિસ્તી ધર્મ માનનારા થોડા લોકો છે. ખ્રિસ્તી ધર્મી યૂરોપખંડમાં ઘણા છે.

**ખનીજ પેદાશ**–આ ખંડમાં ખનીજ પુષ્કળ છે પરંતુ તેનો જોઇએ તેવો ઉપયોગ થતો નથી.

**સોનું**—આલતાઇ પર્વતમાંથી ને મ્હૈસુરમાંથી.

**લોખંડની કાચી ધાતુ**—ઘણા ખરા દેશમાંથી.

**કોયલા**—ચીન, સૈબિરીઆ, ઇરાન, એશિઆ માઇનોર, જાપાન ને હિંદુસ્તાનમાંથી.

**તાંબું**–જાપાન, હિંદુસ્તાન ને સૈબિરિઆમાંથી.

**કલાઇ**–મલાયા દ્વીપકલ્પમાંથી, ને તિનાસરીમમાંથી.

**કેરોસીન**–કોકેસસની દક્ષિણમાંથી, હિંદીચીન ને બ્રહ્મદેશમાંથી

**મીઠું**—દરીઆ ને સરોવરોનાં ખારાં પાણીમાંથી.

**ખેતીની પેદાશ**—ઉત્તરના ઠંડા પ્રદેશમાં અનાજ પાકતું નથી, તેનાથી દક્ષિણના પ્રદેશમાં ડાંગર, જુવાર, મકાઇ, ઘઉં વગેરે ઉત્પન્ન થાય છે. વરસાદવાળા ગરમ પ્રદેશોમાં ડાંગર બહુ પાકે છે. દક્ષિણ ને અગ્નિખૂણાના ભાગમાં શેરડી પુષ્કળ થાય છે. ગરમ પ્રદેશમાં ગરમ મસાલા પુષ્કળ થાય છે.

**તમાકુ**–હિંદુસ્તાન, એશિઆ માઇનોર ને જાપાનમાં.

**રૂ**–હિંદુસ્તાન, એશિઆ માઇનોર, ચીન, કોકેસિઆ ને તુર્કસ્તાનમાં

**શણ**–હિંદુસ્તાનના ઇશાન ભાગમાં.

ચા—હિંદુસ્તાન, સિલોન, ચીન ને જાપાનમાં.

**રેશમ**—હિંદુસ્તાન, ચીન, જાપાન, એશિઆ માઇનોર, ઈરાન ને તુર્કસ્તાનમાં.

**ઘુંઉ**—હિંદુસ્તાન ને અરબસ્તાનમાં.

**જંગલની પેદાશ**—સાગ, ગુંદર, રબર, રાળ. ને ઔષધ.

**હુન્નરોદ્યોગ**—આ ખંડ હુન્નર અને ઉદ્યોગમાં યુરોપ ને અમેરિકા કરતાં પછાત છે. હાલમાં હુન્નર ને ઉદ્યોગમાં આ ખંડના લોકોનું લક્ષ ખેંચાવા લાગ્યું છે. જાપાનમાં ઘણો માલ બનવા લાગ્યો છે.

સુતરાઉ કાપડ—હિંદુસ્તાન, ચીન ને જાપાનમાં.

શણના કોથળા—હિંદુસ્તાનમાં.

રેશમી કાપડ—હિંદુસ્તાન ને જાપાનમાં.

ફટાકડા—ચીનમાં.

કાથાનાં દોરડાં—હિંદુસ્તાનમાં.

**રેલ્વે**—આ ખંડમાં હિંદુસ્તાન ને જાપાનમાં રેલ્વે ઘણી બંધાઈ છે. ચીનમાં હમણાજ શરુઆત થઈ છે. મુખ્ય રેલવે નીચે મુજબ છે.

હિંદુસ્તાનની રેલ્વેઓ—હિંદમાં.

જાપાનની રેલ્વેઓ—જાપાનમાં.

ત્રાંસકાસ્પિઅન રેલ્વે—એશિઆના ઉત્તર ભાગમાં.

બગદાદ રેલ્વે—તુર્કસ્તાનમાં.

**બંદરો**—સ્મર્ના, મુંબઇ, કલકત્તા, કોલંબો, સિંગાપોર, હોંગકોંગ, શાંગહાઈ, ને યોકોહામા.

**આયાત**—તૈયાર કરેલો માલ જેવો કે સુતરાઉ, રેશમી, શણનું

ને ઊનનું કાપડ, સાંચાઓ, દવાઓ, કાગળ, કાચનો ને ધાતુનો સામાન, વગેરે.

**નિકાસ**—કાચો માલ જેવો કે ચા, રેશમ, રૂ, રંગો, તેલી બીઆં, ગુંદ, ગરમ મસાલા, ચોખા, ઘઉં, ઊન, શણુ, સાગ ને કેરોસીન.

**રાજ્યો**—એશિઆના ૪ ભાગો થઈ શકે. દક્ષિણનો મુલક અંગ્રેજો તથા ફ્રેંચોને તાબે છે, પૂર્વમાં બૌદ્ધ લોકોનાં રાજ્યો છે, ઉત્તરમાં રૂશિઆનું રાજ્ય છે ને પશ્ચિમમાં મુસલમાની રાજ્યો છે.

૧ દક્ષિણ ભાગ—તેમાં હિંદુસ્તાન, મલાયા દ્વીપકલ્પ, સિઆમ, ને ફ્રેંચ હિંદીચીન છે.

૨ પૂર્વભાગ—તેમાં ચીન ને જાપાનમાં બે મોટાં રાજ્યો છે.

૩ ઉત્તર ભાગ—તેમાં રશિઆનું મોટું રાજ્ય છે.

૪ પશ્ચિમ ભાગ—તેમાં એશિઆઈ તુર્કસ્તાન, અરબસ્તાન, ઇરાન ને અફગાનિસ્તાન એમ ચાર મુસલમાની રાજ્ય છે.

## રાજકીય વિભાગ.

૧ હિંદુસ્તાન, ૨ સિલોન, ૩ હિંદીચીન, ૪ ચીનનું રાજ્ય, ૫ જાપાન, ૬ એશિઆઇ રશિઆ, એશિઆઈ તુર્કસ્તાન, ૮ અરબસ્તાન, ૯ ઇરાન, ૧૦ અફગાનિસ્તાન.

### ૧ હિંદુસ્તાન.

હિંદુસ્તાનનું વિગતવાર વર્ણન પાછળ આવી ગયું છે.

### ૨ સિલોન.

સિલોનનું બીજું નામ લંકા છે. તે હિંદી મહાસાગરમાં હિંદુસ્તાનની દક્ષિણે મોટો બેટ છે. તે અંગ્રેજ સરકારને તાબે છે. તેનો

અધિકારી ગવર્નર છે, તે હિંદના વાયસરોયની સત્તામાં નથી. આ ટાપુનો મધ્ય ભાગ ઉચ્ચ પ્રદેશ છે.

**પર્વત**—પેદ્રા તાલા ગલ્લા તેનું શિખર **સામનિકલા** છે.

**ટાપુ**—માલદ્વીપ. હવા ગરમ ને ભેજવાળી. **વરસાદ**—ઘણો.

**ખનીજ પેદાશ**—માણેક, પ્લમ્બેગો ને મીઠું.

**ખેતીની પેદાશ**—ડાંગર, ચા, કેકાઉ ને તમાકુ.

**જંગલની પેદાશ**—તજ, સિંકોના, ને ઈમારતી લાકડું.

**જનાવર**—સિલોનના જંગલમાં હાથીનાં ટોળાં ફરતાં જણાય છે તે ઉપરાંત ચિત્તા અને રીંછ પણ છે.

**ભાષા**—તામીલ. **ધર્મ**—બૌદ્ધ.

**જાણવા લાયક સ્થળો**—કોલંબો રાજધાની ને મુખ્ય બંદર છે ત્યાંથી ચા, ખુંદ, તજ ને કોપરેલ પરદેશ ચઢે છે. **પોઇંટ ડીગાલી** નાનું બંદર છે. **ત્રિંકોમાલી** દરિઆઈ લશ્કરી વહાણનું મથક છે. **જાફના** ઉત્તર તરફનું બંદર છે. **કાંડી** જુની રાજધાની છે.

ટીપ—સિલોનનું જૂનું નામ લંકા હતું ત્યાં રાવણ નામે પ્રતાપી અનાર્ય રાજા થઈ ગયો છે. તેના વખતમાં લંકા ઘણો આબાદ ટાપુ હતો.

## ૩ હિંદીચીન.

હિંદુસ્તાન ને ચીનની વચ્ચે આ મોટો દ્વીપકલ્પ છે.

**ભાગ**—સિઆમનું રાજ્ય, મલાયા દ્વીપકલ્પ ને ફ્રેંચ હિંદીચીન.

**નદીઓ**—ઈરાવદી, સાલવિન, મેકાંગ ને મેનામ.

**હવા**—ગરમ ને ભેજવાળી.

**જંગલની પેદાશ**—સાગ, ગુંદર, ગટાપર્ચા ને વાંસ.

**મુખ્ય પાક**—ડાંગર, શેરડી, રૂ, તમાકુ, ને ગળી.

**લોકો**—મોંગોલીઅન વર્ગના **ધર્મ**—બૌદ્ધ.

**કારીગરી**—મિનો પુરવાનું કામ.

**જનાવર**—જંગલમાં ગિબન ને ઉરાંગ ઉટાંગ નામના કપિ રહે છે.

### અ સિઆમ.

**વિસ્તાર**—મુંબાઇ ઈલાકાથી સહેજ મોટું.

**જાણવાલાયક સ્થળો**—બાંકોક (૬,૨૮,૦૦૦) રાજધાનીનું શહેર મૈનામ નદીના મુખપર છે. **યુથીઆ** અગાઉની રાજધાની.

હકીકત—સિઆમ સ્વતંત્ર રાજ્ય છે. મુલક ફળદ્રુપ છે તેમાં સાગ ને ચોખા પુષ્કળ થાય છે. સિઆમના રાજા સાહેબે છેલ્લા જર્મની સાથેના વિગ્રહમાં મિત્રરાજ્યોના પક્ષમાં રહી સારી મદદ કરી હતી.

### બ મલાયા દ્વીપકલ્પ.

આ દ્વીપકલ્પનો ઉત્તર ભાગ સિઆમના રાજાને તાબે છે ને દક્ષિણનો ભાગ બ્રિટિશ લોકોને તાબે છે. તે **સ્ટ્રેટ સેટલમેંટ** કહેવાય છે તેનો અર્થ સામુદ્રધુનીપરનાં સંસ્થાન થાય છે.

**ટાપુ**—પિનાંગ ને સિંગાપોર. **ભૂશિર**—કેપ રોમાનિઆ.

**સ્ટ્રેટ સેટલમેંટ**—સિંગાપોર, પિનાંગ, મલાકા અને વેલેસલી.

**સંયોગી ભૂમિ**—ક્રોની. **સામુદ્રધુની**—મલાકાની.

**હવા**—ગરમ ને બિનારોગ્યવાળી.

**ખનીજ**—કલાઈ.

**વનસ્પતિની પેદાશ**—સાગ, ગરમ મસાલા, નેતર, ખાંડ વગેરે.

**જાણવાલાયક સ્થળો**—**સિંગાપોર** ( ૩,૨૩,૦૦૦ ) સ્ટ્રેટ સેટલમેંટની રાજધાની છે તે ચીન, જાપાન, આસ્ટ્રેલિઆ, વગેરે દેશોમાં જવાના રસ્તાપર એ મોટું બંદર ને નૌકાસૈન્યનું સ્થાન છે. **જ્યોર્જ ટાઉન** (૧,૨૯,૦૦૦) પિનાંગનું મુખ્ય શહેર છે.

## क ફ્રેંચ હિંદીચીન.

**ભાગ**—ખાલસા કોચીન ચીન, કંબોજ, અનામ ને ટોનકીન છેલ્લાં ત્રણ તાબાનાં રાજ્ય છે.

**વિસ્તાર**—મુંબઈ ઈલાકાથી સવાગણો.

**ખનીજ**—કોલસા, તાંબુ, ને લોખંડ.

**વનસ્પતિની પેદાશ**—ડાંગર, રૂ, રેશમ, ખાંડ ને ગરમ મસાલો.

**જાણવાલાયક સ્થળો**—**સેગોન** બંદર છે તે ખાલસા કોચીનની રાજધાની છે. **હનોઈ** (૧,૩૭,૦૦૦ ) ટોનકીનના રાજની રાજધાની છે. આ દેશનો ફ્રેંચ ગવર્નર જનરલ અહીં રહે છે.

**હ્યુએ**—હ્યુએ અનામની રાજધાની છે. **નામપેન** કંબોજની રાજધાની છે તે રેવંચીના શીરા માટે પ્રખ્યાત છે.

## ૪ ચીનનું રાજ્ય.

હિંદુસ્તાનની પૂર્વે આ મોટું રાજ્ય છે. તે હિંદુસ્તાન કરતાં અઢીગણું છે. આ રાજ્યે એશિઆનો લગભગ $\frac{1}{4}$ ભાગ રોક્યો છે.

**ભાગ**—શુદ્ધચીન, મંચુરિઆ, મોંગોલિઆ, પૂર્વતુર્કસ્તાન ને તિબેટ.

## अ શુદ્ધચીન.

આ ભાગ ઘણોજ ફળદ્રુપ ને ભારી વસ્તીવાળો છે તે લગભગ

હિંદુસ્તાન જેવડો છે પણ વસ્તી હિંદુસ્તાનથી સવાગણી એટલે ૩૯ કરોડ છે. આ ભાગમાં માટી પીળી છે તેમજ દરેક ચીજ પીળી છે. ડુંગરો, ખેતરો, રસ્તા, ઘરો, ઝરા, નદીઓ પીળાં છે. વનસ્પતિ પણ પિળાશપર જોવામાં આવે છે. લોકોનો રંગ પણ પીળો છે.

**નદીઓ**—પેહો, હોઆંગહો, યાંગસેક્યાંગ, ને સિકયાંગ.સિકયાંગ નદી મુખ આગળ કન્ટોન કેહવાય છે,

**બેટ**—હૈનાન, હોંગકોંગ, (અંગ્રેજને તાબે) ફાર્મોસા, (જપાનને તાબે), લુચુ (જપાનને તાબે).

**અખાત**—ત્વિલોતુંગ ને પેચીલી.

**બંદર**—ત્રિએન્ટ્સિન, શાંગહાઈ, ફુચ્ચૌ, કન્ટોન, ને હોંગકોંગમાંનું વિકટોરિઆ.

**હવા**—સમધાત. હિંદુસ્તાન કરતાં સહેજ ઠંડી.

**વરસાદ**—કિનારાપર પુષ્કળ વરસાદ પડે છે.

**ખનીજ**—આ ભાગમાં પુષ્કળ ખનીજો છે પણ ખોદી કાઢવામાં આવતા નથી. ચીનની જમીનમાં પુષ્કળ, (યુરોપખંડથી ૨૦ ગણા) કોલસા છે.

**વનસ્પતિની પેદાશ**—આ ભાગમાં જંગલો નથી. માત્ર વાંસ, શેતુર ને મેવાનાં ઝાડ છે. અહીં હિંદમાં થતા તમામ પાક થાય છે. મુખ્ય પાક ડાંગર, ઘઉં, શેરડી, રૂ, ને અફીણ છે. રેશમ તથા ચા પુષ્કળ થાય છે.

**લોકો**—મોંગોલીઅન વર્ગના. **ધર્મ**—બૌદ્ધ.

**હુન્નર ઉદ્યોગ**—રેશમી કાપડ, ચિનાઇ માટીનાં વાસણ, ફટાકડા વગેરે ચીનમાં સારાં બને છે. બંદુકના દારૂની, હોકાયંત્રની ને છાપવાની કળાની શોધ પ્રથમ ચીના લોકોએ કરી કહેવાય છે.

**વિશેષ હકીકત**—ચીના લોકોએ તાર્તારના હુમલાથી બચવા માટે ઉત્તર તરફ એક ભારે દિવાલ બાંધી છે જે ૧૫૦૦ માઇલ લાંબી, ૩૦ ફૂટ ઉંચી ને છ ઘોડા સાથે દોડયા જાય તેટલી પહોળી છે. હસ્તકૃત કારીગરીનો આ મહાન નમુનો છે.

ચીનનું રાજ્ય પ્રજાસત્તાક છે.

**જાણવાલાયક સ્થળો**—પેકિન (૧૩,૦૦,૦૦૦) ચીનની રાજધાનીનું શહેર છે. ટ્રિએન્ટ્સિન,(૯૦૦,૦૦૦) **શાંગહાઈ** (૬૫૧૦૦૦ **ફુચ્ચૌ** (૬,૫૧,૦૦૦) ને **કન્ટોન** ( ૧૦,૦૦,૦૦૦ ) એ ચાર મુખ્ય બંદરો છે તેમાં પરદેશીને વેપાર કરવાની પરવાનગી છે.

**પરદેશી સંસ્થાનો**—મકકો પોર્ટુગીઝને તાબે છે. હોંગકોંગ અંગ્રેજ સરકારને તાબે છે તેનું મુખ્ય શહેર વિકટોરિઆ છે. તે મોટું બંદર છે ત્યાં લશ્કર ને નૌકાસૈન્ય રહે છે.

**કિઓસુ**—જર્મનીને તાબે હતું ને હમણાના વિગ્રહ વખતે જાપાને જીતી લીધું છે વેહાઇવે ઇગ્લાંડને તાબે છે.

**બ મંચુરિઆ**

મંચુ લોકો પરથી આ ભાગ મંચુરિઆ કહેવાય છે. તે મુંબઇ ઇલાકાથી બમણો મોટો છે. આ ભાગનો ઘણો ભાગ હાલ જાપાનને કબજે છે. હવા ગરમ છે. વરસાદ સારો છે. જમીન ફળદ્રુપ છે પણ શિઆળામાં ઘણી ઠંડી પડે છે.

**મુખ્ય બંદર**—પોર્ટઆર્થર તે જાપાનને કબજે છે,
**નદી**—આમુર.

**મુખ્યશહેર**—**મકડેન** ( ૧૫૮,૦૦૦ ) તે રાજધાનીનું નગર છે ત્યાં સાગ ઘણો થાય છે.

**ક મોંગોલિઆ**—મોંગોલિઅન વર્ગ પરથી આ ભાગ મોંગો-

લિઆ કહેવાય છે તે ઉંચો પ્રદેશ છે. તેમાં ગોબીનું મોટું રણ છે. અહીંની જમીન ઉજ્જડ છે. જમીન પર ઘાસ સિવાય કંઇ ઉગતું નથી. ત્યાંના લોકો ઢોર પાળીને ગુજરાન કરે છે તેથી ત્યાંની વસ્તી ભરવાડ જેવી ભટકતી જાતની છે. તેઓ ઘોડા કે ઊંટ પર બેસીને મુસાફરી કરે છે. હવા ઉનાળામાં અતિ ગરમ ને શિઆળામાં અતિ ઠંડી હોય છે.

**જાણવાલાયક શહેરો**—ઉર્ગા આ ભાગનું મુખ્ય શહેર છે ત્યાં ચીનનો ગવર્નર રહે છે. **મૈમશિન** ચિનાઈ સરહદ પરનું છેલ્લું મથક છે.

**૩ પૂર્વ તુર્કસ્તાન અથવા ચિનાઇ તુર્કસ્તાન.**

એ થિઆનશાન ને કવેનલુન પર્વતોની વચ્ચે આવેલો ઉંચો પ્રદેશ છે. તેનું ક્ષેત્રફળ હિંદના ક્ષેત્રફળનો ચોથો ભાગ છે. પણ વસ્તી બહુજ થોડી છે. લોકો ભટકતી જાતના મોંગોલિઅન ને તુર્ક છે.

**નદી**—તારિમ. **સરોવર**—લોપ્નોર.

**જાણવાલાયક સ્થળો**—**યાર્કંદ** મોટું શહેર છે તે કારાકોરમ ઘાટને રસ્તે કાસ્મીર સાથે વેપાર ચલાવે છે. **કાશગર** વેપારનું સ્થાન ને મુખ્ય શહેર છે.

**૪ ટિબેટ.**

તે હિંદની ઉત્તરે આવેલો છે. તે દુનિયામાં ઉંચામાં ઉંચો પ્રદેશ છે. હિંદની ઘણી ખરી મોટી નદીઓનાં મૂળ ટિબેટમાં છે. શિઆળામાં અહીં ઘણી ઠંડી પડે છે ને જમીન બરફથી ઢંકાએલી રહે છે. લોકો મોંગોલિઅન વર્ગના છે ને બૌદ્ધધર્મ પાળે છે. તેઓનો મોટો ધર્મગુરુ **લામા** તે આ દેશનો રાજા ગણાય છે. અહીં બૌદ્ધ ધર્મના ઘણા મઠ છે.

**સરોવરો**—ટિંગ્રિનોર, માન, રાવણહ્દ ને પાલ્તે.

**નદીઓ**—સિંધુ, સાંપુ, ઇરાવદી, મેકાંગ, હોઆંગહોને યાંગસેક્યાંગ

**મુખ્ય શહેર**—લાસા તે રાજધાનીનું નગર છે.

**વિશેષ હકીકત**—ટિબેટમાં યાક નામનું બળદને મળતું જનાવર થાય છે તે બોજો ઉંચકે છે. વળી કસ્તુરી મૃગ થાય છે તેની દૂંટીમાંથી કસ્તુરી નીકળે છે.

**૫ જાપાન ( કોરીઆ સહિત)**

ચીનની પૂર્વે પાસિફિક મહાસાગરમાં આ રાજ્ય આવેલું છે. એમાં ચાર મોટા ટાપુ છે અને બીજા ઘણા નાના છે. મુખ્ય ટાપુ હોન્ડુ છે.

**જાપાનના ટાપુનાં નામ**—યસો, નિફોન (હોન્ડુ), શિકોક ને કયુશિયુ એ ચાર મુખ્ય છે. બીજા કયુરાઇલ્સ, લુચુ, ફોર્મોસા ને ને અર્ધો સઘેલિઅન છે.

**વિસ્તાર**—મુંબઇ ઇલાકા જેટલો.

**પર્વત**—ફયુજી, જાપાનમાં જ્વાળામુખી પર્વતો ઘણા છે. તેથી ધરતીકંપ બહુ થાય છે. દર વરસે લગભગ ૪૦૦–૫૦૦ આચકા લાગે છે.

**નદી**—જાપાનમાં મોટી નદીઓ નથી.

**હવા**—સમધાત. જાપાનમાં પૂર્વ કિનારા તરફ જેટલી ઠંડી પડવી જોઇએ તેટલી પડતી નથી કેમકે કયુરોસીવો નામનો ગરમ પ્રવાહ ત્યાં ગરમી ખેંચી લાવે છે.

**વરસાદ**—પુષ્કળ ને આખું વરસ પડે છે.

**ખનીજ**—તાંબું, લોઢું, ગંધક, ને કોલસા.

**વનસ્પતિની પેદાશ**—ડાંગર, ઘઉં, શેરડી ને ચા પુષ્કળ થાય છે. ચાની પેદાશ એટલી બધી છે કે ખેતરને ફરતી વાડ પણ

ચાના છોડની કરે છે. કપુર, લાખ, ગુંદર, પીપર ને શેતુરનાં ઝાડ પુષ્કળ થાય છે.

**લોકો**—મોંગોલિઅન વર્ગના છે. તેઓ વિદ્યાકળામાં ઘણા આગળ વધી ગયા છે. તેઓ સભ્ય ને ખુલ્લા દીલના છે ને જે સારી હોય તે ગ્રહણ કરે છે. જાપાનની વસ્તી લગભગ પા કરોડ છે.

**ધર્મ**—બૌદ્ધ.

**હુન્નર ઉદ્યોગ**—જાપાન કેટલાંક વરસથી હુન્નરઉદ્યોગમાં ઘણો આગળ વધી ગએલો છે. તેના લોકો બીજા દેશમાં જઇને નવા નવા હુન્નર શીખી લાવ્યા છે ને પોતાના દેશમાં દાખલ કર્યાં છે. આપણા બજારમાં ઘણી ચીજો એવી વેચાય છે કે જે જાપાનમાં બનેલી હશે.

**જાણવાલાયક સ્થળો**—**ટોકીઓ** (યદો) ( ૨૧,૮૬,૦૦૦ ) રાજધાનીનું શહેર છે. ત્યાં જાપાનનો શહેનશાહ (મિકાડો) રહે છે. શહેરમાં પુષ્કળ કારખાનાં છે.

**યોકોહામા**(૩,૯૪૦૦૦)ટોકિયોનું બંદર છે.**ઓસાક**(૧૨,૦૦૦૦૦) મોટું બંદર છે તે ચા તથા ચોખાના વેપાર માટે પ્રસિદ્ધ છે. **કિઓટો** (૪,૪૨૦૦૦) માટીનાં વાસણ માટે પ્રખ્યાત છે. **નાગાસાકિ** (૧૭૬,૦૦૦) ભવ્ય બંદર છે.

**વિશેષ હકીકત**—જાપાનનું રાજ્યબંધારણ યુરોપનાં આગળ વધેલાં રાજ્યો જેવું છે એટલે શહેનશાહ પાર્લામેન્ટની મદદથી રાજ્ય ચલાવે છે. જાપાન પાસે મોટું લશ્કરને નૌકા સૈન્યબળવાન છે. તેણે ૧૯૦૧ માં રૂશિઆને હરાવ્યું ત્યારથી તેની ગણના મોટાં રાજ્યોમાં થવા લાગી છે. જાપાન હમણાના છેલ્લા વિગ્રહ વખતે મિત્રરાજ્યોની બાજુમાં રહી જર્મનીની સામે થયું હતું એમ કરી તેમણે ન્યાયી બાજુ લીધી હતી.

**કોરિઆ**—૧૯૧૦થી કોરિઆ જાપાન સાથે જોડાઇ ગયું છે. લોકો મોંગોલિઅન વર્ગના છે તે બૌદ્ધ ધર્મ પાળે છે. તેની રાજધાની સેઓલ ( ૨,૭૮,૦૦૦ ) છે.

ટીપ—આ ઉપરાંત મંચુરિઆનો કેટલોક ભાગ ને પોર્ટ આર્થર બંદર જાપાનને તાબે છે.

## ૬ *એશિઆઈ રશિઆ.

આ ભાગે એશિઆખંડનો ⅓ ભાગ રોકયો છે. તેનો વિસ્તાર હિંદુસ્તાન કરતાં ૪ ગણો છે પણ વસ્તી ઘણીજ ઓછી છે. તેના ૩ ભાગો છે. સૈબીરિઆ, રશિઅન તાર્તરિ અને કોકેશિઆ.

## સૈબીરિઆ.

**જમીન**—પહાડી ને જંગલવાળી. હવા—ઘણી ઠંડી.

**પર્વત**—આલતાઈ, યાબ્લોનોવોય, ને સ્ટેનોવોય.

**નદી**—ઓબી, યેનેસી, લીના અને આમુર. આ નદીઓ વરસના કેટલાક મહીના ઠરેલી રહે છે.

**સરોવર**—બૈકલ. તેનું પાણી મીઠું છે.

**દ્વીપકલ્પ**—કામસ્કાટકા **ટાપુ**—સઘેલિઅન (અર્ધો)

**ભૂશિર**—ચેલિસ્કીન, પૂર્વ કેપ ને લોપાટકા.

**વિસ્તાર**—હિંદુસ્તાનથી ૨૫ ગણો.

* આ દેશ યુરોપી રશિઆના ઝારને તાબે હતો પરંતુ હમણાના મહાન યુરોપી વિગ્રહમાં રશિઆમાંથી ઝારની સત્તા નાબુદ થઈ છે ને મહાન રશિઅન રાજ્યના પુષ્કળ વિભાગ પડી ગયા છે. દરેક ભાગ સ્વતંત્ર થવા ઇચ્છે છે જેથી રશિઆમાં નિયમિત રાજસત્તા હજુ શરૂ થઇ નથી.

**વસ્તી**—માત્ર ૮૭ લાખ માણસની.

**પેદાશ—ખેતીની**—અનાજ ભાગ્યેજ પાકે છે તોપણ દક્ષિણના ભાગમાં ઘઉં, જવ ને રાય થાય છે.

**જંગલની**—દેવદાર વગેરે લાકડાં.

**ખનીજ**—સોનું, રૂપું ને કોલસા. યુરલ પર્વતમાંથી સોનું અને આલતાઈમાંથી સોનું, રૂપું ને કોલસા નીકળે છે.

**પ્રાણીજ**—ચીછાં, રૂવાં, ચામડાં, વાળ, વગેરે.

**જાણવાલાયક સ્થળો**— ઇરકુટ્સ્ક પૂર્વ સૈબીરિઆનું મુખ્ય શહેર તેનો વેપાર રૂવાંનો છે. ટોબોલ્સ્ક જૂની રાજધાની. **ઓમ્સ્ક** પશ્ચિમ સૈબીરિઆનું મુખ્ય શહેર. **ટોમ્સ્ક** વેપારી મથક.

**વર્ખોયાન્સ્ક ને યેકુટ્સ્ક**—દુનિયામાં ઠંડામાં ઠંડાં શહેરો. **વ્લેડીવોસ્ટક** નૌકા સૈન્યનું સ્થળ.

**પેટ્રાપોલ્સ્ક**—કામસ્કાટકાનું મુખ્ય શહેર.

**ટીપ**—સૈબીરિઆ ઘણોજ ઠંડો મુલક છે. વરસના નવ માસ નદી, સરોવર, વગેરે ઠરી જાય છે.

## રશિઅન તુર્કસ્તાન અથવા તાર્તરિ.

**જમીન**—સપાટ ને રેતાળ. **નદી**—આમુ ને સિર.

**સરોવર**—એરલ ને કાસ્પિઅન. તેનું પાણી ઘણું ખારૂં છે ને વિસ્તાર મોટો છે તેથી તેને સમુદ્ર પણ કહે છે.

**વિસ્તાર**—લગભગ હિંદુસ્તાન જેટલો. **વસ્તી**—આછી પરંતુ સૈબીરિઆથી ઘાટી. લોકો ભટકતા ફરે છે ને ઢોર ચારે છે.

**આબોહવા**—ઉનાળામાં સુકી ને ઘણી ગરમ તેથી ઉલટું શિઆળામાં ઘણી ઠંડી.

**પેદાશ**—નદી કિનારાના પ્રદેશમાં મેવો, અનાજ ને શાક થાયછે.

**જાણવાલાયક સ્થળો**—તાસ્કંદ રાજધાનીનું શહેર, ત્યાં રશિઅન ગવર્નર રેહે છે. ખોકંદ વેપારનું મથક ને હિંદના પહેલા મોગલ પાદશાહ બાબરની જન્મભૂમિ. **સમરકંદ** તૈમુરની જન્મભૂમિને રાજધાની.

**રક્ષિતરાજ્યો—ખીવ ને બોખારા** બંને મુસલમાની છે.

**ટીપ**—આ ભાગનું બીજું નામ મધ્ય એશિઆ છે. લોકો તુર્ક છે. હિંદમાં આવેલા આર્ય લોકો, મોગલ લોકો, વગેરે આ ભાગના વતની હતા.

## કોકેશિઆ.

કોકેસસ પર્વત પરથી આ ભાગ કોકેશિઆ કહેવાય છે,

**જમીન**—પહાડી. **પર્વત**—કોકેસસ. **સરોવર**—અરિવાન

**વિસ્તાર**—મુંબઇ ઇલાકા જેટલો.

**પેદાશ—ખેતીની**—ડાંગર, ઘઉં ને મકાઇ.

જંગલની—જુદી જુદી જાતનાં લાકડાં.

**ખનીજ**—કેરોસીન, સોનું, તાંબું, કોલસા ને મીઠું

**જાણવાલાયક સ્થળો—ટિફ્લિસ** રાજધાનીનું શહેર તેનીપાસે પાણીના ઝરા પુષ્કળ છે. **બાકુ** કાસ્પિઅન સમુદ્રપર બંદર છે તેની પાસે કેરોસીન તેલના ૭૦૦ કુવા છે. **બાટુમ** કાળા સમુદ્ર પર બંદર છે. બાકુથી નળ વાટે કેરોસીન આ બંદરે આવે છે ને ત્યાંથી દુનિયાના બીજા ભાગોમાં જાય છે.

**ટીપ**—હાલના યુરોપી વિગ્રહમાં આ ભાગના લોકોને ઘણું વેઠવું પડયું છે.

## ૭ એશિઆઇ તુર્કસ્તાન

યુરોપીતુર્કસ્તાનના સુલતાનનો એશિઆમાંનો મુલક એ નામથી ઓળખાય છે તેના નીચે મુજબ ભાગ છે.

**એશિઆ માઇનોર, આર્મીનિઆ અને કુર્દિસ્તાન, મેસોપોટેમિઆ, અને સિરિઆને પાલેસ્ટાઈન.**

**એશિઆ માઇનોર ( નાનો એશિઆ )**

આ નામ પાડવાનું કારણ જૂના વખતમાં એશિઆનો ઘણોખરો માલ આ ભાગમાં થઇને યુરોપમાં જતો હતો.

**જમીન**—રસાળ ને ફળદ્રુપ. **પર્વત**—ટારસ

**ટાપુ**—સૈપ્રસ તે અંગ્રેજ સરકારને તાબે છે. સેમોસ નાનો ટાપુ છે.

**ભુશિર**—કેપ‌માટાપા. **વિસ્તાર**—મુંબઈઈલાકા જેવડો.

**આબોહવા**—ખુશનુમા ને સમશીતળ. વરસાદ સાધારણ પડે છે.

**પેદાશ**—**ખેતીની**—દ્રાક્ષ, અંજીર, બીજા મેવા, કપાસ, ઘઉં ને તમાકુ. **જંગલની**—લાકડાં ને ઘાસ

**પ્રાણીજ**—આ ભાગમાં રેશમ ને ઊન ઘણું થાય છે,

**જાણવાલાયક સ્થળો**—**સ્મર્ના** બંદર ને મુખ્ય શહેર. **સ્કુટરિ** બીજું શહેર **બ્રુસા** રેશમી વણાટ માટે પ્રસિદ્ધ છે. **અંગોરા** બકરાના ઊનને માટે પ્રખ્યાત છે.

## આર્મીનિઆ ને કુર્દિસ્તાન.

**સરોવર**—વાન. **નદી**—યુફ્રેટિસ ને તૈગ્રિસ.

**જાણવાલાયકસ્થળો**—**અર્જરૂમ** મુખ્ય શહેર ને વેપારીમથક. **વાન**—બીજું શહેર છે.

**ટીપ**—લોકો ખ્રિસ્તી ધર્મ પાળે છે. આ ભાગને હાલના વિગ્રહમાં ઘણું ખમવું પડ્યું છે. તેની રાજસત્તા હજુ અચોક્કસ છે.

**મેસોપોટેમિઆ (નદીઓ વચ્ચેનો પ્રદેશ)**

**જમીન**—સપાટ ને ઘણીજ ફળદ્રુપ.

**નદીઓ**—યુફ્રેટિસ ને તગ્રિસ

**હવા**—સમશીતોષ્ણ ને ખુશનુમા. **પેદાશ**—ખજુર, બીજો મેવો ને રેશમ.

**જાણવાલાયક સ્થળો**—**મોસલ** તેની પાડોશમાં નિનેવેહ શહેરનાં ખંડેરો છે. **બગદાદ** મોટું વેપારી મથક તેની પાસે પ્રાચીન બાબીલન શહેરનાં ખંડેરો છે. **બસરા** મોટું બંદર છે તેની પાડોશમાં ખજુરનાં ઝાડો પુષ્કળ છે. **કરબલા** શીઆ મુસલમાનોનું પવિત્ર સ્થળ છે.

**ટીપ**—આ પ્રદેશ હાલના વિગ્રહમાં અંગ્રેજ સરકારે હિંદી લશ્કરની મદદથી જીતી લીધો છે તેથી હાલ તે બ્રિટિશ સત્તા નીચે છે. બ્રિટિશ સત્તામાં આવ્યા પછી તેનો વેપાર રોજગાર ધમધોકાર વધવા માંડયો છે.

## સિરિઆ ને પાલેસ્ટાઈન.

**જમીન**—સપાટ ને રેતાળ. **પર્વત**—લિબનાન.

**નદી**—જોર્ડન, **સરોવર**—મૃત્યુ તે ઘણુંજ ખારૂં છે.

**જાણવાલાયક સ્થળો**—**દમાસ્કસ** મોટું વેપારી મથક છે.

**અલેપ્પો**—વેપારનું મથક છે. **ઇસ્કેન્ડરૂન** બંદર છે. **યેરુસાલેમ** ખ્રિસ્તી લોકોનું પવિત્ર સ્થાન છે. **જાફા** યેરુસાલેમનું બંદર છે ત્યાંથી નારંગી પરદેશ ચઢે છે. **બેથલેહેમ** ઇસુખ્રિસ્તની જન્મભૂમિ.

**ટીપ**—આ ભાગમાં દ્રાક્ષ, નારંગી, શેતુર, ખજુર, વગેરેનાં ઝાડ પુષ્કળ થાય છે. આ પ્રદેશ હાલના વિગ્રહમાં અંગ્રેજ સરકારે જીતી લીધો છે તેથી તે બ્રિટિશ સરકારના તાબામાં છે.

## અરબસ્તાન.

અરબ લોકોપરથી આ ભાગ અરબસ્તાન કહેવાય છે.

**જમીન**—સપાટ ને રેતાળ.

**નદી**—નાના ઝરા સિવાય મોટી નદી નથી.

**વિસ્તાર**—મુંબઈ ઇલાકાથી ૭ ગણો. **વસ્તી**—ઘણી થોડી.

**પેદાશ**—આ ભાગમાં વરસાદ બહુજ થોડો વરસે છે તેથી ઘણો પ્રદેશ ઉજડ છે. માત્ર કિનારાપર ખજુર, ગુંદ, કેટલાંક ફળો, ઔષધીઓ ને લોબાન થાય છે.

**આબોહવા**—ઉનાળામાં ઘણી ગરમી ને શિઆળામાં ઘણી ઠંડી. વરસાદ ૩-૪ વરસે થોડોઘણો થાય છે.

**પ્રાંતો**—**હેજાઝ, યમન, એલહસા, ઓમાન ને હેડ્રામોત** તે પૈકી પહેલા ત્રણ તુર્કસ્તાનના સુલતાનને તાબે હતા પરંતુ હમણાના વિગ્રહમાં સ્વતંત્ર થઇ ગયા છે. છેલ્લા બે હિંદી સરકારની દેખરેખ નીચે છે.

**ટાપુ**—**બહેરીન** મોતીના વેપાર માટે પ્રસિદ્ધ છે. તે હિંદી સરકારની દેખરેખ નીચે છે.

**જાણવાલાયક સ્થળો**—**મક્કા** મહંમદ પેગંબરની જન્મભૂમિ હોવાથી મુસલમાન લોકોનું પવિત્ર સ્થળ છે. **મદીના** મહંમદ પેગંબરની કબરને લીધે જાત્રાનું સ્થળ છે. **સેના** યમનની રાજધાની **મોકા** ગુંદદાણા માટે પ્રસિદ્ધ છે. **મસ્કત** પૂર્વકિનારા પર બંદર છે. ત્યાંથી દાડમ, ખજુર ને મેવા પરદેશ ચઢે છે. **એડન** બ્રિટિશ સંસ્થાન છે. તે મોટું બંદર ને લશ્કરી મથક છે. તે મુંબઇ સરકારની દેખરેખ નીચે છે.

**લોક**—આરબ લોકો ઉંચા, કદાવર, મજબુત, નીમકહલાલ, સત્યવાદી ને શૂરા છે તેમનો ખોરાક ખજુર ને ઊંટનું દૂધ છે,

## ઈરાન.

**જમીન**—ઉંચી, રેતાળ ને ઓછી ફળદ્રુપ છે.

**પર્વત**—એલ્બુર્ઝ. **નદી**—નાના ઝરા છે.

**સરોવર**—ઉરૂમીયા. **બેટ**—કરક ને હોર્મઝ.

**આબોહવા**—ઉનાળામાં સખત ગરમ ને શિઆળામાં સખત ઠંડી.

**પેદાશ**—અનાજ, રેશમ, રૂ ને મેવો.

**હુન્નર**—શેતરંજી, શાલ ને તરવાર બનાવવાનો.

**વિસ્તાર**—હિંદુસ્તાનનો ½ ભાગ.

**લોકો**—દેખાવડા, સભ્ય ને સારી રીતે કેળવાએલા.

**જાણવાલાયક સ્થળો**—**તહેરાન** રાજધાનીનું શહેર. તેમાંશાહનો મહેલ છે. **તાબ્રીજ** વેપારનું મથક છે. **ઇસ્પહાન** જૂની રાજધાની. **શિરાજ** ત્યાંનો દારૂ વખણાય છે. **બુશાયર** ને **અબ્બાસ** બંદર છે.

**ટીપ**—ઇરાનના ઘોડા ને તરવાર વખણાય છે. રાજા શાહ કહેવાય છે.

## અફઘાનિસ્તાન.

**જમીન**—પહાડી. **પર્વત**—હિંદુકુશ, ને સુલેમાન.

**ઘાટ**—ખાઈબર કુર્રમ ને બોલન.

**નદી**—કાબુલ ને અમુદર્યા.

**હવા**—ઉનાળામાં સખત ગરમ ને શિઆળામાં સખત ઠંડી.

**પેદાશ**—ઊન, ઘઉં, સકાર્ક, ચોખા, મેવા ને હીંગ.

**લોકો**—મોટા કદના, રાજપુત ને બહાદુર.

**જાણવાલાયક સ્થળો**—કાબુલ રાજધાનીનું સ્થળ. **કંદહાર** વેપારનું મથક. **હેરાત** લશ્કરી અગત્યનું મથક. **ગઝની** જૂની રાજધાની. **જલાલાબાદ** સરહદપરનું શહેર. **બલ્ખ** પ્રાચીન બાક્ટ્રીઅન રાજ્યનું સ્થાન.

# હિંદનો ઈતિહાસ.

ઈ. સ. ૭૧૨ થી ૧૭૦૭ સુધીનો.

આપણે ૪ થા ધોરણમાં ગુજરાતનો ઇતિહાસ શીખી ગયા હવે આપણે હિંદનો ઇતિહાસ શીખીશું, કેમકે આપણો પ્રાંત હિંદુસ્તાનનો એક ભાગ છે ને આપણે બધા હિંદી છીએ. હિંદુસ્તાનમાં હાલ અંગ્રેજ લોકોનો અમલ છે. અંગ્રેજ લોકો યુરોપખંડમાં આવેલા ઈંગ્લાંડના રહીશ છે. આપણો દેશ ઇંગ્લાંડના રાજાના તાબામાં છે. તે આપણા શહેનશાહ કહેવાય છે. હાલના શહેનશાહનું નામ નામદાર પાંચમા જ્યોર્જ છે. તેમની વતી હિંદનો અમલ ચલાવવા ગવર્નર જનરલ આવે છે તે વાયસરોય (રાજપ્રતિનિધિ) પણ કહેવાય છે. દર પાંચ વરસે નવા નવા વાયસરોય આવે છે. તે કારભારી મંડળીની મદદથી હિંદનું રાજ્ય ચલાવે છે. બ્રિટિશ અમલમાં હિંદમાં સર્વત્ર શાન્તિ છે ને લોકો વિનાશંકાએ વેપાર રોજગાર કરે છે, તથા આબાદાની ભોગવે છે.

હાલ જેમ આખા હિંદપર બ્રિટિશ સરકારની સત્તા જામેલી છે તેવું પહેલાં કવચિત્‌જ હતું એટલે આખો દેશ એક રાજાની સત્તામાં ભાગ્યેજ રહેતો પરંતુ જુદા જુદા ભાગમાં જુદા જુદા રાજા સ્વતંત્રપણે અમલ ચલાવતા. તે પૈકી જેમનાં કાર્યોનો સંબંધ દેશના હિત કે અહિત સાથે જોડાએલો છે તેઓનું વર્ણન હિંદના ઇતિહાસમાં કરવામાં આવે છે.

## હિંદની પ્રાચીન સ્થિતિ.

હિંદમાં ઘણા જૂના વખતમાં જંગલી લોકો રહેતા. તે શરીરે કાળા ને જબરા હતા ને શિકાર કરીને ગુજરાન ચલાવતા તે અનાર્ય

કહેવાતા. દેશ જંગલોથી ભરપુર હતો ને વસ્તી આછી હતી. ત્યાર- પછી ઈશાન ખૂણામાંથી દ્રાવિડ લોકો આવ્યા તેમણે મૂળ વતનીને જંગલમાં હાંકી કાઢયા ને દેશમાં દ્રાવિડોની વસ્તી વધી. દ્રાવિડ લોકો પછી મધ્ય એશિઆમાંથી સુધરેલા લોકો વાયવ્ય ખૂણાને માર્ગે હિંદમાં આવ્યા. તે પોતાને આર્ય કહેતા. આર્ય લોકોએ દ્રાવિડોને દક્ષિણમાં હાંકી કાઢયા ને ઉત્તરનો ઘણો ભાગ પોતાને તાબે કરી પોતાનાં રાજ્યો સ્થાપ્યાં. આર્યોનાં ઘણાં રાજ્યો હતાં તે પૈકી હસ્તિ- નાપુરનું ચંદ્રવંશી ને અયોધ્યાનું સૂર્યવંશી રાજ્ય ઘણું પ્રસિદ્ધ છે. આર્ય લોકોપરથી ઉત્તર હિંદુસ્તાન આર્યાવર્ત કહેવાય છે. આર્ય લોકો સિંધુ નદીને કાંઠે વસ્યા હતા તેપરથી હિંદુ કહેવાયા ને તેમનો મુલક હિંદુસ્તાન કહેવાયો.

## હિંદમાં આવેલા બીજા લોકો.

આર્ય લોકો આવ્યા પછી ઘણાં વરસે હિંદપર ગ્રીક લોકોના હુમલા થયા. તેમાં ગ્રીક રાજા સીકંદરની સ્વારી ખાસ પ્રસિદ્ધ છે. ગ્રીક લોકો પછી શક કે સિથિઅન લોકોનાં ધાડાં વાયવ્ય કોણના ઘાટોને માર્ગે હિંદમાં આવવા લાગ્યાં એ શક લોકોને ઉજ્જનના વિક્રમ રાજાએ હરાવ્યા હતા તેથી તે શકારિ (શક લોકોનો શત્રુ) કહેવાયો. પાછળથી શક લોકો હિંદના વતની બન્યા ને આર્ય સાથે સેળભેળ થઈ ગયા. સાતમા સૈકાથી હિંદપર નવી પ્રજાના હુમલા થવા લાગ્યા. તે પ્રજાનો ધર્મ ખાસ જુદો હતો ને તેનામાં ધર્મનું ઝનુન ભારે હતું તે લોકો મુસલમાન હતા. આ ધોરણમાં મુસલમાનો આવ્યા ત્યારપછીનો ઇતિહાસ શીખવાનો છે તેથી આપણે તે સંબંધી વધારે વિસ્તારથી વાત કરીશું.

## મુસલમાની ધર્મનો ઉદય.

મુસલમાની ધર્મના સ્થાપક મહંમદ પેગંબર થયા. તેમનો જન્મ અરબસ્તાનના મક્કા શહેરમાં ઈ. સ. ૫૬૯ માં થયો હતો. મક્કાના તે વખતના આરબ લોકો મૂર્તિને પૂજતા ને અનેક દેવોને માનતા. મહંમદ સાહેબના મનમાં આવ્યું કે "પરમેશ્વર એક છે તેથી ઘણા દેવોને માનવું એ ખોટું છે. વળી પરમેશ્વર સર્વ વ્યાપી છે તેથી તેની અમુક મૂર્તિ કલ્પવી એ મૂર્ખાઈ છે" એટલે તેમણે પોતાની ૪૦ વરસની વયે લોકોને ઉપદેશ કરવા માંડયો કે "પરમેશ્વર એક છે, મૂર્તિને પૂજવી એ ઘણું ખોટું છે એટલે મૂર્તિ પૂજકોને નવા ધર્મમાં લાવવાથી ભારે પુણ્ય થાય છે, ધર્મને માટે લડનાર સ્વર્ગમાં જાય છે ને આ સત્ય સ્વીકાર... ...ારા ભાઇઓ છે." તેમનો આ નવો ધર્મ મુસલમાની ધર્મ કહેવાયો ને તે સ્વીકારનાર મુસલમાન કહેવાયા. આરબ લોકો પૈકીના કેટલાકે આ સત્ય સ્વીકાર્યું ને કેટલાક સામા થયા તેથી મહંમદ પેગંબરને ઈ. સ. ૬૨૨ માં મક્કા છોડી મદીના નાસી જવું પડયું. નાસવાને અરબી ભાષામાં **હીજરી** કહે છે તેથી મહંમદ પેગંબરને 'હજરત' એવી ઉપમા મળી. આ સમયથી મુસલમાનો સન ગણે છે તે હીજરી સન કહેવાય છે.

પેગંબર સાહેબ મદીના ગયા પછી શાન્ત રહ્યા નહિ. તેમણે પોતાનો ઉપદેશ ઉત્સાહથી ચાલુ રાખ્યો એટલે થોડાં વરસમાં તેમના ઘણા શિષ્યો થયા અને આખા અરબસ્તાનમાં તેમનો ધર્મ ફેલાયો. આ પ્રમાણે એક નવા ધર્મની સ્થાપના કરી પેગંબર સાહેબ ઇ. સ. ૬૩૨ માં મરણ પામ્યા. આ ધર્મ દુનિયાના લગભગ ૧૨ કરોડ માણસો હાલ માને છે.

## મુસલમાની ધર્મનો વિસ્તાર.

પેગંબર સાહેબના મરણ પછી તેમના શિષ્યોએ એકસરખા ઝનુનથી ધર્મનો ફેલાવો કરવા માંડ્યો ને તેમ કરતાં જે સામા થતા તેની પાસે બળાત્કારે એ ધર્મ કબુલ કરાવ્યો. મહંમદ પેગંબર પછી ગાદીએ બેસનારા **ખલીફા** કહેવાતા. ખલીફાએ પોતાના ધર્મનો ફેલાવો કરવા બીજા દેશોમાં સૈન્યો મોકલવા માંડ્યાં. પહેલી ધાડ ઈરાનપર આવી તે વખતે ઈરાનમાં પારસી લોકોનું રાજ્ય હતું પારસી લોકો અગ્નિને પૂજતા. પોતાનો ધર્મ ને રાજ્ય સાચવવાને પારસીઓ ઘણા લડ્યા પરંતુ મુસલમાની ઝનુન આગળ ટકી શક્યા નહિ. મુસલમાનોએ ઈરાન જીતી લીધું અને અગ્નિપૂજક પારસીઓને વટાળીને મુસલમાન કર્યા. કેટલાક ધર્મચુસ્ત પારસીઓ નાસીને ડુંગરમાં સંતાઇ બેઠા ને કેટલાક આતસ બહેરામને ( પવિત્ર અગ્નિને ) લઇ વહાણમાં બેસી ભરતખંડમાં નાસી આવ્યા, ને મુંબઇની ઉત્તરે આવેલા સંજાણ બંદરમાં વસ્યા તેમના આતસ બહેરામ હાલ ઉદવાડામાં છે. પારસી લોકો હિંદમાં વસ્યા. પછી વેપાર રોજગારમાં પડી સુખી થયા છે.

## મુસલમાની ધર્મનો બીજા દેશોમાં ફેલાવો.

ઇરાન જીત્યા પછી તુર્કસ્તાન જીતી ખલીફાએ બસરામાં ગાદી કરી પછી ઉત્તર આફ્રિકા, સ્પેન, યુરોપી તુર્કસ્તાન તાર્તરિ, અફગાનિસ્તાન ને બલુચિસ્તાન વગેરે દેશો અર્ધા સૈકામાં મુસલમાનોએ જીત્યા ને ત્યાં પોતાનો ધર્મ મનાવ્યો.

## મુસલમાનોની હિંદ તરફ દૃષ્ટિ.

ભરતખંડનો તે વખતનો વૈભવ ને વેપાર રોજગાર ખાસ ધ્યાન ખેંચે તેવો હતો, તેથી આરબોએ ભરતખંડમાં પણ મુસલમાની રાજ્ય

સ્થાપન કરવા ઇચ્છા કરી, પરંતુ હિંદુકુશ પર્વત આગળ તેમને અટકવું પડયું ને ૩૦૦ વરસ સુધી હિંદુકુશની આ પાર આવી શકયા નહિ.

## દરીઆ માર્ગે હિંદ આવવાનો પ્રયત્ન.

જમીન માર્ગે ભરતખંડમાં આવી શકાયું નહિ ત્યારે દરીઆ માર્ગે આવવાનો વિચાર કર્યો તેમણે મુંબઇ પાસેનાં બંદરો ને ભરુચ ઉપર ૬૩૬ માં લશ્કર મોકલ્યું પણ તેમાં કંઇ વળ્યું નહિ. બીજીવાર ૬૬૪ માં સિંધપર લશ્કર મોકલ્યું તેમાં પણ ફાવ્યા નહિ પરંતુ ૭૧૨ માં ત્રીજીવાર સિંધપર લશ્કર મોકલ્યું ત્યારે તેમાં ફાવ્યા ને સિંધમાં મુસલમાની અમલ થયો.

## સિંધમાં મુસલમાની અમલની સ્થાપના.

ઇ. સ ૭૧૨ માં ભરતખંડના કોઇ બંદરમાં અરબી વહાણ પકડાયું હશે તેથી બસરાના ખલીફાએ તેનું વેર વાળવા મહમદ કાસમ નામે એક સરદારને સિંધપર મોકલ્યો. સિંધની તે વખતની રાજધાની દેવળગામ નામે નગરમાં હતી. તે નગર હાલ જ્યાં કરાંચી છે તેની પાડોશમાં હતું, ત્યાં દાહીર નામે રજપુત રાજા રાજ્ય કરતો હતો દાહીર રાજા સામો થયો ને પરધર્મીઓને અટકાવવા જબરૂં યુદ્ધ કર્યું પણ તેમાં તે મરાયો ને તેનું સઘળું લશ્કર કેસરીઆં કરીને મુસલમાનોપર તુટી પડયું. એકેએક રજપુત મરાયો ને રજપુત સ્ત્રીઓ સતી થઇ.

## સિંધમાં મુસલમાની અમલ.

જીત મેળવ્યા પછી કાસમે દેવળગામ લૂટી લીધું ને ત્યાંના વતનીઓની કતલ કરી. દાહીરના તાબાનાં બીજાં મોટાં મોટાં નગરો પણ નગરો પણ જીતીને લુંટી લીધાં ને આખા રાજ્યની પાયમાલી

કરી. કાસમે સિંધમાં ૪૦ વરસ અમલ કર્યો પણ ત્યાંના લોકોની ધર્મપરની આસ્થા, ને લડાઇમાં દૃઢતા ને બહાદુરી જોઇ તેનાથી આગળ વધી શકાયું નહિ.

## સિંધમાં ફરીને રજપુત અમલ.

કાસમને મોકલનાર ખલીફો મરી ગયા પછી બીજો ખલીફો થયો તેની કાસમપર ઇતરાજી થઇ તેથી તેણે તેને બરતરફ કરીને બીજો સુબો મોકલ્યો. મુસલમાનોમાં આ પ્રમાણે કુસંપ થએલો જોઇ રજપુતોએ સંપ કર્યો ને કાસમને મારી નાખ્યો—આ પ્રમાણે સિંધમાંથી મુસલમાની રાજ્ય નાબુદ થયું ને ફરીથી રજપુત અમલ બેઠો.

## ગીજનીનું સ્વતંત્ર મુસલમાની રાજ્ય.

ખલીફાનું રાજ્ય બહુ મોટું થવાથી ને કેટલીક મુદતે ખલીફા નબળા થવાથી તેમના દૂરના મુલકના સુબા સ્વતંત્ર થવા લાગ્યા. તેવા સ્વતંત્ર થએલા બોખારાના સુલતાનના ગુલામ અલપ્તગીને ગીજની જીતી ત્યાં સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થાપન કર્યું. ઇ સ. ૯૬૨.

## ગીજનીના સુલતાનો.

અલપ્તગીને ૧૫ વરસ રાજ્ય કર્યું પછી તેનો જમાઇ સબક્તગીન સુલતાન થયો તે બહુ બહાદુર ને ચતુર લડવૈયો હતો—તેણે આખો અફગાનિસ્તાન ને બલુચિસ્તાન જીતી રાજ્યમાં વધારો કર્યો ને તેનાં માણસોએ ભરતખંડમાં લૂંટ કરવા માંડી.

## પંજાબપર મુસલમાની હુમલો.

સબક્તગીનનાં માણસો વારંવાર ભરતખંડમાં આવી લુટફાટ કરતા હતા તેથી તેમને સજા કરવા લાહોરનો રાજા જયપાળ લશ્કર

લઈ અફગાનિસ્તાનપર ચઢયો. સબક્તગીન પણ સામો લડવા આવ્યો બંને વચ્ચે યુદ્ધ ચાલતું હતું, એવામાં ભારે વાવાઝોડું ને વરસાદ થયો તેથી જયપાળ પાછો ફર્યો દરમ્યાન સબક્તગીને તેનો પાછા ફરવાનો માર્ગ રોકયો. આ રીતે રજપુત સેના ઘેરાયાથી જયપાળે સુલતાનને ૫૦ હાથી આપ્યા ને ૨ાા લાખ રૂપીઆ દંડના પાછળથી મોકલવા કબુલ્યા. એટલે સબક્તગીને જયપાળને જવા દીધો. પણ લાહોર આવ્યા પછી બ્રાહ્મણોની સલાહથી મોકલ્યા નહિ એટલે દંડ વસુલ કરવા સબક્તગીને ચડાઇ કરી. અજમેર, દિલ્હી, કનોજ, ને કલીંજરના રાજાઓની મદદ લઇ જયપાળ સામો થયો પણ પેશાવર આગળ હાર્યો તેથી સુલતાન મુલક લૂંટી પાછો ગયો ને પેશાવરમાં પઠાણનું થાણું બેસાડયું.

## સુલતાન મહમદ.

સબક્તગીન ૨૦ વરસ રાજ્ય કરી ૯૯૭ માં મરણ પામ્યો. તેની પછી તેનો દાસી પુત્ર મહમદ ગાદીપર બેઠો. તે બહુ બહાદુર, ચતુર પણ ધર્માંધ ને નિર્દય હતો. તે નાનપણથીજ હિંદની દોલતથી લોભાયો હતો એટલે ગાદીએ બેઠા પછી તરત હિંદપર હુમલા કરીને તેની દોલત લૂંટી લેવાને ઇચ્છા લાગો તેણે નાની મોટી સત્તર સવારી કરી છે. ને કરોડો રૂપીઆની દોલત લૂંટી ગયો છે.

## મહમદની સ્વારીઓ.

૧ લી. ૧૦૦૧ માં લાહોરપર કરી ત્યાંના રાજા જયપાળને હરાવ્યો.

૨ જી. ૧૦૦૪ માં જેસલમીર પર કરી ત્યાંના રાજા પાસેથી ખંડણી લીધી.

૩ જી ૧૦૦૪ માં મુલતાનના સુબા પર કરી તેને વશ કર્યો.

૪ થી. ૧૦૦૮ માં લાહોરના રાજા અનંગપાળ પર કરી તેને હરાવ્યો ને નગરકોટનું પ્રસિદ્ધ દેવળ લૂટ્યું.

૫ મી, ૧૦૧૦ માં મુલતાન પર બીજીવાર કરીને બંદોબસ્ત કર્યો.

૬ ઠ્ઠી. ૧૦૧૧ માં સ્થાનેશ્વર પર કરી પુષ્કળ ધન ને કેદી લઈ ગયો.

૭ મી. ૧૦૧૩ માં કાશ્મીર પર કરી પણ હાર્યો.

૮ મી. ૧૦૧૪ માં કનોજ પર કરી ખંડણી લીધી.

૯ મી. ૧૦૧૭ માં મથુરાપર કરી વૈષ્ણવોનાં દેવળો લૂટ્યાં.

૧૦ મી. ૧૦૨૨ માં કાશ્મીર જીતવા બીજીવાર ચઢયો પણ હાર્યો.

૧૧ મી. ૧૦૨૨ માં કલિંજર પર કરી તેના રાજાને માર્યો.

૧૨ મી. ૧૦૨૫ માં સોમનાથ પર કરી દેવળ લૂટ્યું ને મૂર્તિ ભાંગી.

## મહમદની મતલબ.

હિંદપર સ્વારીઓ કરવામાં મહમદની મતલબ આર્યધર્મનાં દેવળો તોડવાં, મૂર્તિઓ ભાગવી, લોકોને વટાળી મુસલમાન કરવા ને ગુલામો કરીને વેચવા તથા મુલકો ને દેવળો તોડી ધન લઇ જવું એ હતી. તેણે ગીજની શહેરને ભરતખંડની લૂટથી ભરી કહાડ્યું પણ આર્ય ધર્મ તોડવાની તેની મતલબ પાર પડી નહિ. તેને તેના સ્વ. ધર્મી ઇતિહાસકારો ઘણો વખાણે છે પણ લડાઇઓ કરી મુલક લૂટી પ્રજાઓને પાયમાલ કરનારને વખાણવો એ વાજબી નથી.

**મહમદનો લોભ**—તેના દરબારમાં ફિર્દોશી કવિ હતો તેને તેણે પોતાની કવિતા કરવા સૂચના કરી. કવિએ દર કડીએ ૧ સોનાદામ લેવાના ઠરાવથી ૬૦ હજાર કડી બનાવી. ઠરાવ પ્રમાણે ૬૦ હજાર સોનાના દામ આપવાને બદલે તે રૂપાના આપવા માંડયો,

આથી કવિ રિસાઇ ગયો પણ સુલતાનને ઠરાવ પ્રમાણે દામ ન આ-પ્યાથી પાછળથી પસ્તાવો થતાં સોના દામ મોકલ્યા પરંતુ તે પહોંચતાં પહેલાં કવિ મરી ગયો.

**મહમદનું મરણ**—મહમદ ૩૩ વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૦૩૦ માં મરી ગયો.

**મહમદના વંશજો**—મહમદ પછી તેના વંશમાં ઘણા રા-જાઓ થયા પરંતુ તેમના વખતમાં કંઇ જાણવા જેવો બનાવ બ-ન્યો નથી,

## ગીજનીનું ઘોરી રાજ્ય.

મહમદ ગીજનીના મરણ પછી કેટલેક વરસે ગીજનીની ગાદીપર બહેરામ નામે સુલતાન થયો. તેને ગીજનીની નજીકના ઘોર પ્રાંતના સુલતાન અલાઉદ્દીન સાથે ટંટો થયો તેથી અલાઉદ્દીને ગીજની પર ચડાઈ કરી તે જીતી લીધું ને તેને લૂંટીને ૭ દિવસ બાળ્યું. તેથી તે અલાઉદ્દીનજહાંસો ( દુનિયા બાળનાર ) કહેવાય છે. બહેરામ નાસી ગયો ને ગીજનીમાં ઘોરી સુલતાનનો અમલ થયો. ઈ. સ. ૧૧૫૨.

## ઘોરી સુલતાનો

અલાઉદ્દીને ગીજનીમાં ૪ વરસ રાજ્ય કર્યું. પછી તેનો દીકરો ગાદીપર બેઠો પણ તેનામાં દમ ન હોતો તેથી તેનો ભત્રીજો ગ્યાસુ-દ્દીન ગીજનીનો સુલતાન થયો, ઈ. સ. ૧૧૫૭

**ગ્યાસુદ્દીનનો અમલ**—ગ્યાસુદ્દીન પોતે રાજકારભાર ચલાવતો ને તેનો ભાઇ શાહબુદ્દીન લડાઇનું કામ કરતો. શાહબુદ્દીનની ઇચ્છા હિંદ જીતવાની થઇ તેથી તેણે હિંદપર હુમલા કરવા માંડ્યા ને ઉત્તર હિંદનો ઘણો ભાગ જીતી લીધો.

**શાહબુદ્દીનના હુમલા વખતે હિંદનાં રાજ્યોની સ્થિતિ**

એ વખતે હિંદમાં પાંચ મોટાં રજપુત રાજ્યો હતાં. (૧) ગુજરાતમાં સોલંકી ભોળાભીમનું (૨) દિલ્હીમાં અનંગપાળ તુંવારનું (૩) કનોજમાં જયચંદ્રરાઠોડનું (૪) અજમેરમાં સોમેશ્વર ચોહાણનું (૫) મેવાડમાં સમરસિંહ રાણાનું.

* રજપુતોનો કુસંપ—૧ દિલ્હી ને કનોજની ખટપટ.

આ દિલ્હીના રાજા અનંગપાળ તુંવારને પુત્ર નહોતો પરંતુ બે દોહિત્ર હતા, એક અજમેરના રાજા સોમેશ્વરનો પુત્ર પૃથ્વીરાજ ને બીજો કનોજનો રાજા જયચંદ્ર. તે પૈકી અનંગપાળે પૃથ્વીરાજને દત્તક લઈ દિલ્હીનું રાજ્ય તેને આપ્યું તેથી કનોજના રાજા જયચંદ્રને ખોટું લાગ્યું ને તે પૃથ્વીરાજની અદેખાઇ કરવા લાગ્યો.

આ જયચંદ્રના મનમાં એવું અભિમાન હતું કે હું બધા કરતાં જબરોછું. તેથી તેણે રાજસૂય યજ્ઞ આરંભ્યો. એ યજ્ઞ પાંડવોએ કર્યો હતો. ત્યારપછી કોઇ રાજા કરી શક્યો ન હતો કેમકે તેવો યજ્ઞ કરવામાં યજ્ઞમાં દરેક કાર્યો રાજાઓ પાસે કરાવવાં પડે છે એટલે ચક્રવર્તી રાજા સિવાય તેવો યજ્ઞ થઇ શકે નહિ. જયચંદ્રે આ યજ્ઞ શરૂ કરવામાં મોટી ભૂલ કરી પણ દૈવવશાત તેણે કોઇની સલાહ ગણકારી નહિ તે યજ્ઞ શરૂ કર્યો. યજ્ઞમાં દેશદેશના રાજાને તેડાવ્યા તે પૈકી ઘણાખરા જયચંદ્રના ધાકથી હાજર થયા. પણ દિલ્હીનો રાજા પૃથ્વીરાજ આવ્યો નહિ કેમકે જયચંદ્રે તેને માટે યજ્ઞના દ્વારપાળનું કામ નિર્માણ કર્યું હતું. પૃથ્વીરાજના ન આવવાથી જયચંદ્ર ઘણો ક્રોધે ભરાયો ને તેનું પુતળું બનાવી દ્વારપાળની જગાએ ગોઠવ્યું. હવે એવું બન્યું કે આ પ્રસંગે જયચંદ્રની કુંવરી સંયોગતાનો સ્વયંવર થવાનો હતો. તે સ્વયંવર જોવા પૃથ્વીરાજ છુપે વેશે આવ્યો હતો. સ્વયંવરમાં સંયોગતાએ કોઈ રાજાને નહિ વરતાં પૃથ્વીરાજના

પુતળાનેજ વરમાળ પહેરાવી તેથી જયચંદ્ર કુંવરી પર ઘણો ગુસ્સે થયો પરંતુ પૃથ્વીરાજ તેને છુપી રીતે ઉપાડી ગયો. જયચંદ્ર તેની પાછળ પડયો. બંને વચ્ચે ભારે યુદ્ધ થયું. બંને પક્ષનાં ઘણાં માણસો મરાયાં પણ પૃથ્વીરાજ દિલ્હી પહોંચી ગયો ને જયચંદ્ર વેરલેવાના પ્રયત્નમાં ગુંથાયો.

૨ **દિલ્હી ને ગુજરાતની ખટપટ**—આબુના રાજા જેતસી પરમારને ઇચ્છનકુમારી નામે સુંદર કન્યા હતી તેનો સંબંધ દિલ્હીના રાજા પૃથ્વીરાજ સાથે કર્યો હતો. છતાં ગુજરાતના રાજા ભોળા ભીમદેવે તેનું માગું કર્યું. આબુના રાજાએ સભ્યતાપૂર્વક ના પાડી તોપણ અભિમાની ભોળાભીમે આબુ પર હલ્લો કર્યો. આબુના રાજાએ કન્યાને અજમેર મોકલી દીધી તેથી ભીમદેવ અજમેર ગયો. ત્યાં સોમેશ્વર સાથે લડાઈ થઇ તેમાં સોમેશ્વર મરાયો પણ કન્યાને દિલ્હી મોકલી દીધી એટલે ભીમદેવને પાછા ફરવું પડયું. આ અપમાનથી પૃથ્વીરાજને ઘણો ગુસ્સો ચડયો તેથી તે મોટું લશ્કર લઇ ગુજરાત પર ચડયો. ભીમદેવને અને પૃથ્વીરાજને ભારે લડાઇ થઇ બંનેના હજારો યોદ્ધા રણમાં પડયા. ભીમદેવ નાસી ગયો ને પૃથ્વીરાજ દિલ્હી ગયો.

**શાહબુદ્દીનના શરુઆતના હુમલા**—શાહબુદ્દીને પહેલો હુમલો ગુજરાતપર કર્યો પણ ગુજરાતના રાજા ભોળા ભીમદેવે તેને હરાવીને પાછો કાઢયો. બીજો ને ત્રીજો હુમલો પંજાબ પર કર્યો ત્યાં ગીજની વંશનો છેલ્લો રાજા ખુશરૂમલેક લાહોરમાં અમલ કરતો હતો તેની પાસેથી પંજાબ જીતી લીધો. ચોથો હુમલો સિંધ જીતવા કર્યો પણ તેમાં તે નિષ્ફળ થયો. પાંચમો હુમલો દિલ્હી જીતવા ૧૧૯૧ માં કર્યો પરંતુ પૃથ્વીરાજે પોતાના બનેવી સમરસિંહની મદદથી

તેને હરાવી પાછો કાઢયો. આ યુદ્ધમાં શાહબુદ્દીનને ભારે માર પડયો ને તે માંડ માંડ નાસી છૂટયો.

**શાહબુદ્દીનના ફરીવાર હુમલા ને રજપુત રાજ્યોનો નાશ**—શરુઆતમાં શાહબુદ્દીન દરેક સ્થળે માર ખાઇને પાછો ફર્યો હતો તેથી તેના મનમાં ખટકયા કરતું હતું એવામાં રજપુતોનો અંદર અંદર કુસંપ થયો તેનો લાભ લઇ તે ફરીવાર હુમલા કરવા લાગ્યો. તે જબરૂં લશ્કર લઈ ફરીવાર ૧૧૯૩ માં દિલ્હી પર ચઢી આવ્યો પાણીપતના મેદાનમાં ભારે યુદ્ધ થયું. પૃથ્વીરાજ પકડાયો તેને શાહબુદ્દીને કત્તલ કરાવ્યો ને દિલ્હી મુસલમાનોના હાથમાં ગયું. ઇ. સ ૧૧૯૩. વળતે વરસે શાહબુદ્દીને કનોજપર હલ્લો કર્યો. જયચંદ્ર બહાદુરીથી લડયો પરંતુ હાર્યો ને માર્યો ગયો. આથી કનોજ પણ મુસલમાનોને કબજે ગયું, પછી હિંદનું રાજ્ય સાચવવા દિલ્હીમાં કુતુબુદ્દીનને સુબો મૂકી શાહબુદ્દીન સ્વદેશ ગયો.

**શાહબુદ્દીનને ગાદી મળવી**—શાહબુદ્દીન સ્વદેશ ગયો ત્યાર પછી થોડી મુદતે તેનો મોટો ભાઈ ગ્યાસુદ્દીન મરી ગયો એટલે શાહબુદ્દીન ગાદીએ બેઠો ઇ. સ. ૧૨૦૨.

**શાહબુદ્દીનનો નાશ**—ગાદીએ બેઠા પછી પંજાબમાં ગક્કર લોકે બળવો કર્યો તે સમાવવા શાહે હિંદમાં આવ્યો એવામાં એક રાત્રે ગક્કરલોક તેના તંબુમાં પેસી તેનો ઘાત કર્યો ઇ. સ. ૧૨૦૬.

**ઘોરી રાજ્યનો આખર**—શાહબુદ્દીનના મરણ પછી તેનો ભત્રીજો ગીજનીની ગાદીપર બેઠો તેનાથી તેનું વિસ્તીર્ણ રાજ્ય સચવાયું નહિ તેથી તેણે કુતુબુદ્દીનને ભરતખંડના રાજાનો ખિતાબ મોકલી દીધો ઇ. સ. ૧૨૦૬. ત્યાર પછી થોડી મુદતે તેના હાથમાંથી ગીજનીનું રાજ્ય પણ ગયું.

**શાહબુદ્દીનના સરદારો ને તેમની સત્તા**—શાહબુદ્દીનના ત્રણ મુખ્ય સરદારો હતા. કુતુબુદ્દીન, બખત્યાર ખિલજી તે નાસીરૂદ્દીન- કુતુબુદ્દીનને દિલ્હીનો સુબો બનાવ્યો હતો. તેણે અજમેર ને ગ્વાલિયર જીતી રાજ્યમાં વધારો કર્યો. બખત્યાર ખિલજીએ બહાર, બંગાળા ને અયોધ્યા જીતી લીધાં. નાસીરૂદ્દીને ઉતરસિંધ જીતી લીધો, શાહ- બુદ્દીનના મરણપછી ત્રણે સ્વતંત્ર થયા પણ ગીજનીના સુલતાને માત્ર કુતુબુદ્દીનનું સ્વતંત્રપણું કબુલ રાખ્યું તેથી કુતુબુદ્દીન હિંદનો પહેલો શાહ થયો.

## દિલ્હીમાં સ્વતંત્ર પઠાણ રાજ્ય.

ઇ. સ. ૧૨૦૬ થી ૧૫૨૬.

**ગુલામવંશ.** ઇ. સ. ૧૨૦૬ થી ૧૨૯૦

**કુતુબુદ્દીન**—શાહબુદ્દીનનો તે સરદાર પ્રથમ ગુલામ હતો પછી વધતાં વધતાં બાદશાહ થયો તેથી તેના વંશજો ગુલામવંશના ગણાય છે. તેણે નીતિ ને સદાચરણથી રાજ્ય ચલાવ્યું. તેણે પોતાના અમ- લમાં દિલ્હીમાં એક મિનારો બંધાવવા માંડયો તે મિનારો કુતુબ- મિનાર કહેવાય છે. કુતુબુદ્દીન ૪ વરસ રાજ્ય કરી ૧૨૧૦ માં મરણ પામ્યો.

**અલ્તમશ**—કુતુબુદ્દીનના મરણ પછી તેનો દીકરો આરામ ગાદીએ બેઠો પણ તેનામાં કંઈ દમ નહોતો તેથી તેને ઉઠાડી તેનો બનેવી અલ્તમશ પાદશાહ થયો. તે ઘણો બહાદુર હતો, તેણે અધુરો કુતુબમિનારો પૂરો કરાવ્યો. તેના વખતમાં ગીજનીનો બાદશાહ હિંદ પર ચઢી આવ્યો તેને હરાવી પાછો કાઢયો ને મોગલસરદાર જંઘિ- સખાં સિંધુ સુધી આવી પાછો ગયો. એણે પંજાબ, બંગાળા ને

માળવા જીતી રાજ્યમાં વધારો કર્યો. તે ૨૫ વરસ રાજ્ય કરી ૧૨૩૬ માં મરીગયો.

**રજીઆબેગમ**—અલ્તમશના મરણ પછી તેનો દીકરો ગાદીએ બેઠા પણ તેનામાં દમ નહોતો તેથી સરદારોએ તેની બેન રજીઆ બેગમને ગાદી આપી. તે બાઈ ભણેલી, હોશિયાર ને રાજકારભાર ચલાવવામાં કુશળ હતી, પણ તેના હબસી ગુલામપર તેની મહેરબાની થવાથી તેના સરદારોએ તેને મારી નાખી ૧૨૩૯.

**નાસીરૂદ્દીન**—રજીઆબેગમની પછી થોડી થોડી મુદતે જુદા જુદા પાદશાહ થયા પણ તે સૌનો ઘાત થયો. છેવટ ૧૨૪૬ માં અલ્તમશના છોકરા નાસીરૂદ્દીનને ગાદી મળી. તે બહુ ભલો ને સદ્‌ગુણી પાદશાહ હતો. તેને એકજ બેગમ હતી ને તે તેના હાથનીજ રસોઇ જમતો. વળી કુરાનની નકલો કરી તે પૈસા વડે પોતાનું ગુજરાન ચલાવતો. ને કહેતો કે સરકારી ખજાનામાંથી ખાનગી ખર્ચ કરવાનો મને હક નથી. એ પોતાનો વખત ખુદાની બંદગી કરવામાં ને પુસ્તકો લખવામાં ગાળતો ને તેનો રાજકારભાર તેનો વિશ્વાસુ વજીર બલ્બનજ ચલાવતો. નાસીરૂદ્દીન ઇ. સ. ૧૨૬૬ માં અપુત્ર મરી ગયો તેથી તેનો વજીર બલ્બન પાદશાહ થયો.

**બલ્બન**—એ બાદશાહ બહુ બહાદુર પણ ક્રૂર હતો. તેણે ગાદીએ બેઠા પછી પ્રથમ સરદારોની ને ઉમરાવોની સત્તા તોડી. દિલ્હીની દક્ષિણના મેવાત પ્રાંતના લોકો વારેવારે બંડ કરતા હતા તેથી ૧ લાખ મેવાતીને મારી નાખ્યા. બંગાળાના સુબાએ બંડ કર્યું તેને વશ કરી ત્યાં પોતાના દીકરા બકારાખાંને સુબો બનાવ્યો. તેના વખતમાં મોગલો વારે વારે હુમલા કરતા હતા. તેને બે વાર તેના

દીકરા મહમદે હરાવ્યા પણ બીજીવારની લડાઈમાં તે માર્યો ગયો. તેના શોકમાં બલબન ૮૦ વરસની ઉંમરે ૧૨૮૭ માં મરી ગયો.

**કૈકુબાદ**—બલબનના મરણ પછી બકારાખાંનો દીકરો કૈકુબાદ ગાદીએ બેઠો તે દુર્ગુણી હતો તેને મારીને તેનો વજીર જલાલુદ્દીન ખિલજી ગાદી પર બેઠો ૧૨૯૦. આથી ગુલામવંશનો અંત આવ્યો.

---

## ખીલજીવંશ.

**જલાલુદ્દીન**—તે ખીલજી પઠાણ હતો તેથી એના વંશજોને ખીલજીવંશ કહે છે. તે જાતે ઘણોજ દયાળુ હતો. ગુનેગારો પર અતિશય દયા બતાવવાથી તેના રાજ્યમાં ચોરી, લૂંટ, વગેરે વધી પડચાં. તેના વખતમાં મોગલો પંજાબપર ચઢી આવ્યા તેમને હરાવ્યા તેમના પર ક્રૂરતા ન કરી તેથી ૩૦૦૦ મોગલો ચાકરીમાં રહ્યા. ને મુસલમાન થયા.

**જલાલુદ્દીનનું ખૂન**—જલાલુદ્દીનનો ભત્રીજો અલાઉદ્દીન કરા ગામનો સુબો હતો. તેણે ૮૦૦૦ સવાર લઈ દેવગીરિના રાજ્ય પર ચઢાઈ કરી. રસ્તામાં તેણે જાહેર કર્યું કે હું રાજમહેંદ્રિના રાજાને ત્યાં નોકર રહેવા જાઉંછું તેથી રાજપુત્રોએ તેને અટકાવ્યો નહિ. એવું બહાનું બતાવીને તે વગર અટકાયતે દેવગીરિ સુધી પહોંચી ગયો. ને તેના પર છાપો માર્યો. છાપો મારતી વખતે જણાવ્યું કે આખી પાદશાહી ફોજ પાછળ આવે છે ને હુંતો માત્ર મોખરાનો ભાગજ લઇને આવ્યો છું. આથી રજપુતો ડર્યા ને તેમાં ભંગાણ પડયું તેથી અલાઉદ્દીને દેવગીરિ લૂંટયું ને પુષ્કળ લુંટ લઇ કરે પાછો ફર્યો. તેના પાછા ફરવાના સમાચાર મળતાં જલાલુદ્દીન તેને મળવા ગયો, જેવો તે મળવા જતો હતો તેવોજ અલાઉદ્દીને તેનો

ઘાત કરાવ્યો ને પોતે પાદશાહ થયો. લશ્કર ને ઉમરાવોને દેવગીરિ થી આણેલી લૂંટ વડે ખુશી કર્યા ને પાછળથી કોઈ હલ્લો કરનાર ન નીકળે માટે પાદશાહી કુટુંબનો ઘાત કરાવ્યો. ઈ. સ. ૧૨૯૫

અલાઉદ્દીન—પોતાના દયાળુ કાકાનું ખૂન કરીને તે પાદશાહ થયો વળી તેણે બીજાનાં પણ ખૂન કરાવ્યાં તેથી તે 'અલ્લાઉદ્દીન ખૂની' કહેવાય છે, તે બહાદુર, લડવૈયો પણ જુલમી ને ક્રૂર હતો. તેના સમયમાં નીચેના બનાવો બન્યા.

૧. ગુજરાત જીત્યું—ગુજરાતના રાજા કરણઘેલાના પ્રધાન માધવની વિનંતી પરથી અલ્લાઉદ્દીને પોતાના ભાઈ અલફખાં તથા સરદાર નસરતખાંને મોકલ્યા. તેમને કરણને હરાવી ગુજરાત જીતી લીધું ને ત્યાંના રજપુત રાજ્યનો અંત આણ્યો. ૧૨૯૭

૨. મોગલ સરદાર કતલખાંનો હુમલો.

૩. રણથંભોરની જીત ઇ. સ. ૧૩૦૦ રજપુતસ્થાનમાં એ કિલ્લો ઘણો મજબુત હતો તેને ઘેરો ઘાલી જીતી લીધો.

૪. ચિતોડગઢની જીત. ઈ. સ. ૧૩૦૩. મેવાડમાં આવેલો એ ગઢ કેટલાક ફગાફટકા કરી જીતી લીધો પણ થોડી મુદતમાં રજપુતોએ તે પાછો મેળવ્યો.

૫. મોગલોના પાંચ વાર હુમલા ને તેનો નાશ.

૬. દક્ષિણપર જીત—તેના સરદાર મલેક કાફુરે દક્ષિણ પર હલ્લો કરી અનુક્રમે દેવગીરિ, વરંગુળ, મહારાષ્ટ્ર, કર્ણાટક, મ્હેસુર ને મલબાર એ બધા ભાગો જીતી લીધા ને ઠેઠ સેતુબંધ રામેશ્વરમાં મસીદ બંધાવી.

૭. મોગલોની કતલ—મોગલોની વસ્તી વધી પડતાં તે દગો કરવા લાગ્યા એટલે અલ્લાઉદ્દીને ૧૫૦૦૦ મોગલોને કપાવી નાખ્યા.

૮. રજપુતોના બળવા—તેના જુલમથી ઠામઠામ બળવા થવા લાગ્યા. રાણા હમીરે ચિતોડ પાછું લીધું. દક્ષિણમાં રામદેવના જમાઈ હરપાળે દેવગીરિનો કિલ્લો પાછો લીધો.

**પાદશાહનીઘાત**—તેને દારૂનું જબરું વ્યસન હતું તેથી તેનું ચિત્ત બગડયું. તેણે પોતાના ભાઇ તથા સરદારને મરાવ્યા. આથી દેશમાં ચોતરફ બંડ ઊઠયાં. એવામાં તેના વહાલા સરદાર કાફુરે તેને ઝેર દઈ મારી નાખ્યો. ઈ. સ. ૧૩૧૫.

**મુબારક**—અલાઉદ્દીનને ૪ દીકરા હતા. તે પૈકી કાફુરે મોટા બેની આંખ્યો ફોડાવી નાખી, ત્રીજા મુબારકને મારવા મારા મોકલ્યા ને ચોથી નાના ઉમરને પાદશાહ બનાવી પોતે કુલ કારભાર કરવા લાગ્યો. પરંતુ મારાને ઘરેણાં ગાંઠાં આપી મુબારક બચ્યો–તેણે લશ્કર એકઠું કરી કાફુરને માર્યો ને ઉમરને ઉઠાડી પોતે પાદશાહ થયો. ઈ. સ. ૧૩૧૬.

**મુબારકનો ઘાત**—તે દુષ્ટ ને રેઢીઆળ હતો એણે મહારાષ્ટ્રના રાજા હરપાળની જીવતાં ચામડી ઉતરાવી હતી. એવો તે જુલમી હતો. તેનો કારભાર ખુશરૂખાં નામે મુસલમાન થયેલો ઢેડ કરતો હતો. તેણે મુબારકને મારી નાખ્યો ને પોતે પાદશાહ થયો. ઈ. સ. ૧૩૨૦.

**ખુશરૂખાં**—તેણે ખીલજીવંશના કોઈપણ બાળકને જીવતો રહેવા દીધો નહિ. ગાદીપર સ્થિર થયા પછી દિલ્હીમાં રજપુત રાજ્ય સ્થાપવા તેણે પ્રયત્ન કર્યો પરંતુ તે ઢેડ હોવાથી રજપુતો તેના પક્ષમાં મળ્યા નહિ. આથી મુસલમાનો સામા ઊઠયા ને પંજાબના સુબા ગાજીખાં તઘલખે તેને હરાવીને મારી નાખ્યો ઇ. સ. ૧૩૨૦

ખીલજીવંશની આખર—ખીલજીવંશ ૧૨૯૦ થી ૧૩૨૦ સુધી

માત્ર ૩૦ વર્ષ ચાલ્યો. એ વંશના સર્વ પાદશાહો ખૂન કરીને પાદશાહ થયા હતા ને ઘણી સંભાળ રાખતા હતા છતાં તે સૌનાં ખૂનજ થયાં આ ઉપરથી જણાય છે કે "કરે તેવું પામે."

---

## તઘલખ વંશ

ઈ. સ. ૧૩૨૦ થી ૧૪૧૪

ગ્યાસુદ્દીન—તેણે ખુશરૂને મારી નાખ્યા પછી બધા લોકોને ભેગા કરી રાજકુળના કોઇ માણસને ગાદીએ બેસાડવા કહ્યું પણ બધાએ તેનેજ પાદશાહ ઠરાવ્યો—તેથી તે પાદશાહ થયો—એ બહુ ડાહ્યો હતો. તેણે ખેડુતોના હકમાં કેટલાક સારા ઠરાવ કર્યા. તેણે બંગાળા ને તેલંગણ જીતી રાજ્યમાં વધારો કર્યો—તે માંડવા નીચે ચગદાઇને મરી ગયો ઈ. સ. ૧૩૨૫.

મહમદ—(ગાંડો) એ પાદશાહ લડાઈમાં શૂરો, વિદ્વાન, વૈદકમાં કુશળ, ઇશ્વર ભક્ત ને વિદ્વાનોને આશ્રય આપનારો પણ અવિચારી ને ગાંડો હતો. તેના વખતમાં નીચે મુજબ બનાવો બન્યા.

૧. મોગલોના હુમલા ને તેમને ધન આપીને પાછા કાઢવા.

૨. મહારાષ્ટ્ર ને તેલંગણની જીત.

૩. ગાંડાઈનાં કામો.

अ લડવાની શક્તિ હતી છતાં મોગલોને ધન આપવા માંડ્યું એટલે વારે વારે મોગલો આવવા માંડ્યા ને ખજાનો ખાલી થયો.

ब દેશમાં ઠામઠામ બળવા થતા હતા છતાં ઇરાન ને ચીન જીતવા લશ્કર મોકલ્યાં તેમાં માણસો ને પૈસાની ખુવારી થઇ.

क રૈયત પરનો કર ૧૦ થી ૨૦ ગણો વધાર્યો

ड રૂપાને બદલે પિત્તળનું નાણું ચલાવ્યું.

ङ દેવગીરી પસંદ પડવાથી ત્યાં રાજધાની કરવાનો વિચાર આવતાં દિલ્હીની રૈયતને ત્યા જઇ વસવા બે ત્રણ વાર હુકમ કર્યો.

क મનુષ્યનો શિકાર કરવાની યોજના કરી.

ग ખજાનો ખાલી છતાં દાંત પડી ગયો તેના પર મસીદ બંધાવવામાં પુષ્કળ પૈસા ખરચ્યા.

૪ માળવા ને પંજાબમાં બંડ થયાં.

૫ સ્વતંત્ર રાજ્યોની સ્થાપના થઈ.

अ ફકરૂદ્દીન સરદારે ૧૩૩૯માં બંગાળામાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

ब બલ્લાળ રાજાએ તુંગભદ્રાને કાંઠે વિજયનગરમાં જોરાવર હિંદુ રાજ્ય સ્થાપ્યું.

क તૈલંગણમાં પુનઃ રજપુત રાજ્યની સ્થાપના થઇ.

ड જાફરખાં નામે મુસલમાને ગુલબર્ગમાં સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થાપ્યું. ૧૩૪૭. તે પ્રથમ ગંગુ નામે બ્રાહ્મણનો ગુલામ હતો. તેણે તેને છોડી મૂકયો હતો માટે પોતાના વંશનું નામ બ્રાહ્મણી વંશ રાખ્યું.

**પાદશાહનું મરણ**—ગુજરાતમાં બળવો થયો તે સમાવવા પાદશાહ બળવાખોરોની પછવાડે પડયો એવામાં ઠઠ્ઠામાં મરણ પામ્યો ઈ. સ. ૧૩૫૧.

**ફીરોજશાહ**—મહંમદ પછી તેનો ભત્રીજો ફીરોજશાહ ગાદીએ બેઠો એ પાદશાહ બહુ પરોપકારી, ભલો ને દયાળુ હતો તેણે લડાઈ ટંટા બંધ પાડયા ને લોકોપયોગી કાર્યો કરવામાં પૈસાનો ઉપયોગ કર્યો.

**લોકોપયોગી કાર્યો**—૧. ખેડુતો પરના કર ઓછા કર્યા.

૨. વસુલ બારી રહે તો તે રાખવાનો ઠરાવ કર્યો.

૩. રીઆગીને મારવાની, નાક,કાન, હાથ કાપવાની વગેરે ક્રૂર સજાઓ બંધ પાડી ને દેહાંતદંડ જેમ બને તેમ થોડા કરવાનો કાયદો કર્યો.

૪. ખેતીને ઉપયોગના બંધ બંધાવ્યા, તળાવો ખોદાવ્યાં ને નહેરો બંધાવી.

૫. મુસાફરો માટે પૂલ, રસ્તા, ધર્મશાળા ને હમામખાનાં બંધાવ્યાં.

૬. નિશાળો ને દવાખાનાં ચાલુ કર્યાં.

૭. મહમદે જેની પાસેથી જુલમ કરીને પૈસા કઢાવ્યા હતા. તેને પૈસા પાછા આપ્યા.

**તેનું મરણ**—એ ભલો પાદશાહ ૩૭ વરસ રાજ્ય કરી ૧૩૮૮માં મરી ગયો. તે વખતે હિંદમાં સર્વત્ર શાંતિ ને આબાદી હતી. લગભગ દરેક ઘર સંપત્તિથી ભરેલું હતું.

**તઘલખ વંશની આખર**—ફીરોજશાહની પછી જે પાદશાહો થયા તે ઘણા નબળા હતા. તેથી સુબાઓ સ્વતંત્ર થયા ને સરદારો મરજીમાં આવે તેને ગાદીએ બેસાડવા લાગ્યા. આથી રાજ્યની પડતી થઈ એવામાં તાતાર દેશના મોગલ પાદશાહ તૈમુરે સ્વારી કરી તેથી પાદશાહીને જબરો ધક્કો લાગ્યો.

**સ્વતંત્ર થએલાં રાજ્યો**—ગુજરાત, ખાનદેશ, જુવાનપુર ને માળવા.

**તૈમુરની સ્વારી**—સમરકંદનો પાદશાહ તૈમુર વિકરાળ ને ઘણો જનુની હતો તે મોગલ લોકોનું મોટું ધાડું લઇને ઇ. સ. ૧૩૯૮ માં હિંદપર ચઢી આવ્યો. દિલ્હીમાં તે વખતે મહમદ તઘલખ બીજો રાજ્ય કરતો હતો. તે તૈમુરના આવવાથી ગુજરાતમાં નાસી ગયો

તૈમુરે દિલ્હી ૫ દિવસ લુંટયું ને લોકોની કતલ કરી. લેવા જેવી સર્વ ચીજો લુટી લીધી ને નહિ લેવા જેવી ચીજો સર્વ બાળી દીધી એમ મહાન અનર્થ કર્યો. પાછા ફરતી વખતે પંજાબમાં પોતાની વતી ખીજરખાં નામે સરદારને સુબો મૂકતો ગયો. તૈમુરના ગયા પછી મહમદ પાછો આવ્યો ને મરતાં સુધી રાજ્ય કર્યું. તે ૧૪૧૨ માં મરી ગયો પછી થોડી મુદત દોલતખાં લોદીએ અમલ ચલાવ્યો. પછી ૧૪૧૪ માં ખીજરખાં દિલ્હીનો પાદશાહ થયો ને તઘલખ વંશનો અંત આવ્યો.

---

## સૈયદ વંશ.

ઈ. સ. ૧૪૧૪ થી ૧૪૫૦.

**ખીજરખાં**—તેણે તૈમુરની વતી ૭ વરસ દિલ્હીનું રાજ્ય ચલાવ્યું તે મુદતમાં રૈયતને સુખ ને ન્યાય આપી રાજી કરી.

**સૈયદ વંશના બીજા પાદશાહો.**—ખીજરખાં પછી મુબારેક, મહમદ ને અલાઉદ્દીન એવા ત્રણ પાદશાહો અનુક્રમે થયા. તેમના વખતમાં દિલ્હીની પાદશાહી પડી ભાગી ને છેલ્લા પાદશાહના વખતમાં માત્ર દિલ્હીજ રહ્યું તેથી પંજાબના સુબા બહિલોલ લોદીને રાજ્ય સોંપી તેણે રાજીનામું આપ્યું.

---

## લોદી વંશ.

ઈ. સ. ૧૪૫૦ થી ૧૫૨૬.

**બહિલોલ લોદી**—તે બહુ બહાદુર ને પ્રતાપી હતો. તેણે પંજાબ ને મુલ્તાનના ભાગ સમાવ્યા. ને જુવાનપુરના રાજા સાથે ૨૬ વરસ લડીને તે રાજ્ય જીતી લીધું. તે ૩૮ વરસ રાજ્ય કરી ૧૪૮૮ માં મરી ગયો.

**સિકંદર લોદી**—તે પાદશાહ બહુ ધર્મીધ ને જુલમી હતો પણ બહાદુર ને વિદ્વાન હતો. એણે રાજ્યમાં વધારો કર્યો. તેના વખતમાં યુરોપથી પોર્ટુગીઝ લોકો વેપાર કરવા હિંદમાં આવ્યા ૧૪૯૮. તેથી હિંદનો વેપાર વધવા માંડ્યો. એ પાદશાહ ૨૬ વરસ રાજ્ય કરી ૧૫૧૬ માં મરી ગયો.

**ઇબ્રાહિમ લોદી**—એણે ગાદીએ બેઠા પછી કેટલાક સરદારો પર જુલમ કરવા માંડ્યો. તેથી સરદારોએ બળવા કર્યા. બહાર પ્રાંતનો સુબો સ્વતંત્ર થયો ને પંજાબના સુબા દોલતખાંએ કાબુલ જઇ ત્યાંના પાદશાહ બાબરની મદદ માગી એથી બાબર લસ્કર લઇ હિંદપર ચઢી આવ્યો તેણે ઇ. સ. ૧૫૨૬માં ઇબ્રાહિમને પાણીપતના મેદાનમાં હરાવીને મારી નાખ્યો ને લોદી વંશનો અંત આણ્યો.

---

## ભારતખંડમાં મોગલાઈ રાજ્ય થયું તે વખતે હિંદનાં બીજાં સ્વતંત્ર રાજ્યો.

**ઉત્તરનાં:—**

**૧ કાશ્મીર**—ત્યાં મીર નામે મુસલમાનના વંશજો રાજ્ય કરતા હતા.

**૨ સિંધ**—ત્યાં જામ નામના મુસલમાન થઇ ગએલા રજપુતો રાજ્ય કરતા હતા.

**૩ મેવાડ**—ત્યાં સિસોદીઆ રજપુતોનો મણિ સંગ રાણો અમલ કરતો હતો.

**૪ જોધપૂર**—ત્યાં રાઠોડ રાજા માલદેવ રાજ્ય કરતો હતો.

**૫ જેપુર**—ત્યાં કચ્છવા રજપુતોનું રાજ્ય હતું.

૬ જેસલમીર—ત્યાં ભાટી રાજા રાજ્ય કરતા હતા.

૭ બુંદી ને કોટા—ત્યાં હાડા રજપુતોની રાજધાની હતી.

૮ પારકર, ૯ અમરકોટ, ૧૦ શિરોહી, ૧૧ ગ્વાલિઅર.

૧૨ ચંદેરી વગેરે બીજાં રજપુત રાજ્યો હતાં.

**દક્ષિણનાં:—**

૧. **વરંગુળ**—ત્યાં બ્રાહ્મણીશાહોનો અમલ હતો.

**વિજયનગર**—ત્યાં નૃસિંહકુળના રજપુતરાજાઓનો અમલ હતો.

**ઓરીઆનાં રાજ્યો**—તેમાં ઘણાં રજપુત રાજ્યો હતાં.

**સ્વતંત્રપણે અમલ કરતા મુસલમાન સુલતાનો:—**

૧. **ગુજરાત**—ત્યાં બહાદુરશાહ નામે સુલતાન અમલ કરતો હતો.

૨. **માળવા**—ત્યાં સ્વતંત્ર મુસલમાન સુલતાનનો અમલ હતો. પણ તે રાજ્ય ગુજરાતના બહાદુરશાહે જીતી લીધું હતું.

૩. **બંગાળા**—ત્યાં પઠાણ સુલતાનો સ્વતંત્રપણે અમલ કરતા હતા.

૪. **ખાનદેશ**—ત્યાં પઠાણ સુલતાનો અમલ કરતા હતા તેની પાસેથી ગુજરાતના સુલતાને જીતી લીધું હતું.

૫. **બ્રાહ્મણી રાજ્ય**—તે ઇ. સ. ૧૩૪૭માં જાફરખાંએ સ્થાપ્યું હતું. આગળ જતાં તેના ૫ ભાગ પડી ગયા હતા.

अ ઇમાદશાહી રાજધાની ભાવિલગઢ.

ब આદિલશાહી " વિજાપુર.

क નિઝામશાહી " અહમદનગર

ड કુતુબશાહી ગોવળકોંડા

इ બરીદશાહી " બેદર

### પઠાણઅનલની અસર

**પઠાણપાદશાહોનો જુલમ**—પઠાણપાદશાહોનો અમલ ઈ. સ. ૧૨૦૬ થી ૧૫૨૬ સુધી એટલે ૩૨૦ વર્ષ રહ્યો તે દરમ્યાન ઘણા પાદશાહો થયા. આ પાદશાહોમાં હિંદુ મુસલમાનને સરખા ગણી રૈયતને સુખ આપ્યું હોય તેવા પાદશાહ બહુ થોડા થયા છે. અલાઉદ્દીન ખૂનીએ જે ઘોર કર્મ કર્યાં છે તે નહિ ભૂલાય તેવાં છે. જૂમાખાંએ (મહમદગાંડાએ) ક્રૂર કર્મો કરવામાં અલાઉદ્દીનને પણ ભૂલાવ્યો હતો. સિકંદર લોદીએ પણ ધર્માંધપણાથી હિંદુઓ ઉપર ઘણો જૂલમ કર્યો હતો, એ સિવાયના પાદશાહો પણ બહુધા જૂલમી ક્રૂરને ધર્માંધ હતા, તેમણે હિંદુને પીડી લૂટી લીધા તથા ઘણાને જૂલમથી વટાળી મુસલમાન કર્યા. મેમણ, વોરા, ઘાંચી ઇત્યાદિ મુસલમાનો આ વખતમાં હિંદુઓને વટલાવીને બનાવેલા મુસલમાનો છે.

**પઠાણપાદશાહોના જુલમનું પરિણામ**—પઠાણ પાદશાહોએ હિંદુઓને પીડવામાં કચાશ રાખી નહિ. તેથી જોકે હિંદનો આર્ય ધર્મ નાબુદ તો ન થયો પરંતુ હિંદુઓમાં પરદેશગમનની બંધી, બાળલગ્ન, વહેમ વગેરે ખોટા રિવાજો દાખલ થયા તથા આર્યવિદ્યામાં વધારો ન થતાં જે હતી તે પણ દિવસે દિવસે ગુમાવતા ચાલ્યા.

**પઠાણપાદશાહોનાં સારાં કામો**—કુતુબદ્દીન, ગ્યાસુદ્દીન ને ફીરોજુદીન એ સારા પાદશાહો થયા, તેઓ ન્યાયી, ધર્મી, ભલા ને સદગુણી હતા, તેમણે લોકોપયોગી કામો કર્યાં હતાં તથા નિર્દય શિક્ષા બંધ પાડી હતી પરંતુ તેમનાં લોકોપયોગી કામોમાંનાં ઘણાંખરાં મુસલમાન પ્રજાને માટે હતાં. હિંદુ પ્રજાને એ કામોથી લાભ થોડોજ થતો તોપણ એટલું તો ખરૂં કે એવા સારા પાદશાહોના વખતમાં હિંદુ પ્રજા પીડા થોડી પામતી. દક્ષિણના બ્રાહ્મણી પાદશાહો દિલ્હીના

પાદશાહો કરતાં વધારે સારા હતા. તેમનો ઘણો ભાગ પ્રજાને રાજી રાખી રૈયતના જાનમાલનું રક્ષણ કરતા, ને ધર્મભેદ થોડો રાખતા તેથી તેમની હિંદુપ્રજા સંતોષી રહેતી.

# મોગલ રાજ્ય.

## પૂર્ણકળા. ૧૫૨૬ થી ૧૭૦૭.

### બાબર ૧૫૨૬ થી ૧૫૩૦

**બાબર**—તે તૈમુરથી છઠ્ઠો પુરુષ હતો. તેનું રાજ્ય સમરકંદમાં હતું પરંતુ સ્વદેશમાં તેની બાળવયને લીધે તેનું રાજ્ય જતાં તે કાબુલ જીતી ત્યાં રાજ્ય કરતો હતો તે લડાઇમાં શૂરો ને તાબે થનાર પર દયાળુ હતો, હિંદની પાદશાહી લોદી બાદશાહેના સમયમાં નબળી થતાં હિંદ જીતવા તે ઉત્સુક હતો. દરમ્યાન પંજાબના સુબા દોલતખાં લોદીનું આમંત્રણ મળતાં તે હિંદમાં આવ્યો ને ઇબ્રાહિમને પાણીપતના મેદાનમાં હરાવી હિંદનો ધણી થયો. ઇ. સ. ૧૫૨૬

**રાણા સંગની સ્વારી**-એ સમયે રજપુતસ્તાનમાં મેવાડનો રાણો સંગ સર્વોપરિ હતો તેણે આસપાસનાં રજપુત રાજ્યોને પોતાનાં તાબેદાર બનાવ્યાં હતાં ને દિલ્હી જીતી હિંદમાં ફરીવાર રજપુત રાજ્ય સ્થાપવા પ્રયત્ન કરતો હતો દરમ્યાન બાબરે દિલ્હી જીત્યાના ખબર તેને મળ્યા તેથી બાબર પાસેથી દિલ્હી જીતી લેવા તે લશ્કર લઇને ચડયો. રજપુતો ઉપરાંત હિંદના કેટલાક પક્ષો પણ તેને આવી મળ્યા એ પ્રમાણે સંગ પાસે એક જોરાવર લશ્કર થયું. બાબર ને સંગ વચ્ચે **ફતેહપુર સીક્રી** આગળ જબરી લડાઇ થઇ. શરુઆતમાં સંગની જીત થઇ પરંતુ બરાબર જંગ

જામેલો તે વખતે સંગની તરફનો રાયસેનનો તુવાર રાજા શિલાદિત્ય દગો કરી બાબરના પક્ષમાં ભળી ગયો તેથી રજપુત સૈન્યમાં ભંગાણ પડયું ને સંગની હાર થઈ ઈ. સ. ૧૫૨૭. સંગ ઘાયલ થયો ને મુશ્કેલીથી નાસી છૂટયો ને થોડી મુદતમાં મરી ગયો. આ સંગ એક આંખે કાણો ને એક પગે લંગડો હતો છતાં લડાઇમાં તે ભારે શુર-વીર હતો ને મેવાડના નામાંકિત રાણાઓમાં તેની ગણના થતી હતી.

**બાબરે જીતેલા મુલકો**—ચંદેરી, જુવાનપુર, ગ્વાલિઅર, ગોહાદ (ધોળપુર), બહાર ને બંગાળા.

**બાબરનું મરણ**—હિંદમાં આવ્યા પછી ૪ વરસે તેનો વહાલો પુત્ર હુમાયુ માંદો પડયો ત્યારે મુલ્લાંએ કહ્યું કે વહાલામાં વહાલી વસ્તુ ખુદાને અર્પણ કરવાથી તમારો પુત્ર બચશે માટે કોહીનુર હીરો અર્પણ કરો. એ સાંભળી બાબરે કહ્યું કે તે કરતાં મારો પ્રાણ વધારે વહાલો છે એમ કહી હુમાયુના બિછાનાની પ્રદક્ષિણા કરી ઘુંટણીએ પડી ખુદાની બંદગી કરી કે "હુમાયુને બચાવો ને તેને બદલે મને લો" હવે બન્યું એવું કે ત્યાર પછી હુમાયુને દિવસે દિવસે સારૂં થતું ગયું ને આરામ થઇ ગયો અને બાબર માંદો પડી ૧૫૩૦ માં મરી ગયો.

## હુમાયુ ૧૫૩૦ થી ૧૫૫૬.

**હુમાયુની ઉદારતા**—બાબરને ૪ પુત્રો હતા. હુમાયુ, કામરાન, હિંદાલ ને મિરઝાશકરી. રિવાજ મુજબ રાજ્યનો માલિક હુમાયુજ ગણાય છતાં તેણે મોટા મનથી રાજ્યના ચાર ભાગ પાડયા કાબુલ તથા કંદહાર કામરાનને, બહાર પ્રાંત હિંદાલને, મેવાત મિરઝાશકરીને અને બાકીનું આગ્રા ને દિલ્હીનું રાજ્ય પોતે રાખ્યું.

**હુમાયુની ઉદારતાથી થએલું નુકસાન**—હિંદમાં મોગલાઈ અમલ સ્થાપન થયાને માત્ર ૪ વરસ થયાં હતાં એટલે હજુ પઠાણ લોકોનું પ્રબળ બરાબર તુટયું નહોતું આથી તેને માત્ર મોગલ લશ્કર પર આધાર રાખવાનો હતો. ને મોગલ લશ્કરમાં ભરતી માત્ર કાબુલમાંથીજ થતી હતી. તે કામરાનને આપતાં લશ્કરમાં ભરતી કરવાનું મુશ્કેલ થયું જે માટે હુમાયુને પાછળથી ઘણું સોસવું પડયું.

**અફગાનોના બળવા**—હુમાયુ ગાદીએ બેઠો ને તેણે રાજ્યના ભાગ પાડી નાખ્યા તેથી તેની શક્તિ કમી થઇ તેનો લાભ લઈ અફગાનો બળવા કરવા લાગ્યા. પ્રથમ જુવાનપુરના અફગાનોએ બળવો કર્યો તે સમાવ્યો. શેરખાં નામે અફગાને સુનારગઢ જીતી બંડ કર્યું તેને વશ કર્યો.

**ગુજરાતના બહાદુરશાહ સાથે ટંટો**—આ વખતે ગુજરાતમાં બહાદુરશાહ નામે સુલતાન રાજ્ય કરતો હતો તેણે માળવા, ખાનદેશ, અહમદનગર ને વરાડ તાબે કર્યાં હતાં એટલે ઘણો અભિમાની થયો હતો. તેણે હુમાયુના બંડખોર સાળાને આશ્રય આપ્યો હતો. વળી અલાઉદ્દીન લોદીને લશ્કર આપી દિલ્હી જીતવા મોકલ્યો હતો. ઉપરાંત તેણે મેવાડ પર હલ્લો કર્યો. તે વખતે રાણા સંગની સ્ત્રી કરણાવતીએ હુમાયુને ભાઈ ગણી તેની મદદ માગી, તેથી હુમાયુ લશ્કર લઈને ગયો. તેણે બહાદુરશાહને હરાવી ગુજરાત જીતી લીધો ઇ. સ. ૧૫૩૪. પણ એવામાં હુમાયુને બંગાળામાં જવું પડયું તેથી બહાદરશાહે પાછું ગુજરાત જીતી લીધું ઇ. સ. ૧૫૩૬.

**શેરખાંનું પ્રબળ ને હુમાયુની હાર**—હુમાયુ ગુજરાતમાં હતો તેવામાં શેરખાંએ બળવો કરી બંગાળા જીત્યું તેથી હુમાયુ એ-

કદમ બંગાળા જવા નીકળ્યો ને ઢાકા સુધીનો મુલક કબજે કર્યો એ-વામાં વર્ષા કાળ આવવાથી લડાઈ બંધ પડી એથી શેરખાંએ ફરી હલ્લો કર્યો ને કનોજ સુધીનો મુલક કબજે કર્યો. હુમાયુ આગ્રે આ-વવા નીકળ્યો. રસ્તામાં મોંગીર આગળ હુમાયુ હાર્યો. બીજીવાર બક-સર આગળ પણ તેની ભારે હાર થઇ. ઇ. સ. ૧૫૩૯ ને પોતે મહા મુશ્કેલીથી બચી આગ્રે ગયો.

આગ્રે ગયા પછી તે ફરીવાર લડાઇની તૈયારી કરી શેરખાં સામો ચાલ્યો પણ કનોજ આગળ ઇ. સ. ૧૫૪૦ માં ભારે હાર ખાધી તેથી હુમાયુ નાસી ગયો. નાસતો હતો તેવામાં ઉમરકોટમાં તેની રાણી હમીદાને પુત્ર જન્મ્યો. ઈ. સ. ૧૫૪૨. જે આગળ જતાં મહાન અકબર કહેવાયો.

હુમાયુની નાસભાગ—હુમાયુ સિંધ જીતવા ઘણું મથ્યો પણ જીતાયો નહિ તેથી તે કંદહારને માર્ગે ઇરાન જવા નીકળ્યો. રસ્તામાં તેની રાણી ને કુંવર તેના ભાઇ મીરજાસ્કરીના હાથમાં કેદ પકડાયાં ને હુમાયુ ઇરાન ગયો.

## પુનઃ પઠાણ રાજ્ય.

### ઈ. સ. ૧૫૪૦ થી ૧૫૫૫.

### સૂર કુળના પાદશાહો.

**શેરખાં**—હુમાયુને હરાવી તે ૧૫૪૦ માં દિલ્હીનો ધણી થયો તેનું મૂળ નામ ફરીદ હતું પરંતુ વાઘને તરવારના એક ઘાથી મારી નાખ્યો તેથી તેનું નામ શેરખાં પડ્યું હતું ગાદીએ બેઠા પછી તેણે માળવા જીત્યું ને જોધપુર જીતવા પ્રયત્ન કર્યો પણ ત્યાંથી હારીને પાછો આવ્યો. બીજે વરસે તેણે રાયસેનનો કિલ્લો ઘેરો કરીને લીધો

ત્યાં તે કલિંજર જીતવા ગયો પણ ત્યાં દારૂખાનું સળગતાં તે મરી ગયો. ઈ. સ. ૧૫૪૫.

**શેરખાંની રાજનીતિ**—એ પાદશાહ બહુ ડાહ્યો ને પરાક્રમી હતો. તેણે હિંદુ પ્રજાને દુઃખ દીધું નહિ તેથી પ્રજા શાંતને આબાદ થઈ. તેનાં મોટાં કામોમાં બંગાળાથી સિંધુ નદી સુધી બંધાવેલો મોટો રસ્તો હતો. તે રસ્તા પર ઠામઠામ ઝાડો રોપાવ્યાં, ને કુવા બંધાવ્યા ને અન્નક્ષેત્ર માંડ્યાં. શેરખાં થોડાં વરસ રાજ્ય કરીને મરી ગયો પણ જો તે વધારે જીવ્યો હોતતો હિંદનો નામીગો પાદશાહ ગણાત.

**શેરખાં પછીના પાદશાહ**—શેરખાં પછી સલીમશાહ ગાદીએ બેઠો તે શૂરો ને હોશિયાર હતો તેણે શેરખાંનું રાજ્ય આબાદ કર્યું ને લોકોપયોગી કામોમાં વધારો કર્યો. તે ૮ વરસ રાજ્ય કરી ૧૫૫૩ માં મરી ગયો ત્યાર પછી આદીલશાહ ગાદીએ બેઠો. તે નબળો ને ઉડાઉ હતો તેથી સિકંદર સૂરે તેની પાસેથી દિલ્હી ને આગ્રા જીતી લીધાં. પણ થોડી મુદતમાં સિકંદરસુર પાસેથી હુમાયુએ દિલ્હી ને આગ્રા જીતી લઇ સુરવંશનો અંત આણ્યો. ઈ. સ. ૧૫૫૫.

## પુનઃ મોગલાઈ રાજ્ય.

હુમાયુ ઈરાન ગયો હતો. ત્યાં થોડાં વરસ રહ્યા બાદ ઈરાનના શાહ તહમાસ્પે તેને ૧૪૦૦૦ માણસોની મદદ આપી તે મદદ વડે તેણે કાબુલ તથા કંદહાર જીતી લીધાં ને પોતાની રાણી તથા કુંવરને છોડાવ્યાં. ત્યાંથી ૧૫૦૦૦ ફોજ લઇ પંજાબમાં પેઠો. તે જીતી લઈ આગળ વધ્યો ને સિકંદર સૂર પાસેથી દિલ્હી ને આગ્રા જીતી લીધાં

**હુમાયુનું મરણ**—દિલ્હી જીત્યા પછી થોડી મુદતે તે એકવાર દાદર પરથી ઉતરતો હતો એવામાં પડી જતાં મરી ગયો. ઈ. સ. ૧૫૫૬.

**હુમાયુના ગુણ**—હુમાયુ સ્વભાવે દયાળુ, નમ્ર, સાદો, મોટા મનનો ને બહાદુર હતો. તે નાસતો હતો ત્યારે એક ધોબીએ તેને ગંગા નદીને સામે પાર ઉતાર્યો હતો. તેના બદલામાં તેની ઇચ્છા મુજબ તેને થોડીવાર દિલ્હીના તખ્તપર બેસવા દીધો.

## અકબર.

## ઈ. સ. ૧૫૫૬ થી ૧૬૦૫.

**બહેરામનો અમલ**—હુમાયુ મરી ગયો ત્યારે અકબર ૧૪ વર્ષની ઉંમરનો હતો તેથી તેની વતી રાજ્યકારભાર તેનો વજીર બહેરામખાન ચલાવતો હતો. તે અકબરનો શિક્ષક ને મુખ્ય મદદગાર હતો.

**હેમુની સ્વારી**—હુમાયુ મરણ પામ્યો ત્યારે અકબર પંજાબમાં હતો તેથી આદીલશાહના વજીર હેમુએ સ્વારી કરી દિલ્હીને આગ્રા જીતી લીધાં તેથી અકબર લશ્કર લઈ તેની સામો આવ્યો. પાણીપતના મેદાનમાં ઇ. સ. ૧૫૫૬માં યુદ્ધ થયું તેમાં હેમુ હાર્યો ને કેદ પકડાયો. બહેરામખાને તેનો શિરચ્છેદ કરવાનું અકબરને કહ્યું ત્યારે તેણે મોટા મનથી જણાવ્યું કે તાબે થએલા ઘાયલ શત્રુપર હું ઘા કરવાનો નથી એથી બહેરામે પોતે તેનો શિરચ્છેદ કર્યો. હેમુ જાતનો વાણીઓ હતો છતાં બહાદુર, દીર્ઘદષ્ટિવાળો, બુદ્ધિમાન ને શાણો હતો. તે પોતાની હલકી પદવી પરથી પોતાની હોશિયારી વડે પડાણુ લશ્કરનો સેનાપતિ થયો હતો.

### બહેરામના હાથમાંથી રાજસત્તા પોતાના હાથમાં.

**શરુઆતની મુશ્કેલીઓ**—૧. માત્ર ૧૮ વરસની નાની ઉંમરમાંજ તેના પર આખા રાજ્યનો ભાર આવી પડ્યો હતો. ૨ તે

નાનો હોવાથી તેના સરદારો જુદા જુદા ભાગો પચાવી થઈ સ્વતંત્ર થવા ઇચ્છતા હતા. ૩. કાબુલમાં રાજ્ય કરતો તેના કાકાનો છોકરો મીરજાહકીમ અકબર પાસેથી હિંદનું રાજ્ય પડાવી લેવા પ્રયત્ન કરતો હતો. ૪. પઠાણુ લોકોનું બળ હજુ પૂરેપૂરૂં તૂટયું નહોતું એટલે તે લોકોને વશ કરવાના હતા. ૫, પઠાણુ અમલથી કંટાળેલી હિંદની પ્રજા તરફની મદદની આશા નહોતી.

**મુશ્કેલીઓનું નિવારણુ**—૧. સરદારોને ધાક ને દયા બતાવી વશ કર્યા. બળવો કરનારા સરદારો પૈકી ખાનજમાનને હરાવ્યો ને માર્યો એટલે બીજા ફાવ્યું ત્યાં નાસી ગયા ને કેટલાક શરણે આવ્યા તેને ઉદારતાથી ક્ષમા બક્ષી, આથી સરદારોના મનમાં ભયની સાથે પ્રેમ ઉત્પન્ન થયો.

૨. મીરજાહકીમ લશ્કર લઇને ચઢી આવ્યો. તેના સામે જઇ તેને હરાવ્યો એટલે તે કાબુલ નાસી ગયો એમ તેના તરફનો ભય ગયો.

૩. જુલમી કર વગેરે કાઢીને, ધર્મ સંબંધી છુટ આપીને અને સગપણુની ગાંઠથી બાંધીને તથા મોટા હોદ્દા આપીને હિંદુ પ્રજાને મેળવી લીધી. પઠાણુ પાદશાહોના સમયમાં હિંદુ પાસેથી લેવાતો જાત્રાવેરો અને જજિયા વેરો (માથા વેરો) તેણે બંધ કર્યો એટલે હિંદુ પ્રજા રાજી થઈ. વળી મનુષ્ય પોતાને પોતાને પસંદ પડે તેવો ધર્મ પાળે તેમાં રાજ્ય તરફથી અડચણુ નાખવી નહિ કે જુલમ કરવો નહિ; એવું જાહેર કર્યું એટલેથીજ ન અટકતાં રજપુતોને પોતાના પક્ષમાં લેવા ને તેમને રાજ્યના મદદગાર બનાવવા તેણે તેમની સાથે લગ્ન સંબંધ પણ કર્યા. જોધપુર ને જયપુરના રાજાની કુંવરીઓને પોતે પરણ્યો ને પોતાના છોકરાને

પણ રજપુત કન્યા પરણ્યો–રજપુતોને સગા કર્યા એટલુંજ નહિ પણ તેમને પોતાના મુલકમાં સુબા ને લશ્કરમાં સરદાર બનાવી રાજ્યના ખરેખરા મદદગાર બનાવ્યા. જયપુરના રાજા ભગવાનદાસનો દીકરો માનસિંહ અકબરના લશ્કરનો મોટો સરદાર હતો.

૪. મોગલ સરદારોને વશ કરીને અને હિંદુ પ્રજાને મેળવી લઇને પાછી તેણે પઠાણ લોકોનું બળ તોડી નાખ્યું.

**ચિતોડના રાણાનો વિરોધ**—રાજસ્થાનના ઘણાખરા રાજા અકબરને તાબે થયા ને તેની સાથે સગપણ કે સ્નેહની ગાંઠથી બંધાયા. માત્ર મેવાડના સિસોદીઆ રાણાએ તેમ ન કર્યું. મુસલમાનોને દીકરી દેવી એ હલકું કામ ગણી તેમણે પોતાની કન્યા ન દીધી, એટલુંજ નહિ પણ તેમના પટાવતોએ પણ ન દીધી અને જેમણે મુસલમાનોને કન્યા આપી તેમને હલકા ગણી તેનું અપમાન કરવા લાગ્યા. તેથી અકબરે તેનું અભિમાન ઉતારવા ચિતોડપર ચઢાઇ કરી. ઈ. સ. ૧૫૬૮. ચિતોડમાં તે વખતે રાણો ઉદેસિંગ રાજ્ય કરતો હતો. તે અકબર આવવાના ખબર સાંભળી અરવલ્લી ડુંગરમાં નાસી ગયો. ઉદેસિંગ નાઠો પણ તેનું લશ્કર નાઠું નહિ. તેમણે અંત લગી કિલ્લાનો બચાવ કરવા ઠરાવ કર્યો. કિલ્લા પાસે ભયંકર યુદ્ધ થયું. અકબરના સઘળા હુમલા રજપુતોએ પાછા વાળ્યા. પણ છેવટ કિલ્લો તૂટયો ને અકબરની જીત થઇ. સઘળા રજપુતો કેસરીઆં કરી રણમાં પડયા. સ્ત્રીઓ મહેલમાં આગ લગાડી બળી મુઇ. અકબર સામે થવામાં પટાવત પ્રતાપસિંગ ને જયમલે બહાદુરી બતાવી હતી. તેની બહાદુરીથી અકબર બહુ ખુશ થયો હતો એટલે તેની યાદગીરિ માટે દિલ્લીમાં પોતાના મહેલના દરવાજા પાસે તે બંને સરદારોનાં બાવલાં બેસાડયાં. આ પ્રમાણે ચિતોડ જીતી અકબર દિલ્હી ગયો.

**મેવાડની નવી રાજધાની**—ઉદેસીંગ અરવલીમાં નાસી ગયો હતો. ત્યાં જઇ તેણે પોતાના નામપરથી ઉદેપુર નામે શહેર વસાવ્યું ને ત્યાં રાજ્ય કરવા લાગ્યો ત્યારથી આજસુધી મેવાડની રાજગાદી ઉદેપુરમાં છે.

**મેવાડપર ફરીવાર હલ્લો**—અકબરની ધારણા એવી હતી કે ચિતોડ જીતાયાથી સિસોદીઆ રજપુતો વશ થશેજ પણ તેની ધારણા પાર પડી નહિ. ચિતોડ જીતાયું પરંતુ સિસોદીઆ વશ થયાંજ નહિ. ઉદેપુર વસાવ્યા પછી થોડી મુદતમાં એટલે ઇ. સ. ૧૫૭૨માં રાણો ઉદેસિંગ મરી ગયો તેની પછી તેનો પુત્ર પ્રતાપસિંહ ગાદીએ બેઠો તે તેના વડવા સંગ જેવો બહાદુર ને પરાક્રમી હતો તેણે મુસલમાનોને કન્યા ન આપવાનું પણ લીધું ને ચિતોડ પાછું લેવા પ્રતિજ્ઞા લીધી ને તે માટે તૈયારી કરવા માંડી. એવામાં અકબરનો સેનાપતિ માનસિંહ દક્ષિણમાં જીત મેળવી દિલ્હી જતાં રસ્તામાં પ્રતાપને મળવા આવ્યો. પ્રતાપે તેનો સારો સત્કાર કર્યો પરંતુ તેની સાથે બેસી ભોજન ન કર્યું તેથી માનસિંહને ખોટું લાગ્યું ને તેણે દિલ્હી જઇ પ્રતાપનું અભિમાન ઉતારવા બાદશાહને વિનંતી કરી એટલે બાદશાહે પ્રતાપને નમાવવાને પોતાના દીકરા સલીમ તથા સરદાર માનસિંહને મોટું લશ્કર આપીને મોકલ્યા. પ્રતાપ પોતાનું ૨૨ હજાર શુરવીરોનું લશ્કર જમાવી સામો ગયો. હલદીઘાટના મેદાનમાં (અરવલી પર્વતમાં એ ઘાટ છે) ઇ. સ. ૧૫૭૬ માં બંને લશ્કરો વચ્ચે ભારે દારૂણ યુદ્ધ થયું. પ્રતાપે ઘણા મુસલમાનોનો ઘાણ કાઢી નાખ્યો પરંતુ છેવટ તેની હાર થઇ ને તેને નાસી જવું પડયું. તેના ૨૨ હજાર શુરવીરોમાંથી માત્ર ૮ હજાર બચ્યા ને બાકીના રણમાં પડયા. પ્રતાપસિંહને પકડવા મુસલમાનોએ ઘણો શ્રમ

કર્યો પરન્તુ તે હાથ આવ્યો નહિ પણ એક ડુંગરેથી બીજે ડુંગરે ભટકતાં તેને ઘણું કષ્ટ પડયું. મોગલોના ભયથી કોઇ કોઇવાર તો તેને પીરસેલા ભાણાપરથી પણ ઉઠી જવું પડતું હતું તેની સ્ત્રી તથા બાળકોને પણ ડુંગરનાં કષ્ટ સહન કરવાં પડયાં હતાં ને છેવટ એવો વખત આવેલો કે તેના કુટુંબને અન્નના પણ સાંસા પડવા માંડયા તોપણ પ્રતાપે હિંમત ને ટેક તજ્યાં નહિ. સંકટના અણીના સમયે તેનાં કારભારી ભામાશાની મદદ મળતાં તે ફરીને ઉત્તેજિત થયો ને આગ્રહ, ધીરજ, ખંત, ઉદ્યોગ તે દઢતાથી યત્ન કરીને પોતાનું ગએલું રાજ્ય પાછું મેળવ્યું. એ સમયે અકબરનું ધ્યાન બીજાં રાજ્યો જીતવામાં લાગેલું હોવાથી ને પ્રતાપ જેવા વીર પુરુષને હેરાન ન કરવો એવી ધારણાથી તેણે મેવાડપર ફરી હલ્લો મોકલ્યો નહિ. આથી પ્રતાપ નિરાંતે રાજ્ય કરી શકયો ને પોતાના કુળની આબરૂ જાળવી શકયો. આ બહાદુર ને ટેકી રાણો પ્રતાપ ઇ. સ. ૧૫૯૭ માં મરણ પામ્યો.

**સ્વતંત્ર રાજ્યોને જીતી લેવાં**—૧. **માળવા**-૧૫૭૨ માં જીત્યું.

૨ **ગુજરાત**—સુલતાન ત્રીજા મુજફ્ફરશાહ પાસેથી ૧૫૭૩ માં જીત્યું.

૩. **બંગાળા**—શેરખાંના વંશજ દાઉદ પાસેથી ૧૫૭૬ માં જીત્યો.

૪ **ઓઢીઆ**—ત્યાં રજપુત લોકો સ્વતંત્રપણે અમલ કરતા હતા તેમની પાસેથી આખો પ્રાંત જીતી લીધો. ઇ. સ. ૧૫૭૪.

૫ **કાબુલ**—મીરજાહકીમે પંજાબપર હલ્લો કર્યો તેથી અકબર તેની સામે ગયો ને તેને હરાવી પાછો કાઢયો એટલુંજ નહિ પરંતુ

તેનાથી આગળ વધી તેની પાસેથી કાબુલ પણ જીતી લીધું. ઇ. સ. ૧૫૮૧.

૬. **કાશ્મીર**—ઇ. સ. ૧૫૮૬ માં જીતી લીધો.

૭. **સિંધ**—૧૫૯૨ માં ખાલસા કર્યો.

૮. **કંદહાર**—૧૫૯૪ માં અકબરને મળ્યો.

**બીરબલનું મરણ**—અકબરના દરબારમાં એ પ્રધાન હતો તે ઘણો વિદ્વાન, ચતુર, કવિ ને હાજરજવાબી હતો. તેનાપર બાદશાહ ઘણોજ પ્રસન્ન રહેતો. તેની ચતુરાઇની ઘણી વાતો કહેવાય છે સરહદ તરફના હલ્લામાં તે લશ્કર લઇને ગયો હતો તેમાં મરાયો. તેના મરણથી બાદશાહને બહુ દીલગીરિ થઇ.

**દક્ષિણનાં રાજ્યો**—અકબરના વખતમાં દક્ષિણમાં ખાનદેશ, અહમદનગર, ગોવળકોંડા, વિજાપુર ને બેદર એવાં પાંચ સ્વતંત્ર મુસલમાની રાજ્યો હતાં.

**અહમદનગરની જીત**—અહમદનગરની ગાદીને માટે તકરાર ઉઠી. તેમાં ૪ પક્ષ બંધાયા તેમાંના એક પક્ષે અકબરની મદદ માગી. તેની મદદે અકબરે પોતાના દીકરા મુરાદને લશ્કર લઇને મોકલ્યો પરન્તુ તે દરમ્યાન બહાદુર નામે છોકરાને ગાદીએ બેસાડી ચાંદબીબી નામે બાઇ કારભાર કરવા લાગી તે બાઈ બહાદુર, ખૂબસુરત ને સમયસૂચક હતી. તેણે મુરાદના સઘળા હુમલા પાછા વાળ્યા. પરન્તુ છેવટ વરાડ પ્રાંત આપવાથી સલાહ થઇ. પણ વળી તે પ્રાંતની સરહદ બાબત તકરાર ઉઠતાં ફરી લડાઈ થઈ તેમાં મુરાદ જય પામ્યો એવામાં ચાંદબીબીને કોઇએ દગાથી મારી નાખી તેથી અહમદનગર અકબરના લશ્કરે સહેલાઈથી જીતી લીધું.

**અહમદનગર જીતાયું પરન્તુ તેનો સઘળો મુલક જીતાયો નહિ**—અહમદનગરના રાજ્યનો કેટલોક ભાગ કબજે કરી મલિકંબર નામે સરદારે નિઝામશાહને પાદશાહ ઠરાવી ઔરંગાબાદમાં ગાદી કરી. એટલે અહમદનગરના રાજ્યનો સઘળો મુલક અકબરને તાબે થયો નહિ.

**ખાનદેશની જીત**--અહમદનગર જીત્યા પછી એક સરદારે ખાનદેશનું રાજ્ય પણ જીતી લીધું.

**અકબરનું દુઃખ**--અકબરને સર્વ વાતે સુખ હતું પરન્તુ તેમના કુંવરો તરફનું તેને દુઃખ હતું. તેના વડા કુંવર સલીમને અફીણ ને દારૂનું જબરૂં વ્યસન લાગેલું હતું. પાદશાહ દક્ષિણમાં હતો ત્યારે તેણે ઉત્તરમાં ગરબડ કરી. તેણે પ્રયાગ, અયોધ્યા ને બહાર પ્રાંતો કબજે કર્યાં તથા ખજાનામાંથી ૩૦ લાખ રૂપીઆ ઉપાડયા તેથી પાદશાહ આગ્રે આવ્યો. સલીમને બોલાવી શિખામણ દીધી પણ તેની કંઇ અસર થઇ નહિ. એવામાં પાદશાહનો વહાલો વજીર અબુલફજલ દક્ષિણમાંથી આવતો હતો તેને સલીમે મરાવી નાખ્યો. એ ખબર પાદશાહને મળતાં તે ઘણોજ ખિન્ન થયો ને બે દહાડા સુધી કશું ખાધું નહિ. એ વજીર ઘણો ડાહ્યો ને વિદ્વાન હતો. તેણે અકબરના વખતના કાયદાનું પુસ્તક લખ્યું છે. આગળ જતાં અકબરે સલીમને વધારે છુટ આપી રાજચિહ્ન ધારણ કરી પ્રયાગમાં સ્વતંત્રપણે રહેવાની છુટ આપી. પરન્તુ ત્યાં દારૂના અતિશય વ્યસનમાં પડયો. અકબરના બીજા બે પુત્રો મુરાદ ને દાનીઆલ પણ દારૂના વ્યસનમાં મરી ગયા. આમ અકબરના પુત્રો દારૂડયા હોવાથી અકબરની આખર અવસ્થા દુઃખપૂર્ણ હતી.

**અકબરનું મરણ**—પુત્રો તરફની ચિંતા ને વહાલા વજીરના

ખૂનથી અકબરની પ્રકૃતિ પર ભારે અસર થઈ તેથી તે માંદો પડયો ને ૧૬૦૫ માં મરી ગયો. મરના પહેલાં તેણે સલીમને પોતાની પાસે બોલાવ્યો. તેને સારી શિખામણ દીધી ને પોતાને હાથે તેની કમરે તરવાર બાંધી. સરદારોને પણ સલીમની આજ્ઞા માનવા બોધ કર્યો.

**અકબરના સુધારા**—૧. ધર્મ સંબંધી છુટ આપી એટલે દરેક માણસ પોતાની મરજી મુજબનો ધર્મ પાળે તેમાં રાજ્ય તરફથી કશી અડચણ નાખવી નહિ,

૨. યજ્ઞમાં પશુવધની બંધી કરી, ખુશીવગર સતિ થવાનો રિવાજ અટકાવ્યો, બાળલગ્ન કરવાની મના કરી ને પુનર્લગ્નની છુટ આપી,

૩. રાજ્યના ઓદ્ધા આપવામાં જાતિભેદ કે ધર્મભેદ નહિ ગણવાનો નિયમ કર્યો.

૪. જુલમી સજાઓ જેવીકે હાંડાં, નાંક, કાન, વગેરે કાપવાની બંધી કરી. દેહાંતદંડ તેની પરવાનગી સિવાય કરી શકાતો નહિ.

૫. વસુલાતને માટે નિયમ ઠરાવ્યા. એ કામ તેના પ્રધાન ટોડરમલે કર્યું. પાકનો ભાગ લેવાને બદલે જમીનની જાત પ્રમાણે અમુક રોકડ રકમ લેવાનો ઠરાવ કર્યો.

૬. રાજ્યનો બંદોબસ્ત બરાબર જાળવવા માટે તેણે ચડતા દરજ્જાનાં કામસર અમલદારો નીમ્યા.

૭. નોકરોને પગારને બદલે જમીન અપાતી તે રિવાજ બંધ કરી રોકડ પગાર આપવાથી રીત દાખલ કરી.

૮. વિદ્વાનોને ઉત્તેજન આપી વિદ્યાવૃદ્ધિ કરી.

૯. જુદા જુદા ધર્મના વિદ્વાનોને પોતાની કચેરીમાં રાખી ધર્મ સંબંધી સંશોધન કરાવ્યું.

**અકબરના ગુણો**—અકબર શરીરે મજબુત, ને રૂપાળો હતો તેની છાતી વિશાળ ને હાથ લાંબા હતા. વખતનો ઉપયોગ બરાબર કરતો. તે શૂરો, ઉદ્યોગી ને માયાળુ હતો. તેને શિકારનો શોખ હતો. પ્રજાકલ્યાણ માટે તેના વિચાર ઘણા ઉચ્ચ હતા. મુલક જીતવા તેની ઇચ્છા હતી પરંતુ તેમ કર્યા પછી પ્રજાપાલન માટે તે સારી વ્યવસ્થા કરતો. એકંદર રીતે તેના જેવો મુસલમાન પાદશાહ દિલ્હીની ગાદી પર બીજો ભાગ્યે થયો હશે. તેના સમયમાં પ્રજા સંતોષી સુખી, આબાદ ને રાજ્ય તરફ સંપૂર્ણ વફાદાર હતી. તેની રાજનીતિના ઘણા અંશો હાલની માયાળુ સરકારના રાજ્યમાં છે તે અકબરની દીર્ઘદૃષ્ટિ બતાવે છે. તેની પછીના પાદશાહો જો તેને પગલે ચાલ્યા હોત તો મોગલાઇરાજ્યને જે ધક્કો પછવાડેથી લાગ્યો તે લાગત નહિ.

## જહાંગીર.

### ૧૬૦૫ થી ૧૬૨૭. ૨૨ વર્ષ.

અકબરના મરણ પછી સલીમ જહાંગીર (દુનિયા જીતનાર) નામ ધારણ કરી પાદશાહ થયો. તેણે અકબરના સમયના કામદારો કાયમ રાખ્યા, અકબરે કરેલા સુધારા ચાલૂ રાખ્યા ને ધર્મની બાબતમાં પ્રજાને હરકત કરી નહિ.

**જહાંગીરના સમયના બનાવ**—(૧) ખુશરૂનો બળવો. (૨) નુરજહાં સાથે લગ્ન. (૩) અહમદનગરના રાજ્યને જીતી લેવા પ્રયત્ન (૪) મેવાડપર હલ્લો. (૫) કુતુબકંદાસ.

**નુરજહાં સાથે લગ્ન**—અકબરના સમયમાં ગિઆસબેગ નામનો એક ઇરાની દિલ્હીમાં આવી રહ્યો હતો. તેને બે છોકરાં હતાં એક પુત્ર ને એક પુત્રી. પુત્રી ઘણીજ ખૂબસુરત હતી, તેનું તેજ સૂર્યના

જેવું હતું માટે તેનું નામ મિહ્ર (સૂર્ય) રાખ્યું હતું. ગિયાસ બેગને અકબરના દરબારમાં નોકરી મળી તેથી તે દિલ્હીમાં રહ્યો. મિહ્ર મોટી થતાં તેનું રૂપ ઘણું દીપી ઊઠયું. તે એક વાર સલીમની નજરે પડી ત્યારે સલીમની ઇચ્છા તેની સાથે લગ્ન કરવાની થઇ. પરંતુ તેનો વિવાહ શેરઅફ્ગાન નામે સરદાર સાથે થઇ ગયો હતો એટલે સલીમની ઇચ્છા પાર પડી નહિ. લગન થયા પછી મિહ્ર શેરઅફ્ગાન સાથે બંગાળામાં ગઇ. આ તરફ સલીમનું મન મિહ્રમાં બરાબર લાગ્યું હતું. એટલે અકબરના મરણ પછી જ્યારે પોતે પાદશાહ થયો ત્યારે શેરઅફ્ગાનનું ખૂન કરાવીને મિહ્રને પોતાની પાસે મંગાવી લીધી. પરંતુ એ ભલી બાઇને પોતાના વહાલા પતિના મોતથી ઘણી દીલગીરિ થઇ ને ૬ વરસ સુધી જહાંગીર સાથે પરણવાની ના પાડી પરંતુ છેવટે તેણે જહાંગીરની ઇચ્છા મુજબ તેની સાથે લગ્ન કર્યું. જહાંગીરે તેનું નામ નુરજહાં (દુનિયાનું તેજ) રાખ્યું. એ બાઇ દઢમનની, ચતુર, સમયચૂચક ને હોશિયાર હતી. તે સાથે ઘણીજ ખૂબસુરત હતી. તેથી તેણે જહાંગીરને બરાબર વશ કરી લીધો. જહાંગીરની કેટલીક કુટેવો તેણે છોડાવી. ઉપરાંત રાજ્યનો ઘણોખરો કારભાર તેની સલાહથી ચાલતો. જહાંગીર પોતે તો મોજમઝા કરતો. ખરી રીતે અમલ નુરજહાંનોજ હતો. આથી જહાંગીર મોજિલો પાદશાહ કહેવાય છે,

**અહમદનગરનું રાજ્ય જીતી લેવા પ્રયત્ન**—અકબરે અહમદનગર જીત્યું હતું પરંતુ તે રાજ્યનો ઘણોખરો ભાગ કબજે કરી મલિકંબરે નિજામશાહને પાદશાહ ઠરાવી ઔરંગાબાદમાં ગાદી કરી હતી. તે વાત પાછળ આવી ગઇ. મલિકંબરે રાજ્યમાં સુધારા કરી હળવે હળવે રાજ્ય મજબુત કરવા માંડયું તેથી જહાંગીરે તે તરફ

લક્ષ દોડાવ્યું. પ્રથમ પાદશાહી લશ્કરે મલિકંબરને ૧૬૧૨ માં હરા-વ્યો. પરંતુ તેને બરાબર તાબે કરી શકાયો નહિ તેથી ફરીવાર ૧૬૧૭ માં શાહજાદા ખુરમની સરદારી નીચે લશ્કર મોકલ્યું. તેણે મલિકંબરને નમાવ્યો ને તેની પાસેથી અહમદનગર તથા તેની આસપાસનો મુલક લીધો પરંતુ મલિકંબરે થોડી મુદતમાં ખોએલો મુલક પાછો લીધો એટલે ફરીવાર ખુરમની સરદારી નીચે ૧૬૨૧માં લશ્કર મોકલ્યું તેણે મલિકંબરને હરાવીને નમાવ્યો.

**મેવાડ પર હલ્લો**—પ્રતાપના મરણ પછી તેનો પુત્ર અમરસિંગ ગાદી પર બેઠો તે તેના બાપ જેવો પરાક્રમી હતો. તેણે પણ મુસલમાનોને કન્યા આપી નહિ એટલુંજ નહિ પણ તાબેદારી પણ કબુલ ન કરી એટલે જહાંગીરે તેના પર જુદા જુદા સરદારોના હાથ નીચે લશ્કર મોકલ્યું પણ અમરસિંગ નમ્યો નહિ. છેવટે શાહજાદા ખુરમની સરદારી નીચે લશ્કર મોકલ્યું તેણે રાણાને હરાવીને નમાવ્યો ને તાબેદારી કબુલ કરાવી ઇ. સ ૧૬૧૪. આથી જહાંગીર ખુરમ પર બહુ પ્રસન્ન થયો ને તેને શાહનો ઇલકાબ આપ્યો ત્યારથી ખુરમ શાહજહાંના નામથી પ્રસિદ્ધ થયો.

**કુટુંબ કંકાસ**—જહાંગીરને ૪ દીકરા હતા. ખુશરૂ, પરવીજ, ખુરમ, ને શહરિયાર તેમાંનો મોટો મરણ પામ્યો હતો. ખુરમ, (શાહજહાં), બહુ બહાદુર હોવાથી જહાંગીરની પ્રીતિ તેના પર વધારે હતી. પણ નૂરજહાંની લાગણી શહરિયાર પર વધારે હતી કેમકે તેના આગલા ધણીથી થએલી છોકરી તેની સાથે પરણાવી હતી. આમ હોવાથી શાહજહાંની ચડતી તેનાથી ખમાતી નહોતી એટલે તે શાહજહાં પર પાદશાહની અપ્રીતિ કરાવવાની ખટપટ કરતી હતી. શાહજહાંની સત્તા દક્ષિણમાં જામેલી હતી તે તોડવા તેને ઇરાની લોકોને

હરાવવા મોકલવા પાદશાહને સમજાવ્યો. પાદશાહે શાહજહાંને ઇરાન પર હલ્લો લઇ જવા હુકમ કર્યો. શાહજહાં તેની મતલબ કળી ગયો તેથી તેણે બંડ કર્યું. પાદશાહે તેને પકડવા પ્રયત્ન કર્યો પણ તે દક્ષિણમાં મલિકંબરને ભાગી ગયો ને છેવટે પાદશાહને શરણે આવ્યો.

આમ શાહજહાં પર પાદશાહનો અભાવ કર્યા પછી પરવીજનું જોર તોડવા યત્ન કર્યો. પરવીજનો સહાયક મહોબતખાં નામે મોટો સરદાર હતો તે મહોબતખાં ઉદેપુરના રાણા પ્રતાપના ભાઇ શુક્તસિંહનો દીકરો હતો પરંતુ તે મુસલમાન થઈ ગયો હતો. તે સરદારનું જોર તોડવા નૂરજહાંએ તેના પર સરકારી રકમ ઉચાપત કર્યાનું તહોમત મૂકાવી જવાબ દેવા હજુરમાં બોલાવ્યો. પણ તે નૂરજહાંનું કાવતરૂં સમજી ગયો એટલે પોતાના ૫૦૦૦ રજપુતો સાથે ગયો ને પાદશાહ પંજાબમાં હતો ત્યાં તેને કેદ કર્યો પણ નૂરજહાંની યુક્તિથી પાદશાહ જલદી છુટો થયો. તેણે મહોબતખાંને મેળવી લઈ દક્ષિણમાં શાહજહાં પર મોકલ્યો પરંતુ ત્યાં તે શાહજહાં સાથે ભળી ગયો ઇ. સ. ૧૬૨૬.

**જહાંગીરનું મરણ**—આ પ્રમાણે કુસંપકંકાસ ચાલતો હતો તેવામાં જહાંગીર દમના રોગથી કાશ્મીરમાં મરી ગયો ઇ.સ ૧૬૨૭.

**જહાંગીરના ગુણ**—તે બોલો ઉદાર, બોજિલો પણ દારૂડિયો, સ્વચ્છંદીને વિષયી હતો તેણે રૈયતને દાદ આપવા પોતાના મહેલમાં ઘંટ રાખી તેની સાંકળ ગમે તેને ખેંચવા માટે બહાર લટકાવી હતી. તેના દરબારમાં ઇંગ્લાંડના બાદશાહ તરફથી સર ટોમસરો નામે એલચી ૧૬૧૫ માં વેપારના કરાર કરવા આવ્યો હતો. તેની સાથે જહાંગીર બહુ વરવટથી વર્તતો.

## શાહજહાં

### ૧૬૨૭ થી ૧૬૫૮–૩૧ વર્ષ.

જહાંગીરના ૪ પુત્રો પૈકી ખુશરૂ ને શહરિયાર જીવતા હતા. નુરજહાંની મરજી શહરિયારને ગાદી આપવાની હતી પરંતુ તેના ભાઇ અસોફખાંની મરજી શાહજહાંને ગાદી આપવાની હતી કેમકે શાહજહાં તેનો જમાઈ થતો હતો. એટલે અસોફખાં ને મહોબતખાં એ બે મોટા સરદારોની સાહાય્યથી શાહજહાંને ગાદી મળી. ઇ. સ. ૧૬૨૭.

**કુટુંબીઓનો નાશ**—તેના ભાઇઓના છોકરાએ બળવા કર્યા તે બધાને તેણે મારી નંખાવ્યા. ને નુરજહાંને ૨૫ લાખનું વર્ષાસન બાંધી આપ્યું.

**શાહજહાંના સમયના બનાવો**—૧. અહમદનગરનું રાજ્ય ખાલસા. ૨. હિંદ બહાર સ્વારીઓ. ૩. શાહજાદાના બળવા. ૮. સુંદર બાંધકામો.

**અહમદનગરની જીત**—મલિકંબરના મરણ પછી તે રાજ્યમાં ઘણી ખટપટ ચાલતી હતી તેનો લાભ લઇ શાહજહાંએ તે રાજ્યપર ચડાઈ કરી તેને ખાલસા કર્યું ઇ. સ. ૧૬૩૭.

**હિંદની બહાર સ્વારીઓ**—બલ્ખ જીતવા તેણે જુદી જુદી વખતે લસ્કર મોકલ્યાં ને બલ્ખ જીતી લીધું પરન્તુ તેનાથી વિશેષ આગળ વધી શકાયું નહિ.

**તેનાં બાંધકામો**—શાહજહાંને બાંધકામનો ઘણો શોખ હતો. તેના સમયમાં અલીમર્દાખાન નામનો ઇરાની તેનો સરદાર હતો તે બાંધકામમાં ઘણો કુશળ હતો. તેની મદદથી તેણે સુંદર મકાનો બંધાવ્યાં એટલુંજ નહિ પણ દિલ્હીને પાણી પૂરૂં પાડવા જમના નદી-

માંથી એક મોટી નહેર બંધાવી. શાહજહાંનાં બાંધકામો પૈકી આગ્રામાં તેની બેગમ મુમતાજ મહાલ (અસોફખાંની દીકરી)ની કબર પર બાંધેલો રોજો જે તાજમહાલ કહેવાય છે તે સૌથી પ્રસિદ્ધ છે. તેની સુંદરતા અનુપમ છે. તેને બંધાયાં લગભગ ૨૫૦ વરસ થયાં છે. છતાં આજપણ તે તદ્દન નવા જેવોજ લાગે છે. એ રોજો સફેદ આરસનો બંધાવ્યો છે. તેના જેવો રોજો દુનિયામાં બીજો કોઇ છેજ નહિ. દુનિયાનાં સુંદર બાંધકામોમાં તેની આજપણ ગણતરી થાય છે. તેનું બીજું કામ તેનું તખ્તેતાઉસ કે મયુરાસન હતું, એ આસન પણ એવુંજ અનુપમ હતું પરંતુ તે ઇરાની નાદિરશાહ ૧૭૩૯ માં લુંટી ગએલો હોવાથી આજ તેની નિશાની નથી.

**શાહજાદાના બળવા**—શાહજહાંને ૪ પુત્રો હતા. દારા, સુજા ઔરંગજેબ ને મુરાદ. દારા ઉદાર, બહાદુર પણ ભોળો હતો. સુજા દારૂડિયો હતો, ઔરંગજેબ બહાદુર, ચતુર, પણ કપટી, લોભી ને ધર્માંધ હતો, મુરાદ બહાદુર પણ મૂર્ખ હતો, આ ચાર પુત્રો પૈકી દારા પાદશાહ પાસે, સુજા બંગાળામાં, ઔરંગજેબ દક્ષિણમાં ને મુરાદ ગુજરાતમાં સુબાગીરિ પર હતા. આ અરસામાં શાહજહાં માંદો પડયો એટલે દારા કારભાર કરવા લાગ્યો પણ તે તેના નાના ભાઈઓને ન ગમવાથી તેઓ દરેક પોતપોતાને પાદશાહ કહેવડાવવા લાગ્યા ને કુટુંબવિગ્રહ શરૂ થયો.

**કુટુંબ વિગ્રહ**—પ્રથમ સુજા રાજ્ય લેવા માટે બંગાળાથી લશ્કર લઇને આવ્યો તેને દારાએ કાશી આગળ હરાવી નસાડી મૂક્યો. ઔરંગજેબ સામે જોધપુરના રાજા જસવંતસિંહને મોકલ્યો, આ તરફ ઔરંગજેબ કપટથી મુરાદને ગાદી આપવાની લાલચે ભોળવીને પોતાના પક્ષમાં લીધો. એ બંનેના એકત્ર લશ્કરે જસવંતસિંહ પર હલ્લો

કર્યો. ઉજ્જન આગળ યુદ્ધ થયું તેમાં ઔરંગઝેબનો જય થયો ઇ. સ. ૧૬૫૭. પછી મુરાદ ને ઔરંગઝેબ લશ્કર લઈ ઉત્તરમાં ચાલ્યા. દારા ને તેમના લશ્કરનો મેળાપ આગ્રાના મેદાનમાં થયો. દારૂણ યુદ્ધ થયું તેમાં દારાના હાથીને તીર વાગવાથી તે ઘોડા પર બેઠો એટલે લશ્કરે તેને ન દેખ્યો આથી લશ્કરમાં ભંગાણ પડયું ને દારાની હાર થઇ.

**શાહજહાંનું કેદ થવું**—દારાને હરાવ્યા પછી બંને ભાઇઓ દિલ્હી તરફ ચાલ્યા. રસ્તામાં મુરાદને દારૂ પાઇ કેદ કરી લીધો. પછી દિલ્હી જઇ શાહજહાંને કેદ કરી ઔરંગઝેબ પાદશાહ થયો. ઈ. સ. ૧૬૫૭. કેદમાં પડયા પછી શાહજહાં ૧૦ વર્ષ જીવ્યો. તે ઈ. સ. ૧૬૬૭માં કેદમાં મરી ગયો.

**શાહજહાંના** ગુણ— તે પાદશાહ ભલો, દયાળુ, બહાદુર, પણ ભોળો ને વિશ્વાસુ હતો. તેણે પોતાના પુત્રો પર અતિશય વિશ્વાસ મૂકી તેમને મોટા સુબા બનાવ્યા એ વિશ્વાસનું કડવું ફળ તેને ભોગવવું પડયું. તેને બાંધકામનો ઘણો શોખ હતો. દિલ્હી ને આગ્રાનાં બાંધકામો ઉપરાંત અમદાવાદમાં તેણે શાહીબાગ નામે મકાન ને બાગ બંધાવેલ છે તે હજુ કાયમ છે.

**શાહજહાંના સમયમાં પ્રજાની આબાદી**—તેના સમયમાં લડાઈ ટંટા ઓછા થવાથી પ્રજા ઘણી આબાદ ને સુખી હતી. રાજ્યના ખજાનામાં પુષ્કળ પૈસા હતા. તેણે સુંદર ને ઘણાં બાંધકામો કરાવ્યાં તેમ છતાં તે મરણ પામ્યો ત્યારે ખજાનામાં હીરા, માણેક, ઝવેરાત, ઉપરાંત ૨૪ કરોડ રૂપીઆ રોકડા હતા. અકબર ને જહાંગીરના સમય કરતાં પણ તેના સમયમાં રાજ્યની સમૃદ્ધિ ને આબાદી વધારે હતી.

# ઔરંગઝેબ.

ઇ. સ. ૧૬૫૮ થી ૧૭૦૭ – ૪૯ વર્ષ.

પોતાના બાપને કેદમાં નાખી ઔરંગઝેબ ૧૬૫૮માં પાદશાહ થયો. ને પોતે આલમગીર એવું નામ ધારણ કર્યું.

**કુટુંબીઓનો નાશ**—ગાદીએ બેઠા પછી તેણે પોતાના ભાઇઓ તથા ભત્રીજાનો નાશ કરવાનો ઉદ્યોગ આરંભ્યો અને ૪ વરસમાં સર્વનો નાશ કરીને તે તેમની તરફના ભયથી મુક્ત થયો. દુનિયામાં રાજ્યલોભ એ કેવી બુરી ચીજ છે તે આ ઉદાહરણથી બરાબર સમજાય છે.

**વિકાનેર ને આસામની જીત**—તેણે વિકાનેરના રાજાને વશ કર્યો અને આસામના રાજાને હરાવી ખંડિયો બનાવ્યો.

**ધર્મપક્ષપાત**—સર્વધર્મના લોકોને સમાન ગણવાની અકબરની રાજનીતિ શાહજહાં સુધી ચાલી. ઔરંગઝેબે ગાદીએ બેઠા પછી તરત ધર્મપક્ષપાત શરૂ કર્યો. હિંદુએને સરકારી નોકરી આપવી બંધ કરી, મુસલમાનોના કેટલાક વેરા માફ કર્યા ને હિંદુઓના ન કર્યા એટલુંજ નહિ પરંતુ પઠાણ પાદશાહના વખતના જાત્રા ને જજિયાવેરા જે અકબર પાદશાહે કાઢી નાખ્યા હતા તે ઔરંગઝેબે પાછા શરૂ કર્યા. દિલ્હીના લોક ટોળે મળીને આ બાબત નહિ કરવા તેને અરજ કરવા ગયા ત્યારે તેમના પર પોતાના હાથીઓ છોડી મૂકીને છુંદી નખાવ્યા. આથી હિંદુપ્રજા તેનાથી બહુ નારાજ થઇ અને બંને મોટી પ્રજા વચ્ચે વેરની લાગણી ઉત્પન્ન થઇ. જોકે મુસલમાનો ઔરંગઝેબને ખરો ચુસ્ત મુસલમાન ગણી તેનાં વખાણ કરવા લાગ્યા પરંતુ કરોડોના

પાદશાહ તરીકે તેનું એવું વર્તન પ્રચ્છવા લાયક ન ગણાય. અને થયું પણ તેવુંજ. કેમકે તેણે રોપેલા આ વૈરભાવ રૂપી બીજનાં કડવાં ફળ તેના વારસોને તરતજ ભોગવવાં પડયાં.

**ઔરંગજેબની મુશ્કેલી**—તેના ધર્મપક્ષપાતથી તેની મુશ્કેલીમાં ઘણો વધારો થયો. જોકે કુટુંબીઓનો નાશ કરીને તે નિશ્ચિંત થયો હતો તોપણ ધર્મભેદને લીધે હિંદુપ્રજા તરફથી તેને ઘણું સોસવું પડયું. તેના રજપુત સરદારો તેનાથી છુટા પડયા, પંજાબમાં ગુરૂ ગોવિંદસિંહે શીખ લોકોને તેની સામે લડવા તૈયાર કર્યા, દિલ્હીની આસપાસના વેરાગીઓએ બળવો કર્યો, દક્ષિણમાં શિવાજીની આગેવાની નીચે મરેઠા સામા ઊઠયા ને રજપુતસ્થાનના સર્વરાજાએ તેની સામે સંપ કર્યો. આમ ચોતરફ તેના શત્રુ ઉભા થયા એટલે તે સુખે રાજકરી શકયો નહિ.

**દક્ષિણમાં મરેઠી રાજયો**—દક્ષિણમાં સાહજીભોંસલે નામે મરેઠા સરદારને ત્યાં ઈ. સ. ૧૬૨૭ માં એક પુત્રનો જન્મ થયો. તેનું નામ શિવાજી રાખ્યું. શાહજી ભોંસલે અહમદનગરના રાજ્યમાં નોકર હતો ત્યાં તેણે સારી બહાદુરી બતાવી હતી પરંતુ તે રાજ્ય શાહજહાં બાદશાહે ખાલસા કર્યું ત્યારે તે વિજાપુરના રાજાને ત્યાં નોકર રહ્યો. શિવાજી તેની મા જીજાબાઇ ને દાદાજી કોંડદેવ નામના ગુરુની દેખરેખ નીચે ઉછર્યો. શાહજીનો વિચાર તેને સાક્ષર બનાવવા કરતાં ખરો ક્ષત્રિય બનાવવાનો હતો તેથી નાનપણથી તેને મહાભારત તથા રામાયણમાંની શૌર્યની વાતો કરી તેનામાં શૌર્ય ને દેશાભિમાન સાથે ધર્માભિમાન ઉત્પન્ન કર્યું હતું. આ પ્રમાણે કેળવણી લઇને યોગ્ય ઉંમરનો થતાં તેનામાં રાજ્ય સ્થાપન કરવાની ઇચ્છા થઇ તેથી તેણે આસપાસની મરેઠી પ્રજામાં ધર્માભિમાન, સ્વદેશાભિમાન

ને સંપ ઉત્પન્ન કરી લશ્કર જમાવવા માંડયું અને ઘાટ તથા કોંક-ણમાંનો કેટલોક મુલક જીત્યો. આ ભાગો પૈકીનો કેટલોક ભાગ વિજાપુરના બાદશાહનો અને કેટલોક દિલ્હીના બાદશાહનો હતો તેથી બંને બાદશાહો તેનો નાશ ઇચ્છવા લાગ્યા. પ્રથમ વિજાપુરવાળાએ પોતાના સરદાર અફજલખાંને મોટા લશ્કર સાથે શિવાજી પર મોક-લ્યો પરંતુ શિવાજીએ યુક્તિથી તેનો તથા તેના લશ્કરનો નાશ કર્યો. ઔરંગજેબે શિવાજીનો નાશ કરવા તેના મામા સાહિસ્તખાંની સર-દારી નીચે લશ્કર મોકલ્યું પણ શિવાજીએ સાહિસ્તખાંને ઘાયલ કરીને નસાડયો. આમ બંને પાદશાહી ।। સરદારોનો પરાજય કર્યા પછી શિ-વાજી નિરંકુશપણે ચોતરફનો મુલક કબજે કરવા ને લૂટવા લાગ્યો. આ સમયે સુરત નામીનું બંદર હતું પરદેશથી કરોડો રૂપીઆનો માલ ત્યાં આવતો ને અહીંનો માલ તે બંદરેથી પરદેશ જતો. ટુંકામાં હા-લના મુંબઇ જેવું તે સમયે સુરત બંદર હતું તે બંદર મોગલ પાદ-શાહને કબજે હતું ને તેમાં તેનો ખાસ સુબો રહેતો. શિવાજીએ બંદર પર ૧૬૬૪ માં હલ્લો કર્યો ને તેને લૂટયું. આ લૂટમાં તે લ-ગભગ ૩૦ કરોડ રૂપીઆ ઉપાડી ગયો એમ કહેવાય છે.

શિવાજીએ સુરત લૂટયા પછી તરત તેનો બાપ શાહજી મરી જવાથી રાયગઢમાં પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો ને પોતાના નામના સિક્કા પડાવ્યા.

**શિવાજીના નાશ માટે ઔરંગજેબનો ફરીને પ્રયત્ન—** શિવાજી બળવાન થતો જોઈ ઔરંગજેબે તેને વશ કરવા જુદા જુદા સરદારોને મોકલ્યા પરંતુ તે સૌને શિવાજી પૂરો પડયો એટલે ઔરંગજેબે જયપુરના રાજા જયસિંહને મોકલ્યો તેણે શિવાજીને સ-મજાવી પાદશાહ સાથે સલાહ કરવા પોતાની સાથે દિલ્હી આણ્યો

ઔરંગજેબે આ સોનેરી તકનો લાભ ખોટી રીતે લીધો. એટલે શિવાજી સાથે સલાહ કરવાને બદલે તેને કેદમાં નાખ્યો આ પ્રમાણે શિવાજી ઔરંગજેબના હાથમાં સપડાઈ ગયો પરંતુ કેદમાં પડ્યા પછી ૪ વરસે યુક્તિથી તે તથા તેનો દીકરો સંભાજી મિઠાઇના ટોપલામાં બેસી નાસી ગયા. આથી ઔરંગજેબને ભારે પસ્તાવો થયો પરંતુ પછી તેના હાથમાં શિવાજી સપડાયો નહિ. તેની તથા મોગલોની વચ્ચે ફરીવાર સલાહ ન થઈ તે ન થઇ. શિવાજીએ રાયગઢ પહોંચ્યા પછી બીજી વાર સુરત લુટ્યું ને દિવસે દિવસે પોતાના રાજ્યને વધારે મજબુત બનાવ્યું. ઔરંગજેબ આ વખતે ઉત્તરમાં રોકાયેલ હોવાથી તે શિવાજીની પ્રવૃત્તિમાં અટકાવ નાખી શક્યો નહિ.

**રજપુતો સાથે ટંટો**—જજિયાવેરાને જબરો નાખવાથી, રજપુતો ઔરંગજેબ પર નારાજતો હતાજ એવામાં ઔરંગજેબે જોધપુરનું રાજ્ય ખાલસા કરવાનો પ્રપંચ કર્યો તે એવી રીતે કે જોધપુરનો રાજા જસવંતસિંહ જે કાબુલમાં સુબો હતો તે ત્યાં મરણ પામ્યો એટલે તેનાં બાઇડી છોકરાં દિલ્હી આવ્યાં તેને બાદશાહે કેદ કર્યાં એટલે રજપુતો ઘણાજ નારાજ થયા. રજપુતોએ જસવંતસિંહના બાળકુંવર અજીતસિંહને બાદશાહના કબજામાંથી યુક્તિથી છોડાવ્યો ને રાઠોડ સરદાર દુર્ગાદાસની સરદારી નીચે બધા રજપુતો બાદશાહ સામા ઊઠ્યા. મેવાડનો રાણો રાજસિંગ પણ તેમાં ભળ્યો. આથી ઔરંગજેબે રજપુતોને જેર કરવા પોતાના પુત્ર અકબરની સરદારી નીચે ૭૦ હજાર માણસનું લશ્કર મોકલ્યું પણ અકબરને રજપુતોએ પોતાના પક્ષમાં લઇ લીધો આથી ઔરંગજેબ ભારે સંકટમાં આવી પડ્યો. પણ તેણે એક યુક્તિવાળા પત્રથી પોતાની

મુશ્કેલી મટાડી અકબરનું લશ્કર પાદશાહને મળી ગયું. આ સમયે દુર્ગાદાસને ફોડવા ઘણી તજવીજ કરી પણ તે રાઠોડ સરદાર ડગ્યો નહિ આથી બંને પક્ષ વચ્ચે ભારે યુદ્ધ થવા લાગ્યાં. ઔરંગઝેબ હિંદુપર જુલમ કરવામાં બાકી રાખતો નહિ તેમ સામી તરફથી રજપુતો પણ તેવોજ જુલમ કરવા લાગ્યા. આમ કેટલીક મુદ્દત ચાલ્યું પરંતુ રજપુતોને વશ કરી શકાયા નહિ. આ અરસામાં દક્ષિણનું મરેઠી રાજ્ય ઘણું બળવાન થતું હતું તેની ચિંતાથી છેવટ પાદશાહે રજપુતો સાથે સલાહ કરી ઇ. સ. ૧૬૮૩. ને પોતે ૧૦ લાખ લશ્કર સાથે દક્ષિણ જીતવા ચાલ્યો.

**ઔરંગઝેબના સમયમાં દક્ષિણની સ્થિતિ**—તેના વખતમાં દક્ષિણમાં વિજાપુર ને ગોવળકોંડા એ બે મુસલમાની રાજ્યો અને શિવાજીએ સ્થાપેલું મરેઠી રાજ્ય એ ત્રણ રાજ્ય મોટાં હતાં. બાકી નાના જાગીરદારો ઘણા હતા. ગોવામાં પોર્ટુગીઝ લોકોએ પોતાનું સંસ્થાન સ્થાપ્યું હતું ને સુરત, ભરૂચ, મુંબઈ, પોંડિચેરી, મદ્રાસ વગેરે સ્થળે અંગ્રેજ, ફ્રેંચ, વલંદા વગેરે યુરોપી વેપારીઓએ વેપારની વખારો નાખી હતી. તે લોકોનું લક્ષ માત્ર વેપાર પરજ હતું.

**ઔરંગઝેબનું લક્ષ**—ઔરંગઝેબનો ઇરાદો આખો દક્ષિણ પોતાને વશ કરવાનો હતો તેથી તેણે વિચાર કર્યો કે પ્રથમ વિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્યો જીતી લેવાં ને છેવટ નબળા મરેઠી રાજ્યનો અંત આણી આખા દક્ષિણના ધણી થવું. તેથી તેણે પ્રથમ વિજાપુરના રાજ્યપર હલ્લો કરીને તે ખાલસા કર્યું ઇ. સ. ૧૬૮૬. બીજે વરસે ગોવળકોંડા પર હલ્લો કરીને તે પણ ખાલસા કર્યું. ઈ. સ. ૧૬૮૭. ને વળતે વરસે આગળ વધી તંજાવુર સુધીનો મુલક કબજે કર્યો,

**મરેઠા સાથે લાંબું યુદ્ધ**—પોતાની એક ધારણામાં પાર પડવાથી તે ઘણો રાજી થયો હવે તેણે પોતાનું સઘળું બળ મરેઠી રાજ્યનો નાશ કરવા પાછળ લગાડયું. મરેઠામાં એ વખતે શિવાજીનો પુત્ર શંભાજી રાજા હતો. તે બહાદુર પણ દારૂડીઓ હતો. એટલે સહેજમાં ઔરંગજેબના હાથમાં પકડાઇ ગયો. ઔરંગજેબે તેનો શિરચ્છેદ કરાવ્યો. ઇ. સ. ૧૬૮૯. ઔરંગજેબે ધાર્યું કે શંભાજીના પકડાવાથી મરેઠી પ્રજા નાબુદ કરી શકાશે પણ તે માન્યતામાં તે છેતરાયો. શિવાજીએ મરેઠામાં એવો જુસ્સો ઉત્પન્ન કર્યો હતો તથા લડવાની એવી કળા શીખવી હતી કે તે નાઉમેદ થયા નહિ. તેણે શિવાજીના બીજાપુત્ર રાજારામને ગાદીએ બેસાડી ઔરંગજેબ સાથે લડાઇ ચાલૂ રાખી. ઔરંગજેબે મરેઠાનો નાશ કરવા પ્રયત્ન કરવામાં કચાસ રાખી નહિ પરંતુ તે તેના કાર્યમાં સફળ થયો નહિ. મરેઠા સામે મોખરે ભાગ્યેજ લડતા. મોગલો પાછળ પડે એટલે ડુંગરામાં નાસી જાય અને વળી લાગ આવે ત્યારે મોગલાઇ છાવણી પર હલ્લો કરી લૂટ કરી જાય. એક તરફથી મોગલો મરેઠાના કિલ્લા જીતી લે ત્યારે બીજી તરફથી મરેઠા મોગલાઇ મુલકમાં લૂટ કરે ને પોતાના કિલ્લા પાછા લે. આ વિગ્રહ લગભગ ૧૯વરસ ચાલ્યો પરંતુ મરેઠાને વશ કરી શકયો નહિ. આથી ઔરંગજેબ ભારે નિરાશ થયો. તેના મોટા લશ્કરને કોઇ કોઇવાર ખોરાકના પણ વાંધા પડવા લાગ્યા. વળી પગાર પણ ચડી ગયો તેથી લશ્કરમાં પણ બેદીલી ફેલાઇ એ બધાથી કંટાળી ઔરંગજેબે મરેઠા સાથે સલાહનું કહેણ મોકલ્યું પણ મરેઠાની મોટી માગણીઓ તેનાથી સ્વીકારી શકાઇ નહિ એથી નાઉમેદ થઇ તે પાછો ફર્યો ને દક્ષિણમાંજ અહમદનગરમાં માંદો પડી મરી ગયો ઈ. સ. ૧૭૦૭.

**ઔરંગઝેબનો પસ્તાવો**—તેના અંતકાળ વખતે તેને ઘણો પસ્તાવો થયો. પોતાના બાપને કેદ કર્યો, ભાઇભત્રીજાનો નાશ કર્યો એ બધાં કાર્યો બદલ ખુદા મને શી સજા કરશે ને મારૂં શું થશે એવા પસ્તાવામાં તે મરી ગયો.

**આલમગીરના ગુણદોષ**—તે શૂરો, બુદ્ધિમાન, દઢમનનો, ઉદ્યોગી, દીર્ઘદૃષ્ટિવાળો ને યુદ્ધમાં કુશળ હતો. પણ કપટી, અણુવિશ્વાસુ, સાંકડાં મનનો ને ધર્માંધ હતો. ગમે તેવા સંકટમાં પણ તે ધૈર્ય છોડતો નહિ. તેને પોતાના પુત્ર ઉ ર પણ તેને વિશ્વાસ નહોતો તે કોઇને પોતાનું માનતો નહિ. આથી કોઈ તેને પોતાનો માનતાં નહિ. તે દેખાવે સાદો, શરીરે પાતળો પણ મજબુત બાંધાનો હતો. આખા રાજ્યનાં દરેક કામ ઉપર તે જાતે દેખરેખ રાખતો. તેનો ચહેરો હસમુખો હતો. તેને મોજમઝાનો શોખ નહોતો. તે ગાયન તથા નાચને ધિક્કારતો હતો. રાજધન ખાનગી કામમાં વાપરતો નહિ. પોતાના ખર્ચ માટે તે ટોપીઓ બનાવતો ને તખ્ત ઉપર ન હોય તે વખતે સાદો પોશાક પહેરતો, આ સૌ ઉપરથી એટલું સિદ્ધ છે કે ઔરંગજેબ ભારે યુક્તિવાળો ને ઘણા ગુણોથી યુક્ત પાદશાહ હતો. અને જો તે અકબરની રાજનીતિને વળગી રહ્યો હોત તો એક સારામાં સારા ને ઉમદા પાદશાહોમાં તેની ગણના થાત પરંતુ માત્ર ધર્મપક્ષપાતની તેની રાજનીતિએ તેની શક્તિઓને બીજે રસ્તે વાળી એટલે તે સર્વ રીતે પ્રિય થઇ શક્યો નહિ.

# રાજકર્તાઓની વંશાવળી.

## ગિજનીના પાદશાહો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ગિજની વંશ,** | **ઈ. સ.** | **૯૬૨ થી ૧૧૮૬** | **સુધી** | **૨૨૪** | **વર્ષ.** |
| અલપગીન. | ,, | ૯૬૨ થી ૯૭૭ | — | ૧૫ | વર્ષ રા. કર્યું. |
| સબક્તગીન. | ,, | ૯૭૭ થી ૯૯૭ | — | ૨૦ | ,, |
| મુલતાનમહમદ. | ,, | ૯૯૭ થી ૧ ૩૦ | — | ૩૩ | ,, |
| મસાઉદ. | ,, | ૧૦૩૦ થી ૧૦૪૦ | — | ૧૦ | ,, |
| મોદુદ. | ,, | ૧૦૪૦ થી ૧૦૪૯ | — | ૯ | ,, |
| અબ્દુલહુસેન | ,, | ૧૦૪૯ થી ૧૦૫૧ | — | ૨ | ,, |
| અબ્દુલરસીદ. | ,, | ૧૦૫૧ થી ૧૦૫૧ | — | ૦ | ,, |
| ફરૂકજાદ. | ,, | ૧૦૫૧ થી ૧૦૫૮ | — | ૭ | ,, |
| ઇબ્રાહીમ. | ,, | ૧૦૫૮ થી ૧૦૮૯ | — | ૩૧ | ,, |
| મસાઉદ બીજો. | ,, | ૧૦૮૯ થી ૧૧૧૪ | — | ૨૫ | ,, |
| અરસલાન. | ,, | ૧૧૧૪ થી ૧૧૧૮ | — | ૪ | ,, |
| બહેરામ. | ,, | ૧૧૧૮ થી ૧૧૫૨ | — | ૩૪ | ,, |
| +ખુશરૂ. | ,, | ૧૧૫૨ થી ૧૧૫૯ | — | ૭ | ,, |
| +ખુશરૂમલેક | ,, | ૧ ૫૯ થી ૧૧૮૬ | — | ૨૭ | ,, |

+આ બે પાદશાહોએ લાહોરમાં આવીને અમલ કર્યો હતો કેમકે ગીજનીની ગાદી ૧૧૫૨ માં ઘોરી પાદશાહોના હાથમાં ગઈ હતી.

## ઘોરી વંશ ઇ. સ. ૧૧૫૨ થી ૧૨૦૬× ૫૪ વર્ષ.

| | | | |
|---|---|---|---|
| અલાઉદ્દીન. | ઇ. સ. ૧૧૫૨ થી ૧૧૫૬ | — ૪ | વર્ષ. |
| સૈફુદ્દીન. | ,, ૧૧૫૬ થી ૧૧૫૭ | — ૧ | ,, |
| ગ્યાસુદ્દીન | ,, ૧૧૫૭ થી ૧૨૦૨ | — ૪૫ | ,, |
| શાહબુદ્દીન. | ,, ૧૨૦૨ થી ૧૨૦૬ | — ૪ | ,, |

## દિલ્હીના મુસલમાન પાદશાહો.

| | | | |
|---|---|---|---|
| ગુલામવંશ. | ઈ. સ. ૧૨૦૬ થી ૧૨૯૦ | — ૮૪ | વર્ષ. |
| કુતુબુદ્દીન | ,, ૧૨૦૬ થી ૧૨૧૦ | — ૪ | ,, |
| આરામ. | ,, ૧૨૧૦ થી ૧૨૧૧ | — ૧ | ,, |
| અલ્તમશ. | ,, ૧૨૧૧ થી ૧૨૩૬ | — ૨૫ | ,, |
| રૂકનુદ્દીન. | ,, ૧૨૩૬ થી ૧૨૩૬ | — ૦ | ,, |
| રઝીઆબેગમ | ,, ૧૨૩૬ થી ૧૨૩૯ | — ૩ | ,, |
| બહેરામ. | ,, ૧૨૩૯ થી ૧૨૪૧ | — ૨ | ,, |
| અલાઉદ્દીન | ,, ૧૨૪૧ થી ૧૨૪૬ | — ૫ | ,, |
| નાસરૂદ્દીન. | ,, ૧૨૪૬ થી ૧૨૬૬ | — ૨૦ | ,, |
| બલ્બન | ,, ૧૨૬૬ થી ૧૨૮૭ | — ૨૧ | ,, |
| કૈકુબાદ. | ,, ૧૨૮૭ થી ૧૨૯૦ | — ૩ | ,, |

## ખીલજી વંશ ઈ. સ. ૧૨૯૦ થી ૧૩૨૦—૩૦ વર્ષ.

| | | | |
|---|---|---|---|
| જલાલુદ્દીન | ,, ૧૨૯૦ થી ૧૨૯૫ | — ૫ | ,, |
| અલાઉદ્દીન. | ,, ૧૨૯૫ થી ૧૩૧૫ | — ૨૦ | ,, |

× ૧૨૦૬ પછી હિંદમાં સ્વતંત્ર મુસલમાની બાદશાહી સ્થાપન થતાં ઘોરીવંશનો બાકીનો ગીઝનીઓનો અમલ ગણ્યો નથી.

| | | | |
|---|---|---|---|
| ઉમ્મર. | ,, ૧૩૧૫ થી ૧૩૧૬ — | ૧ | ,, |
| મુબારક. | ,, ૧૩૧૬ થી ૧૩૨૦ — | ૪ | ,, |
| ખુશરૂ. | ,, ૧૩૨૦ થી ૧૩૨૦ — | ૦ | ,, |
| **તઘલખવંશ ઈ. સ ૧૩૨૦થી ૧૪૧૪ —** | | **૯૪** | ,, |
| ગ્યાસુદીન. | ,, ૧૩૨૦ થી ૧૩૨૫ — | ૫ | ,, |
| મહમ્મદ ગાંડો. | ,, ૧૩૨૫ થી ૧૩૫૧ — | ૨૬ | ,, |
| ફીરોજુદીન. | ,, ૧૩૫૧ થી ૧૩૮૮ — | ૩૭ | ,, |
| ગ્યાસુદીન બીજો | , ૧૩૮૮ થી ૧૩૮૯ — | ૧ | ,, |
| અબુબક્કર. | ,, ૧૩૮૯ થી ૧૩૯૦ — | ૧ | ,, |
| નાસરૂદીન | ,, ૧૩૯૦ થી ૧૩૯૪ — | ૪ | ,, |
| મહમદ બીજો. | ,, ૧૩૯૪ થી ૧૪૧૨ — | ૧૮ | ,, |
| સરદાર દોલતખાં. | ,, ૧૪૧૨ થી ૧૪૧૪ — | ૨ | ,, |
| **સૈયદવંશ. ઇ સ. ૧૪૧૪ થી ૧૪૫૦ —** | | **૩૬** | **વર્ષ.** |
| ખીજરખાં. | ,, ૧૪૧૪ થી ૧૪૨૧ — | ૭ | ,, |
| મુબારક. | ,, ૧૪૨૧ થી ૧૪૩૩ — | ૧૨ | ,, |
| મહમુદ. | ,, ૧૪૩૩ થી ૧૪૪૩ — | ૧૦ | ,, |
| અલ્લાઉદીન. | ,, ૧૪૪૩ થી ૧૪૫૦ — | ૭ | ,, |
| **લોદીવંશ- ઈ, સ. ૧૪૫૦ થી ૧૫૨૬ —** | | **૭૬** | **વર્ષ.** |
| બહીલોલખાં. | ,, ૧૪૫૦ થી ૧૪૮૮ — | ૩૮ | ,, |
| સિકંદર. | ,, ૧૪૮૮ થી ૧૫૧૬ — | ૨૮ | ,, |
| ઇબ્રાહીમ. | ,, ૧૫૧૬ થી ૧૫૨૬ — | ૧૦ | ,, |
| **મોગલવંશ, ઇ. સ. ૧૫૨૬ થી ૧૫૪૦ —** | | **૧૪** | **વર્ષ.** |
| બાબર. | ,, ૧૫૨૬ થી ૧૫૩૦ — | ૪ | ,, |
| હુમાયુ. | ,, ૧૫૩૦ થી ૧૫૪૦ — | ૧૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| **સુરવંશ** | **ઈ, સ ૧૫૪૦ થી ૧૫૫૫ — ૧૫** | | **વર્ષ** |
| શેરખાં. | ,, ૧૫૪૦ થી ૧૫૪૫ — | ૫ | , |
| સલીમશાહ. | ,, ૧૫૪૫ થી ૧૫૫૩ — | ૮ | ,, |
| આદીલશાહ. | ,, ૧૫૫૩ થી ૧૫૫૫ — | ૨ | ,, |
| **પુનઃ મોગલ વંશ.** | **ઇ. સ. ૧૫૫૫થી ૧૮૫૮—૩૦૩** | | **વર્ષ.** |
| પુનઃ હુમાયુ. | ,, ૧૫૫૫ થી ૧૫૫૬ — | ૧ | ,, |
| અકબર. | ,, ૧૫૫૬ થી ૧૬૦૫ — | ૪૯ | ,, |
| જહાંગીર. | ,, ૧૬૦૫ થી ૧૬૨૭ — | ૨૨ | ,, |
| શાહજહાં. | ,, ૧૬૨૭ થી ૧૬૫૮ — | ૩૧ | ,, |
| +ઓરંગઝેબ. | ,, ૧૬૫૮ થી ૧૭૦૭ — | ૪૯ | ,, |

## પ્રસિદ્ધ લડાઇઓ.

| | |
|---|---|
| પાણીપતની. | ઇ. સ. પૂ. ૫૫૦૦. પાંડવોએ કૌરવોને હરાવ્યા. |
| ઝેલમની. | ઈ. સ. પૂ. ૩૨૭. સિકંદરે પોરસને હરાવ્યો. |
| દેવળગામ. | ઇ. સ. ૭૧૨ મહમદ કાસમે દાહીરને હરાવ્યો. |
| પેશાવર | સુલતાન સબક્તગીને લાહોરના રાજા જયપાળને હરાવ્યો. |
| વૈહિંદગઢ. | ઇ. સ. ૧૦૦૮ સુલતાન મહમદે લાહોરના રાજા અનંગપાળને હરાવ્યો. |
| સોમનાથ પાટણ | ,, ૧૦૨૫ સુલતાન મહમદે ગુજરાતના રાજા ભીમદેવને હરાવ્યો. |

+ બાકીના મોગલ પાદશાહોની વંશાવળી ઉપલા ધોરણમાં આવશે.

| | | |
|---|---|---|
| સ્થાનેશ્વર | ,, | ૧૧૯૧ દિલ્હીના રાજા પૃથ્વીરાજે શાહબુદ્દીન ઘોરીને હરાવ્યો. |
| પાણીપત (૨) | ,, | ૧૧૯૩ શાહબુદ્દીને દિલ્હીના રાજા પૃથ્વીરાજને હરાવ્યો. |
| પાણીપત (૩) | ,, | ૧૫૨૬ બાબરે ઇબ્રાહીમ લોદીને હરાવ્યો. |
| ફતેપુર સીક્રી | ,, | ૧૫૨૭ બાબરે રાણા સંગને હરાવ્યો. |
| કનોજ | ,, | ૧૫૪૦ શેરખાંએ હુમાયુને હરાવ્યો. |
| પાણીપત (૪) | ,, | ૧૫૫૬ અકબરના સરદાર બહેરામે હેમુને હરાવ્યો. |
| હલદીઘાટ | ,, | ૧૫૭૬ અકબરે પ્રતાપસિંહને હરાવ્યો. |
| કાશી | ,, | ૧૬૫૭ દારાએ સુજાને હરાવ્યો. |
| ઉજ્જન | ,, | ૧૬૫૭ ઔરંગઝેબ ને મુરાદે જસવંતસિંહને હરાવ્યો. |
| આગ્રા | ,, | ૧૬૫૭ ઔરંગઝેબ ને મુરાદે દારાને હરાવ્યો |

## પ્રસિદ્ધ સાલો.

ઇ. સ. ૫૬૯ મહમદ પેગંબરનો જન્મ.
,, ૬૦૯ મુસલમાની ધર્મની સ્થાપના.
,, ૬૨૨ હિજરી સનની સ્થાપના.
,, ૬૩૨ મહંમદ પેગંબરનું મરણ.
,, ૭૧૨ મહમદ કાસમની સિંધપર સ્વારી.
,, ૧૦૦૮ વૈહિંદગઢ આગળ હિંદુમુસલમાનનું મોટું યુદ્ધ.
,, ૧૦૨૫ મહમદે સોમનાથનું દેવળ લુટયું.
,, ૧૧૯૧ પૃથ્વીરાજને શાહબુદ્દીન વચ્ચે સ્થાનેશ્વર આગળ યુદ્ધ

,, ૧૧૯૩ શાહબુદીનને પૃથ્વીરાજ વચ્ચે પાણીપતના મેદાનમાં યુદ્ધ. દિલ્હીના રજપુત રાજ્યની આખર ને દિલ્હીમાં મુસલમાની અમલની સ્થાપના.
,, ૧૧૯૪ કનોજના રાઠોડ રાજ્યની આખર.
,, ૧૨૦૬ દિલ્હીમાં મુસલમાન બાદશાહીની સ્થાપના.
,, ૧૨૯૭ અલ્લાઉદ્દીનની ગુજરાત પર ચડાઇ.
,, ૧૩૪૭ દક્ષિણમાં બ્રાહ્મણી રાજ્યની સ્થાપના.
,, ૧૩૯૮ તાતાર દેશના પાદશાહ તૈમુરની હિંદપર સ્વારી.
,, ૧૪૯૮ પોર્ટુગીઝ લોકોનું હિંદમાં આવવું.
,, ૧૫૨૬ હિંદમાં પઠાણ અમલનો અંત ને મોગલાઇ રાજ્યની સ્થાપના.
,, ૧૫૫૬ હિંદમાં મોગલ અમલની મજબુતી ને પઠાણ અમલનો હંમેશને માટે અંત.
,, ૧૫૭૬ હલદીઘાટનું યુદ્ધ ને પ્રતાપની કસોટી.
,, ૧૫૭૩ ગુજરાતમાં મોગલાઇ અમલ.
,, ૧૬૦૨ અંગ્રેજલોકોનું વેપાર માટે હિંદમાં આવું
,, ૧૬૨૭ શિવાજીનો જન્મ.
,, ૧૬૩૭ અહમદનગરના રાજ્યનો અંત.
,, ૧૬૫૫ બેદરના રાજ્યનો અંત.
,, ૧૬૫૭ શાહજહાંના શાહજાદાઓનો રાજ્ય માટે ટંટો.
,, ૧૬૮૦ શિવાજીનું મરણ.
,, ૧૬૮૩ ઔરંગજેબની દક્ષિણ પર ચડાઇ.
,, ૧૭૦૭ ઔરંગજેબનું મરણ.

# મુખગણિત.

આ ધોરણમાં ૮, ૧૦, ૧૬, ૩૨, ૬૪, ૨૪૦, ૨૫૬ ને ૩૨૦ નાં ગુણોત્તરનો ઉપયોગ છે.

## ૮ નું ગુણોત્તર.

તોલમાપમાં

| | |
|---|---|
| શેર ને નવટાંક. | ભાર ને ૩ મણ. |
| | ગાલ્લીને ૩ાા મણ. |
| મણ ને પાંચ શેર. | બેડીઉં ને ૪ મણ. |
| માણી ને ૧ાા મણ. | ટન ને ૨ાા હંડ્રવેટ. |
| કળશીને ૨ મણ. | ગજ ને ૩ તસુ. |
| ખાંડી ને ૨ાા મણ. | માઇલ ને ફર્લાંગ. |

કિંમતમાં

રૂપીઆ ને બે આની, પૌંડ ને ૨ાા શિલિંગ.
આનો ને બે ઉપઆના કે દોઢપાઈ.

**નિયમ**—જ્યારે ભાવના માપ ને લેવાના માપ વચ્ચે ૮ ના ગુણોત્તરનો સંબંધ જણાય ત્યારે ભાવની કિંમત ને જવાબની કિંમત વચ્ચે ૮ ના ગુણોત્તરનો સંબંધ લાગુ કરવો, એટલે ભાવમાં રૂપીઆ હોય તો તેથી બમણા આના, આના હોય તો તેથી બમણા ઉપઆના, અને પૌંડ હોય તો તેથી ૨ાા ગણા શિલિંગ જવાબ થાય.

**ઉદાહરણ ૧ લું.** ૯ રૂપીઆનું ૧ શેર રેશમ મળે તો ૧ નવટાંક રેશમનું શું?

આમાં ભાવનું માપ ૧ શેર છે ને લેવાનું માપ ૧ નવટાંક છે છે તે બંને વચ્ચે ૮ નું ગુણોત્તર છે, એટલે ભાવ ને જવાબની કિંમત વચ્ચે પણ ૮ નું ગુણોત્તર રહેવું જોઇએ. તેથી ૯ રૂપીઆ છે તેથી બમણા આના એટલે ૧૮ આના તે ૯ રૂપીઆનું ગુણોત્તર થાય માટે જવાબ રૂ. ૧)॥

**ઉદાહરણ ૨ જું.** ૭ આનાનું શેર તેલ મળે તો ૩ નવટાંકનું શું?

પ્રથમ ૧ નવટાંકના ૮ × ૨ = ૧૪ ઉપઆના પછી ત્રણ નવટાંકના ૧૪ × ૩ = ૪૨ ઉપઆના = રૂ. ૦)=।॥ જવાબ.

**બીજાં ઉદાહરણો**—૧. ૬। રૂ.નું ૧ ગજ તો ૩ તસુનું શું?

૨. ૮।। રૂ.નું ૧ માણી તો ૪।। મણનું શું!

૩. ૧૭।।। રૂ.નું ૧ મણ તો ૫ શેરનું શું?

૪. ૯ આનાનું ૧ શેર તો ૭ નવટાંકનું શું?

૫. ૧૧ રૂ.નું ૧ ખાંડી તો રૂ. ૧॥ નું કેટલું આવે?

૬. ૭ રૂ.નું ૧ ગજ તો રૂ. ૦।।।= નું કેટલું આવે!

૭. ૬ આનાનું ૧ શેર તો ૯ પાઇનું કેટલું આવે?

૮. ૨૪।। રૂ.નું ૧ ખાંડી તો રૂ. ૩)- નું કેટલું આવે?

## ૧૦ નું ગુણોત્તર.

સેંકડો ને ૧૦ નંગ. રૂપીઓ ને ૧૦ દોકડા.

હજાર ને સેંકડો. આનો ને ૧૦ બદામ.

ગાંસડી ને રીમ પૌંડ ને ૨ શિલિંગ.

૧૦ નું ગુણોત્તર જણાય ત્યારે નિયમ—

૧ ભાવમાં રૂપીઆ હોય તો તેથી ૧૦ ઘણા દોકડા.

૨ „ આના „ „ ૧૦ ગણી બદામ.

૩ „ પૌંડ „ „ ૨ ગણા શિલિંગ.

**ઉદાહરણ ૧ લું.** ૭૭ રૂ.ના ૧ ગાંસડી કાગળ મળે તો ૧ રીમનું શું?

આમાં ગાંસડી ને રીમ વચ્ચે ૧૦નું ગુણોત્તર છે. માટે ભાવ ને જવાબ વચ્ચે ૧૦નું ગુણોત્તર રહેવું જોઇએ, અટલે ૭૭ × ૧૦ = ૭૭૦ દોકડા = રૂ. ૭ | ૨૦ દોકડા જવાબ.

**ઉદાહરણ ૨ જું.** રૂ. ૦।≈ હજાર કોડી તો ૨૦૦ કોડીનું શું?

પ્રથમ ૧૦૦ કોડીનું કરવું એટલે ૬ × ૧૦ = ૬૦ બદામ પછી ૨૦૦નું કરવા ૬૦ × ૨ = ૧૨૦ બદામ = ૧ આનો ૨૦ બદામ જ૦

**બીજા ઉદાહરણો.** ૧ ૪૫ રૂ.ના ૧ ગાંસડી કાગળ તો ૩ રીમનું શું?

૨ ૭ા રૂ.ના હજાર નળીઆં તો ૩૫૦ નળીઆંનું શું?

૩ રૂ. ૦ા≈નાં સો જાંબુ તો ૩૦ જાંબુનું શું?

૪ ૧૦૦ ઘોડાને હંમેશાં ૨૬ રૂ.નું ઘાસ જોઇએ તો ૩ ઘોડાને કેટલું?

૫ ૪ા પૌંડમાં ૧૦૦ માઇલ મુસાફરી થાય તો ૪૦ માઇલની મુસાફરીમાં શો ખર્ચ આવે?

### ૧૬ નું ગુણોત્તર.

| | |
|---|---|
| શેર ને અધોળ. | ગજ ને ૧ા તસુ. |
| મણ ને રા શેર. | ભાર ને ૧ા મણ. |
| કળશી ને મણ. | ગાડ્ડી ને ૬ાા મણ ૫ શેર. |
| ખાંડી ને ૧ા મણ. | બેડીઉં ને ૨ મણ. |
| ગદીઆણો ને વાલ. | સેંકડો ને ૬ા નંગ. |
| તોલો ને ૨ વાલ. | કોડી ને ૧ા નંગ. |
| ટન ને ૧ા હંડ્રેડ. | ડઝન ને ૦ાા નંગ. |
| રૂપીઓ ને આનો. | હજાર ને ૬૨ા નંગ. |
| આનો ને ઉપઆનો | વાર ને ૨ા ઈંચ. |
| પૌંડ ને શિલિંગ. | ફૂટ ને ૦ાા ઈંચ. |

૧૬ નું ગુણોત્તર જણાય ત્યારે નિયમ—

૧ ભાવમાં રૂપીઆ હોય તો જવાબમાં તેટલાજ આના.

૨ „ આના „ „ „ ઉપઆના

૩ „ પૌંડ „ „ „ સવાગણા શિલિંગ.

**ઉદાહરણ ૧ લું.** ૧૬। રૂ.નું ૧ ગદિઆણો સોનું તો ૫ વાલનું શું?

આમાં ભાવનું માપ ગદિઆણો ને લેવાનું માપ વાલ છે. તેની વચ્ચે ૧૬ નું ગુણોત્તર છે. માટે ભાવ ને જવાબ વચ્ચે ૧૬ નું ગુણોત્તર આવે એટલે રૂપીઆ જેટલાજ આના આવે તેથી ૧ વાલની કિંમત ૧૬। આના માટે ૫ વાલની કિંમત ૧૬। × ૫ = ૮૧। આના = રૂ. ૫)≈। જવાબ.

ઉદાહરણ ૨ જું. ૭) પૌંડનો ૧ મણ કપાસ તો ૨।। શેરનું શું?

મણ ને ૨।। શેર વચ્ચે ૧૬ નું શેણોત્તર છે. તેથી ભાવ ને જવાબ વચ્ચે ૧૬ નું ગુણોત્તર રહેવું જોઇએ. પૌંડનું ૧૬ નું ગુણોત્તર ૧। શિલિંગ છે, તેથી ૭ પૌંડ સાથે ૭ × ૧। = ૮।।। શિલિંગ જવાબ.

**બીજાં ઉદાહરણો**—૧ ૧૪ રૂ.નું ૧ ગદિઆણો ૫ વાલનું શું ?

૨. ૯ આને ૧ શેર તો ૫ અધોળનું શું ?

૩. ૮।। રૂ.નું ખાંડી તો ૩।।। મણનું શું ?

૪. ૧૯ રૂ.નું ૧ કળશી તો ૭ મણનું શું ?

૫. .. ૫ આને અધોળ તો ૧ શેરનું શું ?

૬. ૧૭ રૂ.નું ૧ તોલો તો ૨ રૂ. ૨ આનાનું કેટલું આવે ?

૭. ૨ પૌંડનું ૧ ગજ કપડું આવે તો ૫ શિલિંગનું કેટલું આવે ?

૮. ૧૬ ઘેટાંની કિંમત ૪૭ રૂ. થાય તો ૭ ઘેટાંની શી કિંમત થાય?

## ૩૨ નું ગુણોત્તર.

બેડીઉં ને મણ — રૂપીઓ ને ૦॥ આનો કે બે પૈસા
તોલો ને વાલ — કે ૬ પાઈ.
મણ ને ૧॥ શેર — આનો ને ૦॥ ઉપઆનો.
શેર ને ૧॥ રૂ. ભાર

૩૨ નું ગુણોત્તર જણાય ત્યારે નિયમ—

૧ ભાવમાં રૂપીઆ હોય તો જવાબમાં તેથી ૦॥ આના અથવા બમણા પૈસા અથવા ૬ ગણી પાઇ.

૨ ભાવના આના હોય તો જવાબમાં તેથી ૦॥ ઉપઆના.

**ઉદાહરણ ૧ લું.** ૨૭ રૂ.નું તોલો સોનું મળે તો ૧ વાલ સોનાનું શું ?

તોલા ને વાલ વચ્ચે ૩૨ નું ગુણોત્તર છે. માટે ભાવ ને કિંમત વચ્ચે ૩૨ નું ગુણોત્તર રહેવું જોઇએ. રૂપીઆ સાથે ૩૨નું ગુણોત્તર બમણા પૈસા થાય છે માટે ૨૭ × ૨ = ૫૪॥ પૈસા = રૂ. ०॥।~॥ ०॥ પૈસો જ૦

**બીજાં ઉદાહરણો**—૧. ૧૭ રૂ.નું બેડીઉં તો ૩ મણનું શું ?

૨. ૨૫॥ રૂ.નું તોલો તો ૪ વાલનું શું ?

૩. ૦॥। રૂ.નું ૧ શેર તો ૧॥ રૂ. ભારનું શું ?

૪. ૨૪॥ રૂ.નું ૧ તોલો તો ०॥। રૂ. ०। નું કેટલું આવે ?

૫. ૫॥ રૂ.નું બેડીઉં તો ०॥ રૂ. ०। નું કેટલું આવે ?

૬. રૂ. ०॥~ નું તોલો તો ૧૩॥ ઉપઆનાનું કેટલું આવે ?

## ૬૪ નું ગુણોત્તર.

| | | |
|---|---|---|
| મણ ને | ૨॥ પાશેર કે | ગાલ્ડી ને ૧૮॥ શેર |
| | ૫ નવટાંક કે | બેઠીઉ ને ૨૦ શેર. |
| | ૧૦ અધોળ કે | મુડો ને ૨૫ શેર. |
| | ૨૫ રૂપીઆભાર | |
| માણી ને | ૭॥ શેર | ગદીઆણો ને ૦। વાલ. |
| કળશી ને | ૧૦ શેર | |
| ખાંડી ને | ૧૨॥ શેર | તોલો ને ૦॥ વાલ. |
| ભાર ને | ૧૫ શેર | રૂપીઓ ને પૈસો |
| | | આનો ને ૦। ઉપઆનો. |

૬૪ નું ગુણોત્તર હોય ત્યારે નિયમ—

૧. ભાવમાં રૂપીઆ હોય તો જવાબમાં તેટલા પૈસા.

૨. „ આના „ „ ૦। ગણા ઉપઆના.

**ઉદાહરણ ૧ લું**—૧૪॥ રૂા. નું ૧ મણ તેલ તો ૨॥ પાશેરનું શું?

આમાં ભાવનું માપ અને આપેલા તોલ વચ્ચે ૬૪ નું ગુણોત્તર છે. માટે ભાવ ને જવાબ વચ્ચે ૬૪ નું ગુણોત્તર રહેવું જોઇએ. રૂપીઆનું ૬૪ નું ગુણોત્તર તેટલા પૈસા છે. માટે ૧૪॥ પૈસા = ૩॥ આના ને ૦॥ પૈસો જવાબ.

**બીજાં ઉદાહરણો**—૧. ૧૭॥ રૂપીઆનું ૧ માણી તો ૧૫ શેરનું શું?

૨. ૧૪ રૂા. નું ૧ ખાંડી તો ૧૮॥ શેરનું શું?

૩. ૧૬ રૂા. નું ૧ ભાર તો ૧૨॥ શેરનું શું?

૪. ૯ રૂા. ૧ મણ તો ૧। પાશેરનું શું?

૫. ૧૮ રૂા. નું ૧ કળશી તો ૯ પૈસાનું કેટલું?
૬. ૧૪ા રૂા. નું ૧ ખાંડી તો ૧૪ા પૈસાનું કેટલું?
૭. ૨૦ રૂા. નું ભાર તો ૧૫ આનાનું કેટલું?
૮. ૧૭ રૂા. નું ગાલ્ડી તો ૫૧ પૈસાનું કેટલું.

---

## ૨૬૪ નું ગુણોત્તર.

| | |
|---|---|
| મણ ને ૧૨ પૈસાભાર | રીમ ને તાવ. |
| માણી ને ૨ શેર | પૌંડ ને પેન્સ. |
| ભાર ને ૪ શેર | રૂપીઆ ને ૬ ૧/૪ બદામ કે ૪/૫ ગણી પાઇ. |
| ગાલ્ડી ને ૫ શેર | આનો ને ૬ ૧/૪ વીસવાસી. |

૨૪૦ નું ગુણોત્તર હોય ત્યારે નિયમ—

૧. ભાવમાં પૌંડ હોય તો જવાબમાં તેટલા પેન્સ.
૨. ,, રૂપીઆ ,, ,, તેથી ૪/૫ ગણી પાઈ.
૩. ,, આના ,, ,, તેથી ૬ ૧/૪ ગણી વીસવાસી.

**ઉદાહરણ ૧ લું**—૧૦) નું ૧ માણી તો ૨ શેરનું શું?

આમાં ભાવના માપ ને આપેલા ભાવ વચ્ચે ૨૪૦ નું ગુણોત્તર છે. માટે ભાવના રૂા કરતાં ૪/૫ ગણી પાઈ જવાબ આવે. માટે ૧૦×૪/૫ ૮ પાઈ જવાબ.

**બીજાં ઉદાહરણો**—૧ ૭ રૂપીઆનું ભાર તો ૪ શેરનું શું?
૨. ૯ પૌંડનું ગાલ્ડી તો ૧૦ શેરનું શું?
૩. ૧૭ રૂ.નું રીમ તો ૪ તાવનું શું?
૪. ૧૫ રૂ.નું મણ તો ૧ા આનાનું કેટલું?

૫. ૮ાા પૌંડના રીમ કાગળ તો ૪ાા પેન્સના કેટલા?
૬. ૪ શેર રૂના ૩ રૂા. બેસે તો ૧ ભાર રૂનું શું બેસે?

---

## ૨૫૬ નું ગુણોત્તર.

મણ ને ૨ાા અધોળ કે ગાલ્લી ને ૪ાા શેર ૩ અધોળ
૬ાા રૂપિઆભાર બેડીઉં ને ૫ શેર.
માણી ને ૧ાાા શેર ૨ અધોળ રૂપીઓ ને ઉપઆનો.
કળશી ને ૨ાા શેર
ખાંડી ને ૩ શેર ને ૨ અધોળ
ભાર ને ૩ાાા શેર

૨૫૬ નું ગુણોત્તર હોય ત્યારે નિયમ—

૧. ભાવમાં રૂપીઆ હોય ત્યારે જવાબમાં તેટલા ઉપઆના.

**ઉદાહરણ**—૧૧ રૂા. નું મણ તો ૬ાા રૂા. ભારનું?

આમાં મણ ને ૬ાા રૂા. વચ્ચે ૨૫૬ નું ગુણોત્તર છે. માટે જવાબ ૧૧ ઉપઆના = ાા આનો ૩ ઉપઆના.

**બીજાં ઉદાહરણો**—૧. ૧૪ રૂા. નું કળશી તો ૫ શેરનું?

૨. ૧૭ાા રૂા. નું ભાર તો ૩ાાા શેરનું?

૩. ૧૮ાા૰ રૂા. નું બેડિયું તો ૧૫ શેરનું શું?

૪. ૧૪ રૂા. નું મણ તો ૧૪ ઉપઆનાનું કેટલું?

૫. ૨૮ રૂા. નું ખાંડી તો ૫૬ ઉપઆના (૩ાા આનાનું) કેટલું?

---

## ૩૨૦ નું ગુણોત્તર.

| | |
|---|---|
| મણુ ને નવટાંક કે | પૌંડ ને ૦ાા પેની |
| ૫ રૂપિઆભાર કે | રૂપીઓ ને ૫ બદામ |
| ૯ પૈસાભાર | આનો ને ૫ વિસવાસી |
| માણી ને ૧ાા શેર | |
| કળશી ને ૨ શેર | |
| ખાંડી ને ૨ાા શેર | |
| ભાર ને ૩ શેર | |
| ગાલ્લી ને ૩ાાાશેર | |
| એડિયું ને ૪ શેર | |

૩૨૦ નું ગુણોત્તર હોય ત્યારે નિયમ--

૧ ભાવમાં પૌંડ હોય તો જવાબમાં ૦ાા ગણા પેન્સ
૨ ,, રૂપીઆ ,, ,, ૫ ગણી બદામ.
૩,, આના ,, ,, ૫ ગણી વિસવાસી.

ઉદાહરણ--૧૧ રૂ. નું મણુ તો ૧ નવટાંકનું શું?

બંને વચ્ચે ૩૨૦ નું ગુણોત્તર છે. માટે ૫ ગણી બદામ એટલે ૧૧×૫=૫૫ બદામ = ૦ાં આનો ૫ બદામ.

**બીજાં ઉદાહરણો**— ૧. ૬ રૂ. નું માણી તો ૪ાા શેરનું શું?
૨. ૧૪ રૂ. નું ખાંડી તો ૩ાા શેરનું શું?
૩. ૧૯ રૂ. નું એડીઉં તો ૨ શેરનું શું?
૪. ૧૮ રૂ. નું મણુ તો ૫ દોકડા ૧૦ બદામનું કેટલું આવે?
૫. ૧૪ પૌંડનું ૧ ભાર તો ૧૦ાા પેન્સનું કેટલું આવે?

૬. ૩ આને મણ તો ૧૧ બદામ ને ૨ાા વિસવાસીનું કેટલું આવે?

---

## પત્રવ્યવહાર.

આ ધોરણમાં બાળકોને પત્રવ્યવહાર શિખવવામાં આવે છે તેથી તે સંબંધે નીચેની હકીકત શિખવવી. પત્ર લખવો હોય તો તેનાં નીચે મુજબ ત્રણ પેટાં પડી શકે છે.

(૧) પત્રનું મથાળું (૨) પત્રમાંની હકીકત (૩) પત્રની સમાપ્તિ.

પત્રના મથાળાના ભાગમાં જૂની તથા નવી રીતે પત્ર લખવામાં ફેર છે તે બંને રીતના પત્ર જોવાથી જણાશે. નવી રીતે પત્ર લખવો હોય તો મથાળે જમણી બાજુએ પત્રને ખૂણે ગામનું નામ, ઠેકાણું ને તારીખ લખાય છે. પછી જરા નીચે ડાબી તરફથી શરૂ કરી જેનાપર પત્ર લખવો હોય તેના નામની પહેલાં થોડાંક યોગ્ય વિશેષણો લખી તેનું નામ લખાય છે. પછી કાગળની હકીકત શરૂ કરવામાં આવે છે. છેવટ પત્ર પૂરો થાય ત્યારે લખનાર જેનાપર પત્ર લખ્યો હોય તેની સાથેના પોતાના સંબંધ પ્રમાણે નીચે જમણી બાજુએ પોતાના નામની પહેલાં વિશેષણ મૂકી પોતાનું નામ લખે છે ને તેની સાથેના સંબંધ મુજબ સલામ, નમસ્કાર, જયશ્રીકૃષ્ણ લખે છે.

હવે જો જૂની રીતે પત્ર લખવો હોય તો પ્રથમ ગામનું નામ ને તેની પહેલાં અમુક વિશેષણો લખાય છે ત્યારપછી જેનાપર પત્ર લખવો હોય તેનું નામ ને તેની પહેલાં કેટલાંક વિશેષણો મૂકાય છે. પછી તેના નામની પાછળ સંબંધ પ્રમાણે 'સેવામાં, ચિરંજીવી ઘણી

હજો' વગેરે શબ્દો મૂકાય છે. ત્યારબાદ જે ગામથી પત્ર લખ્યો હોય તે ગામનું નામ અને તેની પછી જેણે લખ્યો હોય તેનું નામ અને તેની પછી જેણે લખ્યો હોય તેનું નામ અમુક વિશેષણો સાથે આવે છે અને તે ગામની પાછળ 'ના પ્રણામ, સલામ' વગેરે લખવા યોગ્ય શબ્દો આવે છે. પછી જે હકીકત લખવી હોય તે લખાય છે અને છેલ્લે મિતિ, માસ, સન, વાર, વગેરે નાખી કાગળ પૂરો કરાય છે. કાગળની છેવટે લખનાર પોતાના દસ્કત કરે છે.

ઉપર મુજબ કાગળ લખવાની જે રીતો બતાવી છે તે મુજબ પત્રો લખતાં કેટલાંક વિશેષણો વપરાય છે. પત્રમાં કોના પહેલાં કયાં કયાં વિશેષણો લગાડી શકાય તે નીચે દર્શાવ્યું છે.

| પત્રમાં વપરાતાં વિશેષણો | તેના અર્થ. | કોના નામની પહેલાં લગાડાય છે તે |
|---|---|---|
| શિરછત્ર | માથાનું છત્ર | પિતા માતા અગર માબાપ તુલ્ય વડિલોના નામ પહેલાં. |
| તીર્થરૂપ | તીર્થ જેવા પવિત્ર | " " |
| મુરબ્બી | આશરો આપનાર | જેનો આશરો લેવા જેવી સ્થિતિમાં આપણે હોઇએ તેના નામ પહેલાં |
| શુભેચ્છક કે શુભચિંતક | ભલું ઇચ્છનાર | જે આપણું ભલું ઇચ્છતા હોય. તેના નામ પહેલાં. |
| કૃપાસાગર | કૃપાના ભંડાર | જે આપણા ઉપર કે બીજા ઉપર બહુજ કૃપા રાખતા હોય તેના નામ પહેલાં. |
| મહેરબાન | મહેર—દયા રાખનાર | " " |

| | | |
|---|---|---|
| કદરદાન | કાર્યની બુઝ જાણી બદલો આપનાર | જે નોકરો ઉપર તેના કાર્યના બદલાની વૃષ્ટિ કરતા હોય તેના નામ પહેલાં. |
| નામદાર | નામવાળા,પ્રખ્યાત | રાજાઓ, મોટા અમલદારો કે મોટા શ્રીમંતોના નામ પહેલાં |
| નેકનામદાર | નેક—ઇજત સાથે પ્રખ્યાત, | " " " |
| ખુદાવંદ | ખુદા—ઇશ્વર જેવા | " " " |
| ગરીબ પરવર | ગરીબોને પાળનાર | " " " |
| જહાંપનાહ | દુનિયાનું રક્ષણ કરનાર | મોટા બાદશાહોના નામ પહેલાં |
| પરદુઃખભંજન | બીજાનું દુઃખ ભાગનાર | લોક કલ્યાણ કરનારના નામપહેલાં |
| પરોપકારી | બીજાપર ઉપકાર કરનાર | " " " |
| પૂજ્યારાધ્યે | પૂજવા ને આરાધવા યોગ્ય | પવિત્ર ચરિત્રવાળા પુરુષના નામ પહેલાં |
| સકલગુણ સંપન્ન | બધા ગુણોથી યુક્ત | સદ્દગુણી મનુષ્યના નામ પહેલાં |
| શુભોપમાલાયક | સારી ઉપમાને યોગ્ય | સારા ગુણોથી યુક્ત પુરુષના નામ પહેલાં. |
| ચતુરસુજાણ | ચતુર અને સુજાણ | ચાલાક ને ડાહ્યા મનુષ્યના નામ પહેલાં. |
| વિવેકસાગર | વિવેકનો સમુદ્ર | ઘણા વિવેકી મનુષ્યના નામ પહેલાં |
| સદ્દગુણ ભંડાર | સદ્દગુણોનો ખજાનો | સદ્દગુણી મનુષ્યના નામ પહેલાં |
| ચિરંજીવી | લાંબીમુદત જીવનાર | છોકરાં કે છોકરાં તુલ્ય જે હોય તેના નામ પહેલાં. |
| રાજમાન રાજેશ્રી | રાજમાં માનવાળા તથા રાજની લક્ષ્મી જેવા | મોટા આબરૂવાળા ગૃહસ્થના અગર સરકારી નોકરીમાં હોય તેના નામની પહેલાં. |

| | | |
|---|---|---|
| પરમપ્રિય | ઘણા વહાલા | પ્રેમી મનુષ્યો કે સંબંધી જનોના નામની પહેલાં. |
| પ્રાણાધાર | પ્રાણને આધાર આપનાર | પતિના નામ પહેલાં. |
| પ્રાણનાથ–પ્રિયતમ | પ્રાણના ધણી,ઘણા વ્હાલા | ,, ,, |
| મુકુટમણિ | મુકુટના મણિ | ,, ,, |
| સૌભાગ્ય ભૂષણ | સૌભાગ્યના શણગાર | ,, ,, |
| પ્રિયભાઇ | વ્હાલાભાઇ | મિત્ર કે નાના ભાઇના નામ પહેલાં. |
| પ્રિય સ્નેહી | વ્હાલામિત્ર | મિત્રના નામ પહેલાં |
| અખંડ સૌભાગ્યવતી અ. સૌ. | જેનું સૌભાગ્યસારૂં નસીબ કાયમ રહે તેવી | પતિ હયાત હોય તેવી સ્ત્રીના નામ પહેલાં. |
| પ્રિયતમા | ઘણી વહાલી | સ્ત્રીના નામ પહેલાં |
| પ્રાણપ્યારી | પ્રાણજેવી વ્હાલી | ,, ,, |
| ગુરુવર્ય | શ્રેષ્ઠ ગુરુ | ગુરુના નામ પહેલાં |
| શ્રીમંત, શ્રીયુત, શ્રીયુક્ત, શ્રીમાન | શોભા કે લક્ષ્મીથી યુક્ત | ધનાઢ્ય કે વિદ્યાસંપન્ન મનુષ્યોના નામ પહેલાં |
| આજ્ઞાંકિત કે આજ્ઞાધીન | આજ્ઞાને આધીન | તાબેદાર પોતાના નામ પહેલાં |
| ગંગાસ્વરૂપ | ગંગાજી જેવાંપવિત્ર | વિધવા સ્ત્રીના નામ પહેલાં |
| મહાશય | મોટા હેતુવાળા | જેના હેતુ મોટા હોય તેના નામની પહેલાં |

પત્રમાં લખનાર પોતાને માટે ક્યારે ક્યાં વિશેષણો વાપરી શકે તેની સમજ.

| | |
|---|---|
| તાબેદાર, આજ્ઞાંકિત સેવક, આજ્ઞાધારક, આજ્ઞાધીન, આભારી સેવક, ચર્ણરજદાસ, અતિ નમ્રસેવક. | વડિલ અગર ઉપરીને પત્ર લખ્યો હોય ત્યારે. |

આજ્ઞાંકિત છોરૂ યા પુત્ર—પિતાને પત્ર લખ્યો હોય ત્યારે
નમ્રસેવક, દાસ, તાબેદાર—કોઇ પૂજ્ય ગૃહસ્થને પત્ર લખ્યો હોય ત્યારે
દર્શના ભિલાષી, દર્શનોત્સુક—જેને મળવા ઘણી આતુરતા હોય તે પત્ર લખીએ ત્યારે.

સ્નેહાધીન, પ્રેમાધીન—મિત્ર કે પ્રેમીને પત્ર લખીએ ત્યારે.
શુભેચ્છક—જેનું ભલું ઇચ્છતા હોઇએ તેને પત્ર લખીએ ત્યારે ખાસ કરીને આપણાથી નાનાને પત્ર લખીએ ત્યારે.

**પત્ર લખવામાં નમન માટે વપરાતા શબ્દોની યાદી.**

નમસ્કાર, દંડવત પ્રણામ, સાષ્ટાંગ દંડવત પ્રણામ, જેગોપાળ, જેશ્રીકૃષ્ણ, જે, જે જુહાર, રામરામ, સલામ, દુઆસલામ, આશીષ, આશીર્વાદ, જે સ્વામીનારાયણ, જે સચ્ચીદાનંદ, નમસ્તે, જે અંબે, યથાયોગ્ય, ઘટિત, વગેરે આ શબ્દોનો ઉપયોગ સૌ પોતપોતાના ધર્મ ને યોગ્યતા મુજબ કરે છે.

# થોડાક નમુના.

## મિત્રપર ચિઠ્ઠી.

અમદાવાદ સારંગપુર

ઘર નં. તા.

પ્રિય ભાઇ નટવરલાલ છગનલાલ,

વિનંતી કે—આજરોજ મારાથી નિશાળે આવી શકાયું નથી તેથી કાલનાં લેસન જાણવાની જરૂર છે. તો આવનાર માણસ સાથે લખી મોકલવા મહેરબાની કરશો.

લી. સ્નેહાધીન.

દોલતરાય નરહરરાયના પ્રણામ.

## ગુરુપર ચિઠ્ઠી.

અમદાવાદ. પાનકોરનું નાકું

ઘર નં. તા.

પરમપૂજ્ય ગુરુવર્યશ્રી લક્ષ્મીશંકર કરશનજી,

નમ્રતા પૂર્વક વિનંતી કે—આજે મારે ત્યાં લગ્ન પ્રસંગ હોવાથી હું શાળામાં હાજરી આપી શકતો નથી તો હાજરીપત્રકમાં મારી રજા પુરવા કૃપા કરશોજી.

લી. આજ્ઞાંકિત શિષ્ય.

છોટાલાલ તુલસીદાસના સાષ્ટાંગ

દંડવત્ પ્રણામ.

## સુધરેલી ઢબપ્રમાણે પત્રનો નમુનો.

### પુત્રનો પિતાપર પત્ર.

રાજકોટ તા.

પરમપૂજ્ય તીર્થરૂપ શિરછત્ર પિતાશ્રી,

નમ્રતાપૂર્વક વિનંતી કે-આપ મુંબઇ પધાર્યા ત્યાર પછી આપના બે પત્રો પહોંચ્યા જે વાંચી અમોને ઘણો આનંદ થયો છે. અત્રે સૌ ખુશીમાં છે. અમો બધાં શરીરે સારાં છીએ. મારો તથા શાન્તા બેનનો અભ્યાસ બરાબર ચાલે છે ફિકર કરશો નહિ ને શાંતિથી આપનું કાર્ય કરી આનંદે વેલાસર ઘેર પધારશો. અત્રે બે દિવસથી વરસાદ વરસવો શરૂ થયો છે. લોકોનાં મન આનંદી થયાં છે. ત્યાંના ખબર લખશો. કામસેવા ફરમાવશો. એજ વિનંતી તા. સદર.

લી. આજ્ઞાંકિત છોરૂ,
ચુનીલાલ ના પગેલાગણ.

### કંકોત્રીનો નમુનો.

સુરત, ખપાટિયો ચકલો તા.

મહેરબાન શેઠ સાહેબ કરશનજી ગોકળદાસ,

વિશેષ વિનંતી કે-અમારા ચિરંજીવી છોટાલાલનાં શુભ લગ્ન માગશર સુદ ૩ ને વાર શનિવારનાં નિરધાર્યાં છે. લગ્નનું મુહૂર્ત રાતના ૯ વાગ્યાનું છે તો તે શુભપ્રસંગે આપના મિત્રમંડળ સહિત સહકુટુંબ પધારી મને આભારી કરશો. એજ વિનંતી

| | | |
|---|---|---|
| સુરત<br>લીમડાચોક<br>તા. – – | } | લી. સેવક,<br>નરસિંહ રામજીના<br>જયશ્રીકૃષ્ણ. |

## જુની ઢબ પ્રમાણે લખાતા પત્રનો નમુનો.

શ્રી ૭

સ્વસ્તિશ્રી જુનાગઢ મહાશુભસ્થાને પૂજ્યારાધ્યે સર્વે શુભોપમા લાયક શેઠશ્રી ૫ શેઠ લીલાધર હરજીવનદાસની પરિવાર ચિરંજીવી પ્રણી હજો. એતાનશ્રી રાજકોટથી લી. શા. પાનાચંદ કપુરચંદના જેગોપાળ વાંચશો. વિશેષ અત્રે કુશળતા છે. તમારી કુશળતાનો પત્ર આવ્યો વાંચી સમાચાર જાણ્યા. તેવી રીતે હરહમેશ લખતા રહેશો. કામ-કાજ લખશો. અનાજ વગેરેના બઝાર તેજીપર છે કંઇ ખરીદ કર-વાની મરજી હોય તો લખશો જુદાઇ જાણશો નહિ. અમે તમારાજ છીએ. એજ સંવત ૧૯૭૫ ના વૈશાખ વદ ૩.

લી:— પાનાચંદ કપુરચંદના જેગોપાળ

દા. વિનયચંદ પાનાચંદ

